*Registered No. B. 810.*
THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી
# વેપારી ચેમ્બરનું માસિક.

મું VOL. VIII. JULY 1915. No. 1 જુલાઇ ૧૯૧૫. અંક ૧ લો

અનુક્રમણિકા.



INDEX.

| | | | | |
|---|---|---|---|---|
| ઇમ્પીરીયલ બેંક ઑફ જરમની(કરન્ટ એકાઉન્ટસ) | ૪,૬૦,૦૦,૦૦૦ | ૮,૨૦,૦૦,૦૦૦ | ૩,૬૦,૦૦,૦૦૦ | ૩૬ |
| બેંક ઑફ રસીયા | ૧૧,૧૦,૦૦,૦૦૦ | ૧૨,૭૦,૦૦,૦૦૦ | ૧,૬૦,૦૦,૦૦૦ | ૫૬ |
| ઓસ્ટ્રો હન્ગેરીયન બેંક | ? | ? | ...... | ... |
| કુલ ..... | ૨૪,૭૦,૦૦,૦૦૦ | ૫૨,૦૦,૦૦,૦૦૦ | ૨૭,૩૦,૦૦,૦૦૦ | ...... |

## REVIEWS.

## સાભાર સ્વીકાર.

**સ્વતંત્રતા**
**યાને**
**હુન્નર સંગ્રહ ભાગ ૨ જો.**

સ્વતંત્રતા યાને હુન્નર સંગ્રહ ભાગ ૨ જા ની એક નકલ હમારા અવલોકનાર્થે મોકલવામાં આવી છે આ પુસ્તકનો અત્રે સ્વીકાર કરતાં ઘણી ખુશી ઉપજે છે. અને એ પુસ્તકના લેખક અને પ્રસિદ્ધ કર્તા મી૦ એમ. સી. દેશાઇને આવું ઉપયોગી પુસ્તક પ્રસિદ્ધ કરવા માટે તથા હુન્નરોદય મંડળના માલિકોને આ પુસ્તકનો બહોળો ફેલાવો કરવા માટેના તેમના પ્રયાસ માટે મુબારકબાદી આપીએ છીએ.

આ પુસ્તકમા જુદા જુદા સેન્ટસ, માથામા નાખવાના તેલો, પોમેટમ, જુદી જુદી શાહી, પાઉડર શરબત, વાર્નીશ, પાલીશ, દરાજના, ખસના મલમો, સુગંધી એસેન્સો, તથા સાબુ, સીમીટ વિગેરે ઉપયોગી ચીજોની બનાવટની રીત આપવામાં આવી છે. આ હુન્નરોમાં વાપરવાની ચીજો જોકે ઘણી ખરી પરદેશીજ છે પણ જ્યાં સુધી આપણા દેશમાં એ ચીજોના ઉદ્યોગ સ્થાપી શકાય નહિં ત્યાં સુધી પરદેશી ચીજો વડે પણ આવા હુન્નરે આપણા દેશમાં સારા પાયા પર ખીલવી શકાય તો પણ દેશને ઘણો ફાયદો થાય.

# COMMERCIAL SUBJECTS.

# વેપારી વિષયો.

## EVOLUTION OF INDIAN INDUSTRIES.

## "હિંદુસ્તાનની ઔદ્યોગિક પ્રવૃત્તિ"



(ગ્લીન બાર્લોના પુસ્તકનામે Industrial India ના આધારે લખનાર હરીલાલ માણેકલાલ દેશાઈ બી. એ અને કલ્યાણરાય નથ્થુભાઇ જોશી. બી. એ.)

### પ્રકરણ બીજું.

### સહકાર્ય.

જો હિંદના વ્યાપારની ખીલવણી મોટા પાયાપર કરવી હોય તો પ્રથમ તો જોઇન્ટસ્ટૉક કંપનીથી કામ કરવાની પદ્ધતિનો વિકાસ થવો જોઇએ. હિંદુસ્તાનમાં વ્યાપાર કરનાર ખાનગી પેઢીઓની આર્થિક સ્થિતિ એવી નથી કે મોટાં સાહાસક કામો તે ઉપાડી શકે; અને તેથી કરીને જો મોટાં સાહસિક કામો ઉઠાવવાં હોય તો હિંદવાસીઓને પોતાનાં નાણાં જોઇન્ટસ્ટૉક કંપનીમાં રોકવાની ટેવ પડવી જોઇએ. હિંદમાં હજારો સ્થળે લાભદાયક ઔદ્યોગિક યોજના વાસ્તેની ગુપ્ત સંભાવ્યતા રહેલી હશે; પરંતુ આવી યોજના ઉભી કરવા માટે જોઇતો પૈસો અને હિંમત કોઇ પણ એક વ્યક્તિ ધરાવી શકે નહિ. જેને લીધે આવા ઉદ્યોગો ખીલી શકતા નથી અને તેમાંથી પ્રાપ્ત થતો નફો હમેશ નિર્માલ્ય રહે છે. તેથી કરીને ઉદ્યોગની વૃદ્ધિ માટે જોઇન્ટસ્ટૉક કંપની સ્થાપવાનું લોકોએ શીખવું જોઇએ.

હિંદુસ્તાનમાં તો ગામડાના તેમજ શહેરના લોકો પણ જોઇન્ટસ્ટૉક કંપનીમાં નાણાં રોકતાં ખમચાય છે; અને જ્યાં લોકોનું કંઇક અંશે વ્યાપાર તરફ વલણ છે તેવા મુંબઇ અને કલકત્તાની આસપાસના પ્રદેશને બાદ કરીએ તો દેશી સાહસથી અને મુખ્યત્વે કરીને હિંદવાસીઓના ભંડોળથી ઉભી થયેલી આવી વ્યાપારી સંસ્થાઓ હિંદના બીજા ભાગમાં ઘણી જુજ નજરે પડે છે. જ્યાં સુધી આ પ્રકારની ખામી દુર થશે નહીં ત્યાં સુધી હિંદનો ઉદ્યોગ અમુક વ્યક્તિયોના હાથમાં અથવા તો નાની પેઢીઓના હાથમાં મોટે ભાગે રહેશે; અને ઉદ્યોગનો વિકાસ થતો અટકશે. આ ખામીના કારણો શોધવા જવું પડે તેમ નથી.

એક કારણ એ છે કે હિંદમાં સુસ્પષ્ટ (tangible) સંપત્તિ માટે લોકોને ખાસ મોહ હોય છે; પછી તે નાણાના રૂપમાં, ઝવેરાતના રૂપમાં, અથવા તો સ્થાવર મીલકતના રૂપમાં હોય તોપણ ચાલે. આવા પ્રકારની સંપત્તિ માટેનો મોહ એ પ્રાચીન કાળની રીતિ પધ્ધતિનો અવશેષ છે. એ કાળમાં સંયુકત વ્યાપાર સંસ્થાની લોકોને બીલકુલ જાણ નહોતી. સર્વ ઠેકાણે અશાંતિ ફેલાયલી હતી. ઠેકાણે ઠેકાણે ઠગ, પીંઢારા અને લૂંટા-

રનાં ટોળે ટોળાં ભટકતાં હતાં અને કેટલીક વાર સ્થાનિક સરદાર પણ પોતાના તાબાના મૂલકમાંજ લૂંટફાટ કરવા ટેકરી પરના કિલ્લામાંથી નીચે ઉતરી આવતા. અશાંતિ અને અવ્યવસ્થાવાળા એ ગત કાળમાં, લોકો પોતાની મીલકત જંગમ રૂપમાં ન રાખતાં સ્થાવર રૂપે રાખવાનું વધારે પસંદ કરે તો તેમાં કંઇ આશ્ચર્ય જેવું નથી. કારણકે આવી સ્થાવર મીલકતોને ઠગ કે લુટારા કોઇ પણ પ્રકારે ધક્કો પહોંચાડી શકે નહિં. આવા સંજોગોમાં જો લોકો પોતાની પાસેના પૈસાને ભોંયમાં દાટી રાખે અગર ભિંતના સંચમાં છૂપાવી રાખે અને પોતાના ઘરેણાને બહાર ન કાઢતાં ઘરમાં ગોંધાઇ રહેનાર બૈરાં છોકરાંના શરીરના શણગાર તરીકે વાપરે તો તેમાં પણ શી નવાઇ? હિંદુસ્તાનમાં સંયુકત વ્યાપાર પદ્ધતિ હજુ પણ અવિકસિત રૂપમાં છે તેવે વખતે જો આવા લોકોના વંશજો હજુપણ પોતાનું દ્રવ્ય જમીન ખરીદવામાં વાપરવાનું અથવા તો દ્રવ્યમાન રૂપમાં તેને રાખવાનું વલણ બતાવે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે? પરંતુ હિંદવાસીઓએ સમજવું જોઇએ કે સંયુકત વ્યાપાર પ્રવૃત્તિનો યુગ હિંદમાં બેસી ચુકયો છે. જુના વખતમાં જ્યારે એક પ્રદેશના લોકો બીજા પ્રદેશના લોકો સાથે વ્યવહાર રાખી શકતા નહિં, જ્યારે માણસો પોતાનું ઘર છોડીને ફરી બહાર જતા નહિં, અને જે કાળમાં ભાગ્યાતૂટ્યા રૂપમાં જે થોડા ઘણા રસ્તાઓ હતા તેનો ઉપયોગ યાત્રાળુ, ફેરીઆ અગર લુટારાજ કરતા એવા વખતમાં દરેક માણસ ઘરને આંગણેજ રહી પોતાની ખેતી કર્યા કરે અને તેમાંજ વધારો કરવામાં રોકાય તો તે વખત યોગ્યજ હતું. પરંતુ જમાનો બદલાઇ ગયો છે. કેળવાયલા માણસોએ સાવધાન થઇ સમયાનુકૂળ બની જવું જોઇએ. જમીનને હાલમાં પણ ઉત્તમ મીલકત તરીકે ગણી શકાય પણ પૂર્વે જેમ દરેક મનુષ્યને પોતાના પૈસા જમીનમાં રોકવા પડતા તેમ કરવાની હાલના સંજોગો જોતાં બહુ જરૂર જણાતી નથી; કારણકે ઠગ, પીંઢારા અને લુટારા નષ્ટ થયા છે અને સ્થાનિક સરદાર પણ કરના રૂપમાં પૈસા ઉઘરાવવા સિવાય બીજી કોઇ પણ રીતે પોતાની સત્તા નીચેના પ્રદેશમાંથી પૈસા કઢાવતા નથી. વખતો વખત બદલાતી જમાબંદીને લીધે થતી મહેસુલની અસ્થિરતાથી જમીનમાં પૈસા રોકવા એ અગાઉ જેટલું લાભકારક નથી. ભોંયમાં નાણાં દાટી મૂકવાં અગર ઘરેણા પાછળ પૈસા ખર્ચવા એ નાણાં રોકવાની અનુત્પાદક પદ્ધતિ છે એ વાત હિંદના કેળવાયેલા લોકો તો સારી રીતે જાણે છે. અલબત્ત જમીન ભલે ખરીદવામાં આવે; આપણો બધાનો આધાર મુખ્યત્વે કરીને, જમીન પરજ છે; અને જમીન એ મોટી મીલકત કહેવાયછે; પણ પોતાના લાભાર્થે અને પોતાના દેશના હિત ખાતર દેશના વ્યાપારના વિકાસમાં ભાગ લેવા માટે આપણે તૈયાર રહેવું જોઇએ.

વ્યાપારી અને ઔદ્યોગિક ખામીનું બીજું કારણ એ છે કે હિંદુસ્તાનમાં–નિદાન કેટલાક ભાગમાં–પૈસા વ્યાજે આપવાનો ધંધો નાણાવટી એકલાજ કરેછે એમ નથી. જમીનદારો, કારકુનો, દુકાનદારો, વ્યાપારી, શિક્ષકો અને વકીલો આમાંથી દરેક જણ ઘેર બેઠાં નાણા ધીરવાનો ધંધો કરવાને લલચાય છે. આવા પ્રકારની ધીરધાર કેટલેક અંશે ઘરગથુ રીતે દસ્તાવેજ લખાની કરવામાં આવે છે. પરંતુ વસ્તુઓ ગીરો રાખી તેપર નાણા ધીરવાનું કામ કરનાર વકીલ જેવા આબરૂદાર ગૃહસ્થોમાં પણ મનુષ્યો મળી આવે છે. આવું વર્તન જોકે મોભાદાર હોતું નથી તોપણ નિઃસંશય લાભકારક હોયછે. દશ રૂપીઆ પર દર માસે ચાર આના વ્યાજ એટલે વરસે ત્રીશ ટકા જેટલું વ્યાજ પડ્યું; અને તે વ્યાજ પણ રૂપાનું કરવું રાખીને મળે છે; તે (જો વ્યાજ શી રીતે મળેછે તે તરફ લક્ષ ન રાખીએ તો) ખરેખર બહુજ સ્પૃહણીય કહેવાય. આવો ધંધો દેશના ઔદ્યોગિક વિકાસમાં ગંભીર રીતે ખલેલ કરનાર થઇ પડેછે. આવી સદર બજાંનગીરી ઉપર ત્રીશ ટકા જેટલો ફાયદો મેળવી શકે છે તે માણસ બીજી કોઇ પણ ઔદ્યોગિક સંસ્થામાં

હીરા તથા ઝવેરાતના વેપારીઓ

# સુરજમલ લલ્લુભાઇની કંપની.

હાલની ચાલુ ફેશનના કોઇબી જાતના ઝવેરાત તથા સોના ચાંદીના દાગીનાઓ તૈયાર તેમજ ઓર્ડરથી બનાવી આપવામાં આવશે.

ટેલીફોન નંબર ૨૨૩૬
ટેલીગ્રાફીક એડ્રેસ—Calmness Bid.—BOMBAY } માલની આંકણી કરી આપીશું.

ઠેકાણું—૨૨૫-૨૨૭, કાલબાદેવી પોસ્ટ ઓફીસની સામે, મુંબઇ.

---

બાલકોના જીવ બચાવવાનો અકસીર ઇલાજ.

## वझेकृत कफनाशक गोळीओ.

વરાધ, ઉધરસ, હાંફણ, સસણી ઉપર ૫૦ વરસ અનુભવેલી દીવ્યૌષધી કીં. ૧ ગોળીનો ૧ રૂ. ૧ આના. મોકલવાથી નમુનો મફત.

ઉટાટીઆ ઉપર દવા—૪ દહાડામાં ગુણ દેખાય છે. શીશીના ૮ આના પાર્સલ ખર્ચ જુદો.

લખો—વી. વી. વઝે (વૈ)
ગીરગાંવ, મુંબઇ.

---

ફાયદો ન થાય તો ધર્મથી પૈસા પાછા આપીશું.

## ગુલ્શન जोबन

પૈસા પાછા નથી આપતા એવું સાબીત કરનારને રૂ.૫૧ ઇનામ આપવા તૈયાર છીએ

આ ગોળીઓ ખાવાથી પહેલેજ દિવસે શરીરમાં ચમત્કારી ગુણ માલમ પડે છે, મંદાગ્નિ કબજીયત, દમ, કંઠમાં શુળ વગેરે અશક્તિ અને આળસ મટાડનાર રક્ત તથા વીર્યમાં ઝુપાટો ગપ શપ કરનાર લાંબી જીંદગી અને કામમાં સફળતા આપનાર શક્તિની બીન ફરીકૂ દવા એક વખત વાપરી ખાત્રી કરો કીં. ડબીના ૧૨ આના. ડઝનના રૂ. ૮)

ગુલ્શન જોબન—કરાંચી, બ્રાંચ ઓફીસ—નાગદેવી સ્ટ્રીટ, મુંબઈ.

પોતાના નાણા રોકતા ખમચાશે; કારણ કે આબાદમાં આબાદ ધંધો દશ ટકાથી વધારે નફો આપી શકતો નથી. પૈસા ધીરધાર કરવાની રીતને નીતિની દૃષ્ટિથી વખોડવી એ કદાચ નિરર્થક થશે પણ ધ્યાનમાં રાખવાની જરૂર એ કે વ્યાજના દર વધારે હોવા છતાં ઉપર જણાવેલા ધીરધારના ધંધામાં બહુ ફાયદો સમાયેલો નથી આવો ધંધો કરનારને કાયમના ઘરાક હોતા નથી તેથી મૂડીનો મોટો ભાગ વ્યાજે આપી શકતો નથી, અને અનુત્પાદક સ્થિતિમાં પડયો રહેછે આવા સંજોગો હોવાથી વ્યાજનો દર ત્રીશ ટકા હોવા છતાં નાણા ધીરનારને તો સરાસરી વ્યાજ ઘરાકની સંખ્યા મુજબ વીસ, પંદર કે દશ ટકા જેટલું પડેછે. વ્યાપારી સંસ્થામાં રોકાયલા નાણાનો કોઇ પણ ભાગ નાણા રોકનારની દૃષ્ટિથી અનુત્પાદક સ્થિતિમાં પડી રહેતો નથી; અને વળી નાણા રોકનાર દેખરેખ રાખવાની ખટપટમાંથી મુકત રહી શકેછે.

વ્યાપારી સંસ્થા અગર ઔદ્યોગિક સંસ્થા ન ખીલવાનું વળી ત્રીજું કારણ એ છે કે હિંદવાસીઓ આવી સંસ્થામાં નાણાં રોકવાનું જોખમ ખેડતાં સ્વાભાવિક રીતે ડરેછે. આ સ્વાભાવિક ભીતિને ઘણી જોઇન્ટ સ્ટૉક કંપની નિષ્ફળ જવાથી પુષ્ટિ મળીછે; અને દૂધનો દાઝયો છાશ પણ ફુંકીને પીએછે ઘણી ઘણી કંપનીઓ ઉભી થતાંની સાથેજ મરણ પામીછે. અત્યાર સુધીમાં કટલા બધાં કાચના કારખાનાં, દિવાસળીના કારખાનાં, અને કાગળના કારખાનાં ઉભાં થયા હશે કે જેનું હાલ નામ નિશાન પણ રહ્યું નથી. આવી પરિસ્થિતિમાં જૉઇન્ટ સ્ટૉક કંપનીમા નાણા રોકવાની ઇચ્છા લોકોમા પ્રવર્તાવવી એ બહુ મુશ્કેલ છે, પણ નિરાશ ન થતાં સંસ્થાઓ નિષ્ફળ નિવડવાના કારણ તપાસીએ તો જણાશે કે ખરો દોષ આ સંસ્થાની પદ્ધતિમાં નથી હોતો પરંતુ કોઇ સ્થળે સંસ્થાના ઉદ્દેશમાં તો કોઇ સ્થળે અંતર વ્યવસ્થામાં હોયછે કંપનીઓ ઉભી કરનાર માણસો બે પ્રકારના હોયછે કેટલાક સ્તુત્ય હેતુથી કામ કરે છે અને કેટલાક સ્વાર્થ સાધવાના હેતુથી કામનો બોજો માથે ઉપાડી લે છે. નાણા રોકનારે એટલું તો જાતે જોવું જોઇએ કે સંસ્થા સફળ થવાના સંજોગો છે કે કેમ અને કાર્યવાહકો અનુભવી પ્રતિષ્ઠિત તથા આબરૂદાર છે કે નહિં।

સહકારવૃત્તિ હિંદમાં બહુ જોવામાં આવતી નથી તેનું બીજુ કારણ એ છે કે લોકોમાં અવિશ્વાસ જરા વિશેષ પડતો હોય છે. આપણા પ્રસંગમાં આવતા દરેક માણસને આપણે સંશયની દ્રષ્ટિથી જોઇએ એ હિંદના કમભાગ્યનું ચિન્હ છે; છતાં આવી સ્થિતિ અપવાદ રૂપ નહોતાં વિશેષ વ્યાપી રહેલી જણાય છે. જયાં એક સામાન્ય નોકર પોતાના શેઠ વાસ્તે શાક લાવી ખોટો હિસાબ આપી એ પૈસા ખાઇ જવાની ઇચ્છા રાખે, જ્યાં ઇંજીનીઅર ખાતામાં કામ કરનાર મનુષ્ય ઇંજીનીઅર સાહેબને ખરો હિસાબ બતાવવામાં મૂર્ખાઇ સમજે ત્યા જોઇન્ટ સ્ટૉક કંપનીના વ્યવસ્થાપક એમના ડાયરેકટરોને જુઠો હિસાબ બતાવતા હશે એમ સામાન્ય લોકો ધારે તો તેમા આશ્ચર્ય શું? અલબત સત્યયુગમા શોભે તેવી પ્રમાણિકતાવાળા પુરૂષો હિંદમા સંખ્યાબંધ મળી આવે તેમ છે; પરંતુ અવિશ્વાસ જ્યાં ઠેકાણે ઠેકાણે જોવામાં આવતો હોય ત્યાં જોઇન્ટસ્ટૉક કંપનીનો વિકાસ થવો બહુ મુશ્કેલ છે.

આ અવિશ્વાસનું મૂળ કેટલેક અંશે હિંદુસ્તાનમા પ્રવૃતિ રહેલી સોદાની પદ્ધતિમાં છે એમ કહેવામા બહુ ખોટું નથી. હિંદમાં સોદા થતી વખતે વેચનાર ખરીદનારને છેતરવા મથે છે અને ખરીદનાર વેચનારને છેતરી લેવા ધારે છે; એવા પ્રસંગ કંઇ ઓછા જોવામાં આવતા નથી. એક માણસ છત્રી ખરીદવા નીકળે છે તે ખરીદી દરમ્યાન વેચનાર અને ખરીદનાર કેટલે પ્રકારે જુઠું બોલે છે તે તરફ નજર કરીએ. છત્રી ખરીદનાર માણસ દુકાને જઇને છત્રીનો ભાવ ન પૂછતાં ચપ્પુ કે કાતર ખરીદવાનો વિચાર બતાવે છે. (અસત્ય નં. ૧) આમ આડકતરી

રીતે ભાવ પૂછવામાં કંઇક હેતુ સમાયેલો હોય છે. પોતાને અમુક વસ્તુની ગરજ છે એ વાત વેચનારના ધ્યાનમાં ન આવે તેની તે ખાસ સંભાળ લે છે. કારણ કે તેમ થવાથી વેચનાર કદાચ વધારે ભાવ બતાવે તેવી ખરીદનારને દહેશત રહે છે. પછી તેને બતાવેલું ચપ્પુ મનગમતું નથી એવો ડોળ કરે છે. (અસત્ય નં. ૨) અને કદાચ બેચાર માસ પછી છત્રીની જરૂર પડશે એવું વેપારીને બતાવવાના હેતુથી છત્રીનો ભાવ સહેજ પુછે છે. (અસત્ય નં. ૩). દુકાનદાર ત્રણ રૂપીઆ કીમત બતાવે છે. ખરીદનાર આવી ગેરવ્યાજબી કીમતને હસી કાઢે છે અને એક રૂપીએ છત્રીની માગણી કરે છે. દુકાનદાર ઘરાકની માગણી તુચ્છકારી નાંખે છે; છતાં કીમતમાં અર્ધો રૂપીઓ ઓછો કરે છે અને સોગંદપૂર્વક એથી ઓછે ભાવે વેચવાની ના પાડે છે ખરીદનાર રૂપીઆને બદલે દોઢ રૂપીએ માંગે છે અને પ્રતિજ્ઞાપૂર્વક એક પાઇ પણ વધારે આપવા ના કહે છે (અસત્ય નં. ૪). અહિં સોદો અટક્તો હોય એવો ભાસ થાય છે. દુકાનદાર છત્રી વેચવા ઇચ્છતો ન હોય તેવા ડોળથી તેને દુકાનમાં મૂકી દે છે અને ખરીદનાર છત્રી લેવાને ઇચ્છતો ન હોય તેમ ચાલવા માંડે છે. (અસત્ય નં. ૫) ખરીદનાર થોડું ચાલીને દુકાન તરફ પાછો ફરવાની તૈયારીમાં હોય છે એટલામાં ઘરાક જતો રહેશે એવી બીકથી દુકાનદાર મોટેથી બૂમ પાડે છે કે "એ રૂપીઆમાં લઇ જાઓ, શેઠ." ખરીદનાર મનમાં ખુશ થતો થતો પણ બહારથી બેદરકારી બતાવતો દુકાનપર આવે છે અને પોણાબે રૂપીએ માગણી કરે છે. દુકાનદાર છત્રી એ ભાવે આપી દે છે અને પૈસા પેટીમાં મૂકતાં મનમાં ખુશી થાય છે કે અર્ધો કલાક અગાઉ દોઢ રૂપીએ વેચેલા માલના પોણા બે ઉપજ્યા છે.

આ ખરીદીનો સોદો પૂરો થતાં સુધીમાં ખરીદનાર લગભગ પાંચ વખત અસત્ય બોલ્યો. અને વેચનાર કેટલીવાર અસત્ય બોલ્યો તેની તો આપણે ગણતરી કરી નથી. આવા પ્રસંગો મુંબઇના કટલરી બજારમાં ફરનારને સહજ દૃષ્ટિગોચર થાય છે.

કેટલાક સમજુ અને આબરૂદાર વ્યાપારીઓએ એકજ ભાવે માલ વેચવાની પદ્ધતિ હાલ સ્વીકારી છે; પરંતુ તે પદ્ધતિનો વિશેષ ફેલાવો વ્યાપારી મંડળમાં થશે ત્યારેજ વ્યાપાર-ઉદ્યોગમાં પરસ્પર વિશ્વાસ વધશે.

ઉછરતી પ્રજામાં બીજાના ગુણની કદર કરવાની શકિત આવે તેમજ આત્મગૌરવનું તેને ભાન થાય એવી ધાર્મિક અને નૈતિક કેળવણીની હિંદમા કંઇક ખામી છે; એ ખરેખર શોચનીયછે. પરંતુ સંતોષ માનવા જેવું છે કે હિંદમા કેળવણીનો પ્રચાર વધતો જાયછે અને ગમે તે પ્રકારની કેળવણી થોડે ઘણે અંશે પણ આ ગુણો ખીલવ્યા વગર રહેતી નથી.

ફકત પૈસા કમાવાના હેતુથી નહિં પણ પોતાના દેશની સમૃદ્ધિ ખીલવવાની ઉન્નત ઇચ્છાથી સ્થપાયેલી ઔદ્યોગિક સંસ્થાઓ જ્યારે હિંદના પ્રત્યેક ગામડાંમાં અને શહેરમાં જોવામાં આવશે ત્યારે હિંદના સદ્ભાગ્યની ઉષા પ્રકાશશે.

---

## BANANAS AND BANANA FLOUR

### A Jamaican Industry.

---

## કેળાં અને કેળાંનો લોટ.

### જમૈકામાં સ્થપાયલો એનો ઉદ્યોગ.

હિંદના ખાવાનાં ફળોમાં કેળાં સાધારણ ફળ છે. અને દુર વાવ્ય કોણના ભાગ સિવાય આખા હિંદમાં તે ઉગાડવામાં આવે છે. કેળના ઝાડમાં બીજા કરતાં ખાસ ઘણા ગુણો છે. એ જલદીથી ઉગી નીકળે છે. જલદીથી પાકે છે અને ઘણો સારો પાક આપે છે. એક એકર કોઇ બીજા ફળનાં યા ધાન્યના પાકના કરતાં એક

કેટલીક શીતળજગા ઓર્ડીઝનો આધાર રાખે છે

એકર કેળાના પાકથી ઘણી વધરે સંખ્યાને પોષણ મળી શકે છે. હાલમાં મી. ડબલ્યુ ફ્રૅાસેટ તરફથી કેળાં તેની ખેતી, વ્હેંચણી, અને તેના વ્યાપારીક ઉપયોગો એ વિષય પર એક પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે તેમાં જણાવવામાં આવ્યું છે કે ઘઉંના વાવેતરમાંથી જ્યારે એકર દીઠ ૨૦૦૦ રતલ ખોરાક નીકળેછે અને બટાટા માંથી ૪૦૦૦ રતલ ત્યારે કેળમાંથી ઓછામાં ઓછા ૨૪૨૦૦૦ રતલ પાક ઉતરે છે અમેરીકામાં કેળાંને ઉપયોગ ખાવાનાં ધાન્ય જેટલો કરવામાંઆવે છે.

હાલના વર્ષોમાં વેસ્ટ ઇન્ડીઝથી ઇન્ગલૅંડ તથા ખંડ ખાતે એની બહુ મોટી નિકાશ કરવામાં આવે છે જમઇકા કેજે કેળાંનું મુળ વતન જેવું ગણાય છે ત્યાં કેળાની નિકાશી વ્યાપારની જે ત્વરીત ખીલવણી થઇ છે તે ઘણી સંતોષકારક છે. આજથી પચાસ વર્ષપર જમૈકાથી આ માલની નિકાશ લગભગ ૭૦૦ પૌંડની કરવામાં આવતી જે વધી તે સને ૧૯૧૨-૧૩ માં ૧૨૪૧૦૦૦ પૌંડ જેટલી થઇ.

જેમૈકાનો દાખલો લઇ હિંદ કે જ્યાં એ ફળની જુદી જુદી જાત પુષ્કળ જથ્થામાં-ઉગે છે તે પણ એ માલનો સારો નિકાશી વ્યાપાર ખીલવી શકે એ શું અશકય છે? મુખ્ય ખોટ માલ લઇજવા માટેનાં જોઇએ તેવાં સાધનો ન હોવાની છે. દરિયા પરથી લઇ જતાં એને ઠંડક રાખનારી ઓરડીઓમાં બહુ સંભાળથી રાખવાં જોઇએ અને જેમેઇકાનો વેપાર એ માટે ખાસ સગવડ હોય એવાં વ્હાણો મારફત થાય છે વળી કેળાંની લુમને કયે વખતે કાપવી એ આપણા દેશીઓને શીખવાનું છે, પણ એ વ્હેપાર બહુ સારી રીતે ખીલવી શકાય એવો છે તે નિશંસય છે.

સને ૧૯૦૮ના અમેરીકન કૉન્સ્યુલર રિપોર્ટમાં જણાવવામાં આવ્યું છે તેમ એ ફળ હિંદમાં પુષ્કળ છે અને તેની પરદેશ ખાતે ખપત થવાની જરૂર છે અને એ સાહસને સારો ટેકો આપવાને પુરતાં નાણાં ઉભાં થાય તો યુરોપના કેળાંના વ્હેપારનો સારો ભાગ હિંદ હસ્તે થાય અને તે કાયમ રહે એવી આશા રાખવી વ્યર્થ નથી.

ઉપર જણાવેલી નઘવડ સ્ટીમરમાં નહિં મળી શકતી હોય તો તે વિના દરિયાપર એ ફળ કેવી રીતે લઇ જવાં તેને લગતા અખતરા કરવામાં આવ્યા છે એ ખિના અત્રે જણાવવી ખાસ જરૂર છે. ઉપર જણાવી ગયા તે પુસ્તકમાં મી ફ્રોસેટ "જનરલ ડી. એગ્રીકલચર ટ્રાપીકેઇલ" નામના પત્રમાંથી ઉતારો લઇ જણાવે છે કે કેળાં સુકાઇ ગયેલી લીલના ભુકામાં પેક કરી બહુ સંતોષકારક રીતે દરિયાપાર લઇ જઇ શકાય છે. એવું જણાવવામાં આવ્યું છે કે કૅમૅરૂન્સમાંના કેટલાક વાવેતરોના વહીવાટદારને આવા આખતરામાં બહુ સારી સફળતા મળી છે. જેઓ હેમબર્ગની બજાર માટે કેળાંને બહુ સારી સ્થિતિમાં મોકલી શકયા હતા.

વળી જણાવવામાં અાવ્યું છે કે નાતાલમાં ઘણાં વર્ષો સુધી વ્યવસ્થિત અખતરાઓ કરવામાં આવ્યા છે અને એવું ત્યાં ધારવામા આવ્યું છે કે સારાં સુકાયલાં મકકઇનાં છાલ કેળાં યુરોપ લઇ જવા માટેના સાધની તરીકે સુકીલીલના ભુકાના કરતાં વધારે યોગ્ય છે. એવું કહેવામાં આવ્યું છે કે વ્હેપાર માટે સારા મોટા જથ્થા ઓ ચઢાવવામાં આવ્યા હતા તેથી પરિણામો સંતોષકારક સાબીત થયાં છે અને એવું જણાયું છે કે મકકાઇના છાલાંમાં અલગ રહેવાના તથા શોષક ગુણો હોય તે ઘણાજ અનુકુળ છે.

એમ છતાં પણ હિંદથી યુરોપ ખાતે એ ફળનો મોટો નિકાશી વ્યાપાર કરવાની શકયતા જો કાલ્પનિક દેખાય તો આ દેશમાં એ ફળના સંબંધમાં એક બીજા ઉદ્યોગ પર વધુ સારૂં ધ્યાન આપવા જેવું છે તે કેળાંના લોટના ઉદ્યોગ વિષે છે. આ ઉદ્યોગ જેમકામાં વધુ અને વધુ ખીલતો જાય છે અને આ દેશમાં એ ઉદ્યોગ ખીલવવી ખાસ કરીને દુષ્કાળના વખતમાં ઉપયોગી થઇ પડે એવો ઉત્તમ ખોરાક એથી પુરો પાડવા તથા એનો મોટો નિકાશી વ્યાપાર

# WAR NOTES AND NOTIFICATIONS.

# લડાઇ સંબંધિ વેપારી ખબરો અને જાહેરનામાં.

**બ્રિટીશ હિંદમાં દરિયા માર્ગે આવતા દરેક માલને માટે સરટીફી-કેટ ઓફ ઑરીજીનની જરૂરીયાત.**

નામદાર હિંદ સરકાર તરફથી તા. ૯ મી ડીસેમ્બર ૧૯૧૪ ને રોજ નં. ૧૬૬૯ ડબલ્યુ નંબરનું જાહેરનામું બહાર પાડી ફરમાવવામાં આવ્યું હતું કે નૉરવે, સ્વીડન, ડેન્માર્ક, હૉલૅંડ, સ્વીટઝરલૅંડ અને ઇટલીથી બ્રિટીશ હિંદમાં આવતા દરેક માલના સંબધમાં સરટીફીકેટ ઑફ ઑરીજીન આપવાં પડશે. તે જાહેરનામાંમાં વધારો કરી હાલ એવું ફરમાવવામાં આવ્યું છે કે આ જાહેરનામાની તારીખ એટલે તા. ૨૦ મી મે ૧૯૧૫ થી બે મહિના પુરા થયા બાદ બ્રિટીશ હિંદમાં દરિયા માર્ગે લાવવામાં આવતા દરેક માલ માટે સરટીફીકેટ ઑફ ઑરીજીન આપવા પડશે, પછી તે માલ બ્રિટીશ પ્રજાનો હોય યા મધ્યસ્થ રાજયની પ્રજાનો હોય યા તો તે માલની અત્રે ફકત વ્હાણની ફેરબદલી કરવાની હોય યા તેજ વ્હાણમા પરદેશી બંદરે તે માલ લઇ જવાનો હોય યા આ દેશમાં વપરાસ માટે અત્રે ઉતારવાનો હોય

આ સંબંધમાં નામદાર હિંદ સરકાર તરફથી બીજી છાપાજોગી ખબર પાછળથી બહાર પાડવામાં આવી હતી તેમાં જણાવવામાં આવ્યું હતું કે ઉપરના જાહેરનામામાં નીચે મુજબનો સુધારો કરવામાં આવ્યો છે.

નૉરવે, સ્વીડન, ડેન્માર્ક, હૉલૅંડ, સ્વીટઝરલૅંડ, અને ઇટલી (મિત્રરાજ્યો સાથેના એ (ઇટલી) રાજ્યના જોડાવાથી નિકાશની મનાઇથી થયેલી અસરો નામદાર હિંદ સરકારને જણાવવામાં નહિ આવે ત્યાંસુધી) થી બ્રિટીશ હિંદમાં આવતા દરેક માલ માટે સરટીફીકેટ ઑફ ઓરીજીન આપવાં પડશે પછી તે માલ બ્રિટીશ પ્રજાનો હોય યા મધ્યસ્થ રાજ્યની પ્રજાનો હોય, યાતો તે માલની ફકત અત્રે વ્હાણની ફેરબદલી કરવાની હોય યા તેજ વ્હાણમાં પરદેશી બંદરે તે માલ લઇ જવાનો હોય યા આ દેશમાં વપરાસ માટે અત્રે ઉતારવાનો હોય

---

યુનાઇટેડ કીન્ગડમથી નિકાશ માટે મનાઇ કીધેલા માલોની યાદીમાં કેટલાક સુધારા વધારા કરવામાં આવ્યા છે જેને લગતું નામદાર હિંદ સરકાર તરફથી એક જાહેરનામું તા. ૧૫ મી મે ને રોજ બહાર પાડવામાં આવ્યું છે. આ સુધારા વધારાની વિગત જેઓને જોઇતી હોય તેમણે આ ઓફીસમાથી મેળવવી

---

યુનાઇટેડ કીન્ગડમમાંથી નિકાશ માટે મનાઇ થયલા માલોની યાદીમાં સુધારા વધારાનું બીજું જાહેરનામું (નં. ૭૬૧૬ ડબલ્યુ) તા. ૨૯ મી મે ૧૯૧૫ ને રોજ નામદાર હિંદી સરકાર તરફથી બહાર પાડવામાં આવ્યું છે. મનાઇ થયેલા માલોની યાદીમા નીચે મુજબનો વધારો થયલો જાહેર કરવામાં આવ્યો છે.

૧ Toluol (એક જાતનુ રસાયણ) અને એ રસાયણવાળાં મિશ્રણોની નિકાશ કોઇપણ સ્થળે કરવાની મનાઇ કરવામાં આવી છે.

૨ કાચું રૂ તથા ધાતુને લગતા સાંચાકામની નિકાશ. ફ્રાન્સ, રસીયા ( બાલ્ટીક બંદરો સિવાય ), સ્પેઈન અને પોરચ્યુગલ સિવાયનાં યુરોપનાં દરેક પરદેશી બંદરોએ કરવાની મનાઇ કરવામાં આવી છે

---

નામદાર હિંદ સરકાર તરફથી તા. ૧૫ મી ૧૯૧૫ ને રોજ. એક જાહેરનામું બહાર પાડવામાં આવ્યું છે તેમાં જણાવવામાં આવ્યું છે કે ( ૧ ) દવાઇ તથા વ્હાડકાપને લગતા દરેક જાતના માલની નિકાશની મનાઇમાંથી ઝેરકચુલા, દીવેલી, રાઇ, અળસી અને તેનાં તેલોની મનાઇ કાઢી નાંખવામાં આવી હતી, તેમાં વધારો કરી આ જાહેરનામાથી સુનામખી, મૅગનેસીયમ સલફેટ, અજમો, કરિયાતું, યુફોરબીયા પીલ્યુલીફેરા, વરીયાળી, તથા સુવા તથા ગુંદરની મનાઇ કાઢી નાંખવામાં આવી છે.

(૨) દવાઇ તથા વ્હાડકાપને લગતા માલો તથા જથ્થાની નિકાશ માટે અમુક છુટ આપવામાં આવી હતી તેના સંબંધમાં આગલી યાદીઓમાંના "જમીનમાર્ગે નિકાશ કરવામાં તે સિવાય તથા સીન્કોનાની છાલ તથા સુનામખીની યુનાઇટેડ કીન્ગડમ ખાતે નિકાશ કરવામાં આવે તે સિવાય" એ શબ્દોને બદલે નીચેના શબ્દો રાખવામાં આવ્યા છે, "જમીનમાર્ગે નિકાશ કરવામાં આવે તે સિવાય તથા સીન્કોનાની છાલની યુનાઇટેડ કીન્ગડમ ખાતે નિકાશ કરવામાં આવે તે સિવાય તથા સુખડ અને કલમકાચલી ( Calumba ) ના મુળીયાંની યુનાઇટેડ કીન્ગડમ, બ્રિટીશ સંસ્થાનો, ફ્રાન્સ અને યુનાઇટેડ સ્ટેટસ ઑફ અમેરીકા ખાતે નિકાશ કરવામાં આવે તે સિવાય."

---

**કૉન્ટ્રેબૅન્ડ માલોની યાદીમાં વધારો.**

નામદાર હિંદ સરકારના વેપાર ઉદ્યોગ ખાતા તરફથી મળેલા તારની એક નકલ હમને મોકલવામાં આવી છે જેમાં જણાવવામાં આવ્યું છે કે ઍબસોલ્યુટ અને કન્ડીશનલ કૉન્ટ્રેબૅન્ડ માલોની યાદીમાં બાદશાહી જાહેરનામાથી નીચે મુજબના સુધારા વધારા કરવામાં આવ્યાછે.

" સેક્રેટરી ઑફ સ્ટેટ તરફથી નીચે મુજબનો તાર મળ્યો છે, તા. ૨૭ મી મે ને રોજના બાદશાહી ઢંઢેરાથી ઍબસોલ્યુટ કૉન્ટ્રેબૅન્ડ માલોમાં નીચે મુજબના વધારા કરવામાં આવ્યા છે.

ટોલ્યુએોલ ( એક જાતનું રસાયણ ) ગમે તેમાંથી કાઢવામાં આવ્યું હોય તથા તેનાં મિશ્રણો.

લડાઇનાં હથીઆરો બનાવવામાં વાપરવામાં આવે એવાં ચરખ યા બીજાં યંત્રો યા યાંત્રીક ઓજારો.

લડાઇમાં ઉતરેલા રાજ્યના દેશમાંની કોઇ પણ જગ્યાના યા યુદ્ધસ્થળના વિસ્તારમાંની કોઈપણ જગ્યાના નકશા યા પ્લેન ( ૪ માઈલના એક ઇન્ચના પ્રમાણમાં યા તેનાથી મોટા પ્રમાણમાં ) યા તે નકશા યા પ્લેનની છબી યા પીકચર.

તા. ૨૩ મી ડીસેમ્બર ૧૯૧૪ ના ઢંઢેરામાં કન્ડીશનલ કૉન્ટ્રેબૅન્ડ માલોની યાદીમાં અળસીના તેલનો વધારો કરવામાં આવ્યો છે.

---

મુંબઇના કસ્ટમ્સ કલેકટર તરફથી તા. ૨૮ મી મે ૧૯૧૫ ને રોજ હમને જણાવવામાં આવ્યું છે કે રસીયા અને ફ્રાન્સ જે જે માલો નિકાશ કરવા દેવામાં આવે છે તે માલો ઇટલી પણ મોકલવા દેવામાં આવશે અને તે માટે નિકાશને લગતા લાઇસન્સ તેઓ (કસ્ટમ્સ કલેકટર ) તરફથી આપવામાં આવશે એમ નામદાર હિંદી સરકારે ફરમાવ્યું છે.

---

નામદાર હિંદ સરકારના વેપાર ઉદ્યોગ ખાતા તરફથી તા. ૧૪ મી મે ૧૯૧૫ ને રોજે ૬૫૪૨-૬૫૪૭ ડબલ્યુ નંબરનું એક જાહેરનામું બહાર પડયું છે તેમાં જણાવવામાં આવ્યું છે કે રસીયા અને ફ્રાન્સ સિવાય યુરોપ યા ભુમધ્ય સમુદ્રપરના કોઈપણ પરદેશી સ્થળે માલ નિકાશ કરવા માટે ડેકલેરેશન ઑફ અલ્ટીમેટ ડેકલરેશન યાને છેવટ માલ કયાં પહોંચાડવા ધારેલો છે તેને લગતો પ્રતિજ્ઞાપત્ર આપવો પડશે.

---

બ્રિટીશ પ્રાઇઝ કોર્ટો સમક્ષ ચાલેલાં કામકાજોના સંબંધમાં

**બ્રિટીશ પ્રાઇઝ કોર્ટો સમક્ષ ચાલેલાં કામકાજો.**

એક છાપાજોગી ખબર નામદાર હિંદ સરકારના વેપાર ઉદ્યોગ ખાતા તરફથી તા. ૨ જી જુનને દિને બહાર પાડવામાં આવી છે.

લન્ડન ગૅઝીટમાં નીચે મુજબનું પ્રગટ થયલું લખાણ જાહેર પ્રજાની ખબર માટે અત્રે છાપવામાં આવ્યું છે.

માલ્ટા ખાતેની પ્રાઇઝ કોર્ટમાં સ્ટીમર ઇરાકમૅન્થૉસના સંબંધમાં કામકાજ ચાલ્યું હતું જેમાં એ સ્ટીમર જપ્ત કરવાના સંબંધમાં કરવામાં આવેલા હુકમના સબંધની અપીલ ખેંચી લેવામાં આવી હતી. સ્ટીમર ઍલૅક્ઝી ઝીઑસ કેવનીઝેલોસના અમુક ભાગના માલના સંબંધમાં માલ્ટાની બ્રિટીશ પ્રાઇઝ કોર્ટ સમક્ષ કામ ચાલ્યું હતું. એ સ્ટીમરમાં જેઓનો માલ હોય અને જેઓને તે મેળવવાની ઇચ્છા હોય તેઓએ તુરત અરજી કરવી.

સ્ટીમર નૅવીગેટોરના અમુલ માલના સંબધમા જીબ્રાલ્ટરની પ્રાઇઝ કોર્ટમાં કામ ચાલનાર છે.

ધી ઓગ્મે ટાઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબાઇ

## કેટલીક સ્ટીમરોના સંબંધમાં બ્રિટીશ પ્રાઇઝ કોર્ટોમાં થયલા ઠરાવો.

| | પ્રાઇઝ કોર્ટ. | સ્ટીમરનું નામ | કયા દેશની. | ચુકાદા. |
|---|---|---|---|---|
| કૉમનવેલ્થ ઑફ ઑસ્ટ્રેલીયા | કવીન્સલૅંડની વડી અદાલત | પ્રીન્ઝઍગીસમન્ડ | જરમન | આગબોટ અને માલને વધુ હુકમ મળે ત્યાં સુધી, અટકાવી રાખવા. |
| હૉન્ગકૉન્ગ | હૉન્ગકૉન્ગની વડી અદાલત | પકલાટ | જરમન | આ સ્ટીમર જપત કરવાનો હુકમ આપવામાં આવ્યો હતો. |
| ઇજીપ્ટ. | ઈજીપ્ટની વડી અદાલત | કૉનકૅડેરો | ઑસ્ટ્રીયન | આગળ ચાલેલા કામ કાજ પરથી આ સ્ટીમરને જપત કરવાનો હુકમ આપવામાં આવ્યો હતો તે સામે પ્રિવી કાઉન્સીલ ની જયુડીશીયલ કામટી ને અપીલ કરવા પરવાનગી આપવામાં આવી હતી. |
| ,, | ,, | હેલ્ગોલૅન્ડ. | જરમન | ,, |
| ,, | ,, | ગ્યુટન ફ્રેટસ | ,, | પ્રીવી કાઉન્સીલની જયુડીશીયલ કમિટીને તાજ તરફથી અપીલ કરવાને લગતી કલમો રજુ કરવામાં આવી હતી. |
| ,, | ,, | રૂદલ એલ રહમાન | ટરકીશ | સ્ટીમર જપ્ત કરવાનો હુકમ આપવામા આવ્યો હતો. |
| ,, | ,, | હેફ્ઝ એલ રહેમાન | ,, | ,, |
| ,, | ,, | કાસેદ કરીમ | ,, | ,, |
| ,, | ,, | મારીઆ | ,, | ,, |
| ,, | ,, | નીમત અલ્લહા | ,, | ,, |

# હિંદી તારખાતાં તરફથી મળેલાં જાહેરનામાં.

૧. (તા. ૨૫ મી મે ૧૯૧૫)–ઇટલી અથવા ઇટલી મારફતના વ્યવહાર માટે ડીફર્ડ તારો લેવામાં આવશે નહિં.

૨. (તા. ૧ લી જુન ૧૯૧૫)–ઇટલી તથા તેના સંસ્થાનોમાં તાર મોકલવા માટે શીરનામા તરીકે ટુંકા તારના શીરનામા ચાલશે નહિં તથા Reply Paid, Express, Express Paid, Express Paid Telegraph, Express Paid Post, એ સિવાય, ટેલી ગ્રાફ ગાઇડની ૧૭૪ મી કલમમાં જણાવેલ શબ્દો તથા નિશાનીઓ ટુંકામાં લખાશે નહિં અને ફકત ફ્રેન્ચ ભાષામાં લખવા પડશે.

---

(૩ જી જુન ૧૯૧૫) ડેન્માર્ક મોકલવા માટેના તારમાં રજીસ્ટર કીધેલાં ટુંકાં શીરનામા કરી શકાશે

---

(તા. ૯ જુન ૧૯૧૫) મુંબઇ, કરાંચી, મદ્રાસ, કલકત્તા, રંગુન, વીકટોરીયા પૉઇન્ટ અને પોર્ટબ્લેરના વાયરલેસ સ્ટેશનોપરથી દરિયાપરની સ્ટીમરોપર મોકલવા માટે ખાનગી તારો લેવામાં આવશે.

---

જરમનો તરફથી લડાઇની બંધીની જણસોમાં કરવામાં આવેલો ફેરફાર.

યુનાઇટેડ સ્ટેટસના એલચી તરફથી પરદેશખાતાંના સેક્રેટરીને જરમન સરકાર તરફથી બાહેર પાડવામાં આવેલી એક યાદી મોકલી આપવામાં આવી છે જેમાં લડાઇની બંધીની આગળ જણાવેલી ચીજોમાં નીચે મુજબનો વધુ ફેરફાર કરવામાં આવેલો જણાય છે.

સઘળી જાતના હથીઆર અને તેના ભાગો.

દારૂગોળો (સઘળી જાતનો).

તોપના ગોળાને પ્રવેશ ન કરવા દે એવાં પીપો, લડાઇનાં ભઠીઆર

એબસોલ્યુટ ખાના, સામન પુરા પાડવાના કોન્ટ્રેબેન્ડ માલો. ડબાઓ, સર્ચ લાઇટો અને તેનો સામાન, તોપની ગાડીના પોલ (દાંડા) જેને ઘોડા જોડે છે, તે હદ પારખ

---

નારાં હથીઆરો અને તેના ભાગો ફ્રીલ્ડ ગ્લાસીસ, દુર્દર્શક યંત્રો. કાલપ્રમાપક યંત્રો, નૌકાનાં હથીઆરો, કપડાં અને લશ્કરી પોશાક, જીન, ગાડાં ઘસડવાના અને લડાઇમાં ઉપયોગમાં આવે એવા જનાવરો, અસલી જાતના લડાઇના ઘોડાના જીનો, છાવણીને લગતી ચીજો અને તેનાં કોઇપણ જાતના ભાગો, બખતર, સીસુ, ચોરસું, પતરૂં અથવા નળીઓ, કાંટેરી તારો અને તેને લગાડવા યા કાઢવાનાં ઓજારો, પતરાંની પ્લેટો, લડાઇનાં બારકસ, સણગરીનો, હવાઇ વીમાનો, પવનપંખીઓ, બલુનો તથા સઘળી જાતનાં હવાઇ યંત્રો, લડાઇનાં હથિયારો અને દારૂગોળા બનાવવાને લગતી ચીજો ચરખો, સુરંગના આટારો, કોલસો અને કોક, શણ.

ખોરાક, ઘાસદાણો અને તે વીગેરે ખવાડવાનો ખોરાક. કપડાં

કન્ડીશનલ કૉન્ટ્રેબેન્ડ અને લડાઇમાં વાપરી શકાય તેવાં આખાં અને

અડધાં પગનાં બુટો જનાવરોનું ઉન, સોનું અને ચાંદી (સીકકાઓ સાથે), સરકારી નોટો,

ગાડાંઓ ખાસ કરીને મોટરગાડાંઓ, મોટરગાડા-ઓનાં ટાયરો, રબર, ગટાપરચા અને તેનો બનાવેલો સામાન, રેલ્વેનો સામાન, તારનાં દોરડાં, તાર રહીત મોકલવાના તારના સંદેશાનાં યંત્રો અને ટેલીફોનો લાકડાં, તેલ, ગંધક, સલફ્યુરીક એસીડ, અને નાઇત્રીક એસીડ, ઘોડાની નાળો અને તેને લગતાં ઓજારો. વેલફ્રામાઇટ, શીલાઇટ, મોલીબ ડેનાઇટ, ત્રાંબુ, સેલેનીઅમ, કોબાલ, હેમેટાઇટ, કાચું લોઢું, મેન્ગેનીઝ, એલ્યુમીનમ, અને કાંસુ (ધાતુઓ). સુરમાની ધાતુ, સલફાઇડસ અને સુરમાની ઓકઝાઇડો. ફેરો એલોજ, ઘોડાના સામાન, ચામડાં કેળવેલાં અને બીન કેળવેલાં (જે ઘોડાના જીન, લશ્કરી બુટ અને લશકરી પોશાકમાં કામ આવે). ચામડાં, રંગવાની ચીજો, આગબોટો, મછવાઓ, તરતી ગોદીઓ, ગોદીના ભાગો.

**બ્રિટીશ હિંદમાંથી કેટલાક માલોની નિકાશની મનાઇની યાદીમાં સુધારો**

નામદાર હિંદી સરકારના વેપાર ઉદ્યોગ ખાતા તરફથી એક જાહેરનામું તા. ૧૨.મી જુન ૧૯૧૫ને રોજે બહાર પાડવામાં આવ્યું છે તેમાં જણાવવામાં આવ્યું છે કે મેંન્ગેનીઝ અને વોલ્ફ્રેમ-ની નિકાશની મનાઇ કરવામાં આવી હતી તેને બદલે નીચેનો સુધારો કરવામાં આવ્યો છે. મેંન્ગેનીઝ કાચી ધાતુંની મનાઇ-સિવાય કે યુનાઇટેડ કીન્ગડમ અને ફ્રાન્સ મોકલવા માટે.

વોલફ્રામ અને ટન્ગસ્ટેન યા ટન્ગસ્ટેનની કાચી ધાતુ યુનાઇટેડ કીન્ગડમ ખાતે મોકલવા સિવાય.

---o---

**રસીયન સરકાર તરફથી બહાર પાડવા માં આવેલી કૉન્ટ્રેબેન્ડ માલોની યાદી.**

નામદાર હીંદી સરકારનાં વેપાર ઉદ્યોગ ખાતાં તરફથી એક સરકારી યાદી હાલ બાહેર પાડવામાં આવી છે જેમાં જણાવવામાં આવ્યું છે કે નામદાર શહેનશાહના પરદેશ ખાતાના પ્રધાનને પેત્રોગ્રાડ ખાતેના નામદાર શહેનશાહના એલચી તરફથી નીચલો સંદેશો મળ્યો છેઃ-૧૯૧૪ ના ડીસેમ્બર માસની ૧૪.મી તારીખે પેત્રોગ્રાડ- નું જે સત્તાવાર બુલેટીન બાહેર પડયું છે તેમાં બાદશાહી હુકમ પ્રગટ કરવામાં આવ્યો છે નીચે લખેલી વસ્તુઓ ઍબસોલ્યુટ કૉન્ટ્રૅબન્ડ તરીકે જાહેર કરવામાં આવી છેઃ-દરેક પ્રકારના હથિયારો દારૂ ગોળો, તોપ ગોળા સલફ્યુરીક આસીડ, તોપ ચડાવવાનાં ગાડાં, લશ્કરી ગાડાં, લશ્કરી પોષાક, લાવવા લઇજવા માટે કામમાં આવે એવાં જાનવરો છાવણી માટેની વસ્તુઓ, બખતર, નહીં કુટાયલું ત્રાંબુ. હવાઇ વીમાનો ઇત્યાદી. કન્ડીશનલ કૉન્ટ્રૅબૅન્ડ તરીકે મનાઇ કરવામાં આવેલી ચીજો નીચે મુજબ છેઃ-ખોરાકીની જણસો, જાનવરો માટે ખોરાકી, લુગડાં, સોનુ રૂપું, તેલ, લાકડાં, ગંધક, ગ્લીસરાઇન વીગેરે વધુ જણાવવામા આવ્યું છે કે એક અલગ રાજ્યનું વહાણ જો શત્રુનાં બારા તરફ જાય તો તેને પકડવામા આવશે.

જો રશિયન સરકારને એમ માલુમ પડશે કે એક દુશ્મનના દેશ અલગ રાજ્ય તરફથી પોતાનાં લશ્કરને માટે ખોરાકી મેળવે છે તો દરિયાઇ કાફલાનો પ્રધાન તેની સામે ઘટતાં પગલાં લેવાનો અધીકાર ધરાવે છે. જ્યાં સુધી ઉપરોકત કાનુન હસ્તી ધરાવે છે. ત્યાં સુધી જો એક વહાણુ કન્ડીશનલ કૉન્ટ્રૅબૅન્ડ માલની લાવ લઇજા કરે તો તેને જપ્ત કરવાની સરકાર મુનસફી ધરાવે છે.

---

નામદાર હીંદી સરકારના વેપારી અને ઉદ્યોગ ખાતાં તરફથી એક યાદી બહાર પડી છે, જેમાં જણાવવામાં આવે છે કે, ગયા નવેંબર માસની ૧૮ મી તારીખે જે એક સ દેશો જાહેર પાડવામાં આવ્યો હતો તેમાં હિંદી ખરીદનારાઓને રંગ પુરા પાડવા બાબે નામદાર સરકારના શા વીચાર છે તેની સમજણ આપવામા આવી હતી તે સબંધી કેટલીક ગેરસમજુતી હસ્તી ધરાવતી હોય એમ માલુમ પડે છે તેથી એવું જાહેર કરવામાં આવ્યું છે. કે કશાપણ અપવાદ શિવાય હિંદુસ્તાન ખાતે ઇંગ્લૅંડમાથી રંગો નીકાશ કરવાને લગતી છુટ આપવામાં આવી છે. પરંતુ ઇંગ્લૅંડ અને શહેનશાહતના બીજા ભાગોની જરૂરીયાત ઉપર વીચાર કરતા જે નીકાશ કરવા ધારયો હોય તેમાં ઘટાડો કરવામાં આવશે. એટલુ ધ્યાનમાં રાખવામાં આવશે કે ઇંગ્લૅંડ ખાતે હાલ આ વસ્તુની બનાવટનો જથ્થો. ઇન્ગલૅંડ ' અથવા હિંદમાં બનતા સઘળા કાપડના માલને પહોંચી વળવાની સ્થિતિમાં નથી.

ઇંગ્લંડ ખાતે બનતા રંગો હિંદને પુરા પાડવા માટે સરકારી યાદી.

નીચેના મધ્યસ્થ દેશોમાંથી નિકાશ માટે જે જે માલોની મનાઈ કરવામાં આવી છે તે માલોની યાદીની નકલોં હમને મળી છે. ચેમ્બરનાં જે સભાસદને તે જોઇતી હોય તેમણે ચેમ્બરની ઑફીસમાંથી મંગાવવી.

નૉરવે
સ્વીડન
ડેન્માર્ક
નેધરલૅન્ડસ
ઇટલી
ફ્રાન્સ
સ્વીટઝરલૅન્ડ
ગ્રીસ
રૂમેનીયા
બલ્ગેરીયા
સ્પેઇન
પોરચ્યુગલ
ઇજીપ્ટ

# CHAMBER'S SECTION.

# ચેમ્બરનો વિભાગ.

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરો-ની કમિટીની એક સભા શનિવાર તા. ૧-૫-૧૫ ને રોજ સાંજના ૨-૩૦ કલાકે (મું. ટા,) મળી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

(૧) ઑન. સર ફાઝલભાઇ કરીમભાઈ ઇબ્રાહીમ (પ્રમુખ)
(૨) શેઠ દીનશાહ એદલજી વાચ્છા.
(૩) ઓન. શેઠ મનમોહનદાસ રામજી.
(૪) શેઠ મોતીલાલ કાનજી.
(૫) શેઠ મોતીલાલ વલ્લભજી.
(૬) શેઠ પી. જે. મીસ્ત્રીમોરીઆ

૧. પેરીસમાંની બ્રિટીશ ચેમ્બરમાં હિંદુસ્તાન માટે ખાસ સેક્શન રાખવા તે ચેમ્બરે મોકલેલા રેપ્રેઝેન્ટેશનના સંબંધમાં નીમાયલી સબ-કમીટીનો રિપોર્ટ રજુ કરવામાં આવ્યો હતો; જે પસાર કરવામાં આવ્યો હતો.

૨. તંબાકુ બાબત કમિશનર તરફથી આવેલા કાગળ ઉપર તથા એ સવાલ પર વધુ વિચાર કરતાં એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે એ બાબત ફરીથી કમિશનર ઓફ કસ્ટમ્સ પર પત્ર લખવો.

**ચેમ્બર તરફથી નામદાર વાઈસરાયને મુબારકબાદી તેમના તરફથી મળેલો જવાબ.**

આ ચેમ્બરના પ્રમુખ ઓનરેબલ સર ફાઝલભાઇ કરીમભાઈ ઇબ્રાહીમ તરફથી નામદાર વાઈસરોયના ખાનગી સેક્રેટરીપર નીચલો તારનો સંદેશો રવાના કરવામાં આવ્યો હતો:—

નામદાર વાઇસરોયના ખાનગી સેક્રેટરી,
સીમલા.

હીંદી વેપારીઓની ચેમ્બર અને બ્યુરો નામદાર શેહેનશાહે નામદાર વાઇસરોયના ઓહદાની મુદતમાં કરેલા વધારા માટે પોતાની ખરાં અંતઃકરણથી ખુશહાલી દેખાડે છે.

ઉપલા સંદેશાનો નીચે મુજબ જવાબ ફરી વળ્યો છે:—

ઓનરેબલ સર ફાઝલભાઈ
કરીમભાઈ ઇબ્રાહીમ.
હીંદી વેપારીઓની ચેમ્બર અને બ્યુરોના
પ્રમુખ, મુંબાઇ

નામદાર વાઇસરોય તરફથી મને જણાવવામાં આવ્યું છે કે તેઓ નામદારના ઓફિસની મુદતમાં વધારો કરવામાં આવ્યો છે તે માટે

(ખાસ ઉંચ વર્ણના હીંદુ ગૃહસ્થો માટે)

## મનને પસંદ પડતી જમવાની ઉમદા સગવડ.

# શ્રી અંબીકા ભોજનશાળા.

૨૭૪ કાલબાદેવી રોડ—વીઠ્ઠલવાડી સામે.

મુંબાઈ.

આ ભોજનશાળા, માલીકોની જાતી દેખરેખ નીચે છેલ્લામાં છેલ્લી પધ્ધતિ મુજબ ચલાવવામાં આવે છે. ધર્મરક્ષણ, સ્વચ્છતા; પ્રમાણિકતા, ઉંચો ખોરાક અને ખંતિલા નોકરો એ આ ભોજનશાળાનાં મુખ્ય લક્ષણ છે.

સગવડતાના પ્રમાણમાં ભાવ ઘણાજ મધ્યમ રાખવામાં આવ્યા છે.

વધુ ખુલાસા માટે મેનજરને મળો યા લખો

# OTHER CHAMBERS.

# બીજી ચેમ્બરો

## બંગાળ ચેમ્બર.

### પ્રૉવીડન્ટ ફન્ડના લવાજમો પર ઈન્કમટેક્સ આપવાનો સવાલ.

સને ૧૯૦૬માં ચેમ્બરને અંગે પ્રૉવીડન્ટ ફંડ સ્થાપવામાં આવ્યું હતું ત્યારે કમિટીએ નામદાર બંગાળ સરકારને અરજ કરી હતી કે એ ફંડને, બીજી જે સંસ્થાઓનાં પ્રોવીડન્ટ ફન્ડોને જે ઇન્કમટેક્સમાંથી મુકત જાહેર કરવામાં આવ્યાં હતાં તે યાદીમાં દાખલ કરવું. નામદાર બંગાળ સરકારે આ અરજ સ્વીકારી હતી અને તા. ૩૧ મી માર્ચ ૧૯૧૪ સુધી તેના લવાજમો ઇન્કમટેક્સમાંથી મુકત કરવામાં આવ્યા હતા તા. ૨૪ મી જાનેવારી ૧૯૧૪ને રોજ નામદાર બંગાળ સરકારના નાણાંખાતાં તરફથી તેઓને જણાવવામા આવ્યું હતું કે પ્રૉવીડન્ટ ફંડના લવાજમો પર ઇન્કમટેક્સ લેવાના સવાલપર નામદાર સરકારને ફરી વિચાર ચલાવ્યો હતો. અને પરિણામે એવો ઠરાવ થયો હતો કે એવી રીતે કોઇ ફન્ડને ઈન્કમટેક્સમાંથી મુકત કરવાની સ્થાનિક સરકારને સત્તા નથી અને સને ૧૯૦૬માં ચેમ્બરને અંગે તેનાં પ્રૉવીડન્ટ ફન્ડને મુકત કરવામાં આવ્યું હતું તે હુકમ રદ કરવામાં આવ્યો છે આ ઉપરથી તા ૧૬ મી એપ્રીલને રોજે કમિટીએ નામદાર હિંદ સરકારને પત્ર લખ્યો હતો એ પત્રમાં તેઓએ એવી અરજ કરી હતી કે. એ ફંડ નામદાર હિંદી સરકારના જે જાહેરનામા પ્રમાણે નામદાર બંગાળ સરકારે સને ૧૯૦૬ માં પગલું લીધું હતું તે જાહેરનામાની કલમોની શર્તો અનુસાર હમેશ હતાં અને છે. એ ફન્ડમાંથી જે લાભ લેવામાં આવે છે તે વિમાની રૂઢી અનુસાર છે અને તેથી મજકુર જાહેરનામા પ્રમાણે ઇનકમટૅક્સમાંથી એને મુકત કરવાં જોઇએ એ જાહેરનામામાં એવી ચોખ્ખી શર્ત નાખવામાં આવી છે કે કોઈપણ માણસની એવી આવકના પરકર નાંખવામાં આવશે નહિં કે જે, જેવી રીતે કોઇ વિમાની કંપનીમાં ભરવામાં આવે, તેવી રીતે કાયદેસર સ્થાપિત થયલા કોઈ મંડળમાં વિમા માટેના ભરણા તરીકે આપવામાં આવે. કમિટીએ એવી અરજ કરી છે કે એ સવાલપર ફરી વિચાર ચલાવવો અને એ ફંડોને ઇન્કમટૅકસમાંથી મુક્ત કરવાં. એ પત્રમાં કમિટીએ જણાવ્યું છે કે કોઓપરેટીવ ક્રેડીટ સોસાયટી, પ્રૉવીડન્ટ ફન્ડ તથા એવી સંસ્થાઓ સ્થાપિત કરી સરકારની ઇચ્છા જ્યારે કરકસર ઉત્તેજીત કરવાની છે તો પ્રૉવીડન્ટ ફન્ડોમાં ભરણાં ભરવામાં આવે તેને ઇન્કમટૅકસમાંથી મુકત કરવાથી નામદાર સરકારની મજકુર ઉમેદને વ્યવહારૂ માર્ગ જડશે કારણ આથી થાપણ થયેલા ફંડોમાં થોડા વર્ષોમાં બહુ સારો વધારો થયેલો જણાશે

કલકત્તામાંની કેટલીક આગેવાન પેઢીઓએ પોતાના પ્રૉવીડન્ટ ફંડની તરફથી બંગાલ ચેમ્બરના પત્રને મજબુત ટેકો આપ્યો હતો.

### મધ્યસ્થ દેશો ખાતે કૉન્ટ્રૅબૅન્ડ માલોની ચઢત

ગઇ તા. ૩ જી માર્ચને દિને નામદાર સરકારે અધિકારી ખબર બહારપાડી જણાવ્યું હતું કે કૉન્ટ્રાબૅન્ડ માલો "to order" કરી

મધ્યસ્થ દેશો ખાતે મોકલવામાં આવે તે માલો લઇ જતી સ્ટીમરોને બ્રિટીશ યા ફ્રેન્ચ ક્રુઝરો તરફથી અટકાવવામાં આવે; જો કે તે માલ ક્યાં પહોંચવા ધારેલો છે તેને લગતો સંતોષ હિંદમાંના સરકારી અધિકારીઓને માલ ચઢત કરનારા-ઓએ આપ્યો હોય. ચેમ્બરનો આ સંબંધમાં અભિપ્રાય માંગવામાં આવ્યો હતો કે બીલ ઑફ લેડીંગનાપર કસ્ટમ્સ અધિકારી તરફથી સરટીફીકેટ તરીકે સહી કરવામાં આવે તો આ મુશ્કેલી દુર થઇ શકશે કે કેમ? કમિટીએ જવા-બમાં લખી જણાવ્યું કે બીલ ઑફ લેડીંગપર સહી કરવાની યા બીલ ઑફ લેડીંગમાં સુધારો કરવાની સુચના અમલાવવી મુશ્કેલ છે કારણ બધા બીલ ઑફ લેડીંગ સ્ટીમરમાં લઇ જવામાં આવતાં નથી પણ જો દરેક બીલ ઑફ લેડીંગની કૉપી સ્ટીમરપર રાખવામાં આવે એવી રીતની ખાત્રી રાખી શકાતી હોય તો નામદાર સરકારે સુચવેલી સરટીફીકેટ તરીકેજ બીલ ઑફ લેડીંગ પરની સંતોષકારક ગણાય. પણ આ સંબંધમાં કલકત્તા એક્સચેન્જ બૅંકસ ઍસોસિએશને કરેલી સુચના કમિટીએ વધારે પસંદ કરી. બીલસ ઑફ લેડીંગ ટુ "ઓરડર" ની રીત મુજબ કાઢવામાં નહિં આવ્યાં હોય તેવા દાખલાઓમાં ઘણી જુની અને સધ્ધર પેઢીઓ સિવાય તે માલપર બૅંક નાણાં આપતાં ખંચાશે. કલકત્તા એક્સચેન્જ બેંકસ એસોસીએશને એવી ભલામણ કરી કે અમુક માલ અ બ.ની કું. એ ક. ડની કું પર ચઢાવેલો અને ચ. છ.ની કું (અમુક બૅંક)ને આપવાનો એ મુજબ બીલ ઑફ લેડીંગ કાઢવાથી મુશ્કેલી દુર થશે.

આ સુચના માટે જો કે કમિટીએ પોતાની અભિરૂચી જણાવી પણ તે સાથે ખાસ ભાર દઇ એવી સુચના કીધી કે જ્યાં સુધી સ્ટીમર પર બીલ ઑફ લેડીંગ ન હોય ત્યાં સુધી એ સુચના પણ ઉપયોગી નીવડશે નહિં. અને બીલ ઑફ લેડીંગ હમેશ સ્ટીમર પર હોય એમ દરેક દાખલામાં બનવું અશકય છે. આ જરૂરીઆત ફરજ્યાત કરવાથી સ્ટીમરોને ઘણી ઢીલ થયા કરે—પણ કમિટીએ એવી સુચના કીધી કે હાલ સ્ટીમરો પર કસ્ટમ્સ અધિકારીઓની સહીના પ્રસિદ્ધિપત્ર રાખવામાં આવે છે. આ પ્રસિદ્ધિપત્રોને અધિકારી વર્ગ તરફથી માલની વિગતની સાબીતી તરીકે ગણવામાં આવે. સ્ટીમર બંદર છોડી જાય તે પહેલાં જેટલાં બીલ ઑફ લેડીંગ સહી થયલાં તૈયાર હોય તેની નકલો કેપટન પાસે રાખવામાં આવે છે પણ જેટલાં બીલ ઑફ લેડીંગ સહી થઇ તૈયાર નહિં થયાં હોય તેટલાં સહી થયા વિના કસ્ટમ્સ કલેકટર સમક્ષ રજુ કરવામાં આવે જેઓ પોતે હસ્તક મંજુર થયલા પ્રસિદ્ધિપત્રો સાથ સરખાવી પાસ કરવામાં આવે અને ત્યાર બાદ સહી માટે સ્ટીમર કંપની પર પાછા મોકલવામાં આવે. કમિટીની સુચનાનો મુખ્ય મુદ્દો એ હતો કે એવી રીતની ગોઠવણ કરવી જોઇએ કે બ્રિટીશ તથા ફ્રેન્ચ ક્રુઝરો તરફથી કસ્ટમ્સ અધિકારીઓની સહીના પ્રસિદ્ધિપત્રો સાબીતી તરીકે માન્ય કરવામાં આવે. આ રૂઢીથી બંનેને આશ્રય મળશે તેમજ નામદાર સરકારની ઇચ્છા પણ પાર પડશે.

## યુનાઇટેડ કીન્ગડમમાંથી જસતના નિકાશની મનાઈ.

ઍડમીરૅલ્ટી તરફથી એવી સુચના કરવામાં આવી હતી કે જસતની ખાણ, કાટ વિગેરે કારતુસ માટેના ખોખા બનાવવામાં જરૂરની હોવાથી તેની નિકાશ તદન બંધ કરવી. નામદાર સેક્રેટરી ઑફ સ્ટેટ પણ આ સુચનામાં સંમત થયા. તેઓએ એવું વિચાર્યું કે હિંદ સરકારને જેટલો જથ્થો જોઇશે તેટલો નિકાશ કરવા દેવા ખાસ રજા આપવામાં આવશે. નામદાર હિંદી સરકાર તરફથી ચેમ્બરના અભિપ્રાયાર્થે આ સંબંધમાં એક તાર મોકલવામાં આવ્યો હતો તેના જવાબમાં કમિટીએ જણાવ્યું હતું કે હાલના સંજોગ જોતાં એ સુચના સામો વાંધો ઉઠાવવો એ ગેરવાજબી છે પણ તે સાથે આ મનાઈ હુકમથી કેટલાક વેપાર ઉદ્યોગને ગંભીર નુકશાન પહોંચશે તે જોઈ કમિટી એવી ભલામણ કરે છે કે નામદાર હિંદી સરકાર અમુક જથ્થો અત્રે આયાત કરે અને તેમાંથી તે વાપરનારા-ઓને પુરૂં પાડવામાં આવે.

### રંગ તથા રંગવાની ચીજોની યુનાઈટેડ કીન્ગડમમાંથી નિકાશની મનાઈ.

આ બાબત મદ્રાસ ચેમ્બરે બોર્ડ ઑફ ટ્રેઇડને મજબુત ભલામણ કરવા નામદાર મદ્રાસ સરકારને અરજ કરી હતી. ગયા અકટોબર માસમાં એવું જાહેર કર્યું હતું કે યુનાઇટેડ કીન્ગડમની જરૂરીયાતો પુરી પડયા પછી કેટલાક રંગો તે દેશથી હિંદ મોકલવા માટે સામાન્ય લાઇસન્સ આપવામાં આવ્યો છે. મદ્રાસ ચેમ્બરે આ છુટ પુરતી નહિં હોવાનો તથા જ્યારે શહેનશાહતના દરેક દેશે લડાઈમાં સરખો ભાગ લીધો છે ત્યારે અધળી અધવડો દરેકને શીરે સરખી રીને પડવી જોઇએ એ સુત્ર ધ્યાનમાં નહિં લેવામા આવ્યો હતો એમ મજબુત વાંધો ઉઠાવ્યા હતો. બંગાલે ચેમ્બરની કમીટીએ કલકત્તા ઈમ્પોર્ટ ટ્રેઇડ ઍસોસીએશન અને ઇન્ડીયન જ્યુટ મીલ્સ ઍસોસીએશનની સલાહ લઇ નામદાર બંગાલ સરકારને એવી અરજ કરી હતી કે આ મનાઇ હુકમ હિંદને માટે કાઢી નાંખવામાં આવે એવી સુચના નામદાર હિંદી સરકાર રજુ કરે એવી તેમને અરજ કરવી. આ પ્રમાણેની સુચના નામદાર સેક્રેટરી ઑફ સ્ટેટે તા. ૨૪ મીસપ્ટેમ્બરને રોજ બોર્ડ ઑફ ટ્રેઇડને કરી હતી.

#### જરમન અને ઑસ્ટ્રીયન વેપાર. દશાંશની રીત.

આરજેન્ટાઇન રીપબ્લીકમાની બ્રિટીશ સોસાયટીના પ્રમુખ તરફથી એક પત્ર તા. ૧૮ મી ફેબ્રુઆરી ૧૯૧૫ ને રોજ મોકલવામાં આવ્યો હતો તે પર તા. ૨૦ મી એપ્રીલને રોજ કમિટીએ વિચાર ચલાવ્યો હતો. લૅટીન અમેરીકન દેશોમાં વ્હેપાર વધારવા માટે બ્રિટીશ કારખાનાવાળાઓએ શું પગલાં લેવા સંબંધી સવાલપર પત્ર લખવામાં આવ્યો હતો. એ સોસાયટીની કમિટીનો એવો અભિપ્રાય હતો કે તોલ અને માપની દશાંસની રીત જો ગ્રેટબ્રીટન દાખલ કરે તો તેથી એ બજારોમાં બ્રિટીશ કારખાનાવાળાઓ વધારે ફાયદેથી હરીફાઇ કરી શકે. આ પ્રમાણે ફેરફાર કરવાની જરૂરીયાત નામદાર શહેનશાહની સરકાર સમક્ષ રજુ કરવા દરેક બ્રિટીશ ચેમ્બરોને આ પ્રમાણે તેઓએ ભલામણ કરી હતી.

કમિટીએ એ મુજબનો જવાબ લખવા ઠરાવ કીધો કે હિંદના સંબંધમાં દશાંશની રીત દાખલ કરવાના સવાલપર ઘણા વર્ષ થયાં વિચાર ચાલેછે. અને નામદાર હિંદ સરકાર તરફથી ખાસ નીમવામા આવેલી એક કમિટી હિંદ માટેના તોલ માપના આખા સવાલ પર તપાસ કરેછે. એ કમિટીનો રીપોર્ટ બહાર પડે તે પહેલાં તેઓ એ સવાલ પર અભિપ્રાય આપી શકતા નથી.

## કરાંચી ચેમ્બર.

### યુનાઇટેડ કીન્ગડમમાંથી જસતની નિકાશની મનાઈનો સવાલ.

નામદાર હિંદ સરકારના તારના જવાબમા લખી મોકલવામાં આવ્યું હતું કે એની નિકાશ તદન બંધ કરવાની ઍડમીરૅલ્ટીની સુચના વિરૂદ્ધ ચેમ્બરને કોઇ રીતનો વાંધો નથી.

### બે આના તથા આઠ આનાની ટપાલની ટીકીટો.

ચેમ્બરના તા. ૧૯ મી માર્ચના પત્રનાં જવાબમાં ટપાલ તથા તાર ખાતાના એસીસ્ટંટ ડીરેકટર જનરલ તરફથી ચેમ્બરને લખી જણાવવામા આવ્યું હતું કે બે આના તથા આઠ આનાની ટપાલની ટીકીટોના રંગ તથા ડીઝાઇન સરખા હોવાની બીજા કોઇ તરફથી ફરિયાદો કરવામાં આવી નથી. રંગમાં તફાવત તથા કિમતના આરબી આંકડાથી મુશ્કેલી નડે એમ સંભવ નથી છતાં ચેમ્બરને જે મુશ્કેલી દેખાતી હોય તેની વિગતવાર તફસીલ લખી જણાવવી.

## બૉમ્બે ચેમ્બર.

હિંદમાંથી અમુક માલની નિકાસની મનાઇ સંબંધી હુકમોના સંબંધમાં વેપાર, ઉદ્યોગ ખાતાના સભાસદ ઑ. સર ડબલ્યુ. એચ. કલાર્ક

સાથ કમિટીએ ચર્ચા કીધી હતી અને પાછળથી એ સંબંધમાં કેટલીક સુચના નામદાર સરકાર પર લખી મોકલવામાં આવી હતી કે જેથી નિકાશ માટેના મનાઇ હુકમોથી વેપારીઓને એકાએક થતી અઘવડોમાં ઘટાડો થાય. દરેક જાહેરનામું બહાર પાડવામાં આવે ત્યાર બાદ તે કઇ તારીખે તથા કેવી રીતે અમલમાં મુકાવું જોઇએ તે ફક્ત નામદાર હિંદ સરકારજ સમજી શકે. અને દરેક દાખલામાં કેટલી છુટ નામદાર સરકાર આપી શકે એમ છે તે પણ તેઓ સિવાય ચેમ્બર યા વેપારીઓ યા ખુદ કસ્ટમ્સ કલેકટરો પણ જાણી શકે એ અશકય છે. કમિટીએ આ પરથી એવી સુચના કીધી હતી કે નીચેનું પત્રક ઘડવામાં આવે તથા તે કલેકટરો પર મોકલવામાં આવે તો ઘણી સવડતા થઇ પડશે અને જ્યારે કોઇ માલની નિકાશની મનાઇને લગતું જાહેરનામું બહાર પાડવામાં આવે ત્યારે તે એ પત્રકમાંના કયા વિભાગ અનુસાર અમલમાં મુકાવું જોઇએ એ મુજબનો કલેકટરોને હુકમ આપવો

પત્રક.

(૧) જે દાખલાઓમાં નામદાર સરકાર કોઈ પણ જાતની છુટ આપી શકતી નથી અને દરેક ચઢત અટકાવવી તથા બંદરોમાંની સ્ટીમરોમાં ચઢેલો માલ પાછો ઉતારી નાંખવો.

(૨) જે દાખલાઓમાં સરકાર ફક્ત એટલીજ છુટ આપી શકે કે સ્ટીમરોમાં માલ ચઢી ચુકયો હોય તેટલોજ જવા દેવો.

(૩) જે દાખલાઓમાં સરકાર એટલી છુટ આપી શકે કે ચઢવા માટે તૈયાર, સ્ટીમર નજીક, પડયો હોય. તે માલ જવા દેવો.

૪) જે દાખલાઓમાં સરકાર એટલી છુટ આપી શકે કે જેટલા માલ માટે કસ્ટમ્સ પાસ પણ કાઢવામાં આવ્યા હોય તેટલા જવા દેવા.

૫) જે દાખલાઓમાં સરકાર એટલી છુટ આપી શકે કે જેટલો માલ ચઢત માટે તૈયાર હોય તથા જેટલા માલ માટે કસ્ટમ્સ પાસ કાઢવામાં આવ્યા હોય તેટલોજ નહિ પણ વળી જેટલા માલ માટે કલેકટરોને એવો સંતોષ આપવામાં આવે કે તેના વાયદાના સોદા જાહેરનામું બહાર પાડવામાં આવ્યું હોય તે પહેલાં કરવામાં આવ્યા હતા તેવા માલો પણ જવા દેવા.

જાહેરનામું કેમ અને ક્યારે અમલ મુકવું તેને માટે કસ્ટમ્સ કલેકટરોને સત્તા આપવાની વિરૂદ્ધ કમિટી છે એમ તેઓએ જણાવ્યું કારણ તેમ થાય તો જાહેરનામું અમલમાં મુકવામાં એક બંદરે બીજાના કરતાં વધારે છુટ બતાવવામાં આવે તો તેથી અસંતોષ ઉત્પન્ન થાય.

સરકાર તરફથી જાહેરનામું બહાર પાડવામાં આવે ત્યાર પહેલાં જુદા જુદા બંદરોપરના કસ્ટમ્સ કલેકટરોની એ મતલબની સલાહ લેવામાં આવે કે તે જાહેરનામું કેટલી મુદત પછી યોગ્યરીતે અમલમાં મુકી શકાય તથા તેઓ તરફથી છેલ્લામાં છેલ્લી મુદત સુચવવામાં આવે તે મુદતે તે જાહેરનામું અમલમાં મુકવા હુકમ કાઢવો એ પ્રમાણેની જે સુચના ઑન મી૦ કલાર્ક સાથની કમીટીની છેલ્લી મીટીંગ વખતે કરવામાં આવી હતી તે સુચનાના સંબંધમાં કમિટીને એવો ભય છે કે જો એ સુચના બર લાવવામાં આવે તો જે માલ ચઢાવવાનો અગાઉથી ધારવામાં નહિં આવ્યો હોય તે માલ ચઢાવવાનો અયોગ્ય લાભ લેવામાં આવે; કારણ મુંબઈના વેપારીઓ ઘણું ખરૂં નુરના સોદા એવી રીતના કરે છે કે તેઓ રૂ, ઘઉં કે બીયાં વિગેરે કોઈપણ ચીજ એકને બદલે બીજી ચઢાવી શકે.

---

### મધ્યસ્થ દેશ ખાતે કૉન્ટ્રેબૅન્ડ માલોની ચઢત કરવાનો સવાલ.

આ સંબંધમાં કમિટીએ એપ્રીલ માસમાં નામદાર સરકારને એવું લખી જણાવ્યું હતું કે જો બીલ ઑફ લેડીંગ "ટુ ઓરડર" ની રીતી મુજબ બનાવવામાં નહિં આવ્યા હોય તો એ દસ્તાવેજથી કેટલાક માલ ચઢાવનારાઓથી-તેઓના માલનાં નાણાં ઉભાં

થઇ શકતાં નથી અને જો તેમ બનાવવામાં આવ્યા હોય તો બ્રીટીશ અને ફ્રેન્ચ લશ્કરી વ્હાણ તરફથી તે પકડવામાં આવે એવો ભય રહે છે. કમિટીએ એવી ભલામણ કરી કે બીલ ઑફ લૅડીંગની કેપટનની નકલ પર માલ જે બંદરેથી ચઢયો હોય તે બંદરના કસ્ટમ્સ કલેકટરની સહી સાથનું એવું સરટીફીકેટ જોડવામાં આવે કે તે માલ જવા દેવા માટે રજા આપવામાં આવી છે તો બ્રિટીશ યા ફ્રેન્ચ કાફલો તે માલ રોકે નહિં એવી ગોઠવણ નામદાર હિંદ સરકાર તરફથી કરવી જોઇએ આવાં સર્ટીફીકેટ મેળવવા દરેક માલની ચઢત કરનારાઓને ફરજીઆત કરવું. નામદાર સરકાર આ સુચના માન્ય કરે તો એ યોજના વ્યવહારમા મુકવા માટે નામદાર શહેનશાહની સરકારને તેઓએ અરજ કરવી.

---

## દુશ્મન સાથ વેપાર.

તા. ૭ મી જાનેવારી ૧૯૧૫ નું શહેનશાહી જાહેરનામું.

તા. ૭ મી જાનેવારી ૧૯૧૫ ને રોજ બહાર પાડવામાં આવેલા શહેનશાહી જાહેરનામાની અસર વધારી બ્રિટીશ હિંદમાં લાગુ પાડવાની સુચનાપર કમિટીનો મત માંગવામાં આવ્યો હતો. મજકુર શહેનશાહી જાહેરનામું એ મતલબનું હતું કે યુનાઇટેડ કીન્ગડમમાં રહેઠાયા ધંધો કરતા માણસો, પેઢીઓ તથા કુંપનીઓ,

(૧) યુનાઇટેડ કીન્ગડમથી બહાર આવેલી, કોઇ દુશ્મન, દુશ્મની પેઢી યા કંપનીની શાખા સાથે સરાફી વ્યવહાર ચલાવે.તો; અને

(૨) દુશ્મની બૅંકની યુનાઇટેડ કીન્ગડમથી બહાર સ્થાપિત થયેલી શાખા સાથે કોઇપણ પ્રકારનો ધંધો કરવામાં આવે તો તે દુશ્મન સાથે વ્યવહાર કરેલો તરીકે ગણવા. કમિટીએ આ સુચનાપર પુખ્ત વિચાર કરી જણાવ્યું કે મજકુર જાહેરનામાની અસર વધારી હિંદમાં લાગુ પાડવાની જરૂર તેઓને દેખાતી નથી. એમ છતાં પણ તેઓને 'લાગે છે કે જો નામદાર સરકારની એવી ખાસ ઇચ્છા હોય તો જે જે શરાફી વ્યવહારની મનાઇ કરવાની નામદાર સરકારની ઇચ્છા હોય તે ચોખ્ખી રીત જણાવવા અને બ્રિટીશ હિંદમાંના દુશ્મની પેઢીઓને એ જાહેરનામાની મનાઇમાંથી મુક્ત કરવી. વળી એ જાહેરનામું તેના મુળ રૂપમાં બ્રિટીશ હિંદ ખાતે લાગુ પાડવામાં આવે તો મધ્યસ્થ રાજ્ય સાથેનો એક પેઢીયા કંપનીનો વ્યવહાર તે દુશ્મની વ્યવહાર છે કે કેમ તે નક્કી કરતાં ઘણી મુશ્કેલી પડશે અને તેથી આ સંબંધમાં દુશ્મન એ શબ્દ વાપરવામાં આવે તેની ચોખ્ખી વ્યાખ્યા આપવી જોઇએ.

## ફ્રાન્સમાં હિંદી વ્યાપાર.

પેરીસમાંની બ્રિટીશ ચેમ્બરના ઓસ્ટ્રેલીયન વિભાગ તરફથી ઇંન્ડીયા ઓફીસને એવી સુચના કરવામાં આવી હતી કે ફ્રાન્સમાંના ઓસ્ટ્રેલીયન વ્યાપારની માફક ફ્રાન્સમાં હિંદી વ્યાપારનું પ્રતિનિધિત્વ પણ એ ચેમ્બરને સોંપવામાં આવે. હિંદી વ્યાપારની નીચે મુજબની સેવા બજાવવા તેઓએ સુચના કરી હતી.

(૧) ફ્રાન્સ અને હિંદના પરસ્પર વ્યાપારને લગતી તમામ બાબતો લન્ડનમાંના સરકારી ખાતાને એ ચેમ્બર તરફથી રજુ કરવામાં આવે.

(૨) હિંદી નિકાશ કરનારાઓને તથા ફ્રેન્ચ ખરીદદારોને ખબર એ ચેમ્બર તરફથી પુરી પાડવામાં આવે.

(૧) હિંદી માલને ફ્રાન્સમાં લોકપ્રિય કરવા જરૂર લાગે તો તેની યોગ્ય જાહેરાત કરવામાં આવે.

(૪) ફ્રેન્ચ ખરીદનારાઓને જોવા માટે હિંદી માલોનું મ્યુઝીયમ રાખવામાં આવે.

(૫) હિંદી માલને ઓછામાં ઓછી જકાતી માલ તરીકે ફ્રેન્ચ સરકાર તરફથી ગણવામાં આવે એવી રીતની ગોઠવણ થાય એવો ઇરાદો રાખી તે માટે પ્રયાસ કરવા તૈયારી કરવામાં આવે વિગેરે.

નામદાર મુંબઈ સરકાર તરફથી ઇન્ડીયા ઓફીસ તથા પેરીસની બ્રિટીશ ચેમ્બર વચ્ચે થયેલા પત્રવ્યવહારની નકલો મોકલવામાં આવી હતી અને કમિટીનો અભિપ્રાય માંગવામાં આવ્યો હતો.

જવાબમાં કમિટીએ જણાવ્યું કે સામાન્ય ધોરણસર એ યોજના તેઓ માન્ય કરે છે અને તેઓને લાગે છે કે હિંદીમાલ માટે જરમન અને ઑસ્ટ્રીયન બજારો બંધ થયલી હોવાથી શહેનશાહતમાં તથા મિત્ર રાજ્યોમા હિંદી માલ માટે નવી બજારો ખીલવવાની ઘણી અગત્ય છે.

એમ છતાંપણ પેરીસમાંની બ્રિટીશ વેપારી ચેમ્બરના 'કાર્ય'ના અનુભવ વિના એ યોજનાથી હિંદી વ્હેપારને કેટલા પ્રમાણનો ફાયદો થાય તે સંબંધી અભિપ્રાય આપવા કમિટી અશકય છે અને તેથી તેઓ એવી સુચના કરે છે કે લડાઇ પુરી થયા પછી એક બે વર્ષ સુધી અખતરા તરીકે પૅરીસની બ્રિટીશ ચેમ્બરની માંગણી કબુલ રાખવી અને ત્યારબાદ જરૂર પડે વધુ કહેવા તેઓ શકિતવાન થશે

---

### મુંબઈ અને માર્ગોઆ વચ્ચેના વ્હેવારમાં ઢીલ.

હાલની સેન્સરની રૂઢીથી મારમાગોઆ અને મુંબઇ વચ્ચે ચઢતને લગતા દસ્તાવેજો વિગેરે એકથી બીજે સ્થળે પહોંચતાં જે ગંભીર ઢીલ થાય છે તે સંબંધી ગોઆખાતેની પોરચ્યુગીઝ એસોસીએશન તરફથી એક પત્ર મળ્યો હતો. અને કમિટીનું એ બાબતપર ધ્યાન ખેંચવામાં આવ્યું હતું.

કમિટીએ નામદાર સરકારને એક પત્ર લખી જણાવ્યું કે મારમાગોઆ મોકલવા માટે ચઢેલા માલની હુંડી તથા બીજા દસ્તાવેજો સામાન્ય રીતે મુંબઈની બૅંકો પર મોકલવામાં આવે છે તે હુંડી મુંબઇની બૅંક મારમાગોઆ મોકલે છે. ત્યાંથી સ્વીકારાયા પછી બીજા દસ્તાવેજો મારમાગોઆ મોકલવામા આવે છે. આ કારણસર ત્રણ વખત પત્રની આવજા થાય છે અને દરેક વખત સેન્સર તરફથી તે તપાસવામાં આવે છે તેથી ઘણી ઢીલ થવા પામે છે. વળી ઇંગલીશ મેલને હવે ત્રણ અઠવાડીઆં લાગતા હોવાથી મુંબઇમાં દસ્તાવેજો એક અઠવાડીયું મોડાં મળે છે, આથી બીલ ઑફ લેડીંગ વગેરે મળ્યા પહેલાં માલ ત્યાં ઉતરે છે અને વેપારી વર્ગને ઘણી અઘવડ નડે છે.

બેલગામ ખાતેની સેન્સરની તપાસમા તાકીદ કરવામાં આવે, એવી કમિટીએ વિનંતી કરી હતી.

### મદ્રાસ.

**પ્રોવીડન્ટ ફંડના લવાજમ પર ઇન્કમટૅકસ.–**

બંગાલ ચેમ્બર તરફથી આ સંબધી પત્ર મળ્યો હતો. આ ઉપરથી ચેમ્બરે નામદાર હિંદી સરકારને પત્ર લખી બંગાલ ચેમ્બરની અરજને ટેકો આપવામાં આવ્યો હતો.

---

# COMMERCIAL NOTES.

# વેપારી ખબરો.

**રેશમના ઉદ્યોગને આશ્રય આપવાને જાપાન સરકાર તરફથી લેવામાં આવેલાં પગલાં**

હાલના વિગ્રહની શરૂઆતથીજ જાપાનમાં રેશમની કિમતમાં ઘટાડો થવાથી તે ઉદ્યોગને જે જંગીર ધોકો લાગ્યો છે તેમાંથી આશ્રય આપવા જાપાન સરકારે, જે પગલાં લીધાં છે તે સંબધી વિગતવાર રસાલો નામદાર શહેનશાહના જાપાન ખાતેના એલ ચી મા. ક્રોએ બોર્ડ ઓફ ટ્રેઈડપર મોકલાવ્યો છે તેમાં જણાવવામાં આવ્યું છે કે કાચા રેશમની બજારમાં યોગ્ય કિમત ટકાવી રાખવા માટે સરકારીનાણાંથી આશ્રિત કંપની ઉભી કરવાનો ઠરાવ કીધો છે. આ કંપની તરફથી રેશમ ખરીદવામાં તથા વેચવામાં આવશે. પણ ફકત તૈયાર માલનોજ ધંધો કરશે. એ કંપનીની થાપણ ૭૧૪,૬૦૦ પોંડની રાખવામાં આવશે જેમાં લગભગ ૫૧૦,૪૦૦ પોંડ સરકાર તરફથી આપવામાં આવશે. મી. ક્રો પોતા તરફથી વધુ જણાવે છે કે જાપાનીસ ઔદ્યોગિકોએ આ બાબતમાં એક ભુલ ખાધી છે તે એ કે રેશમ એ મોજમજાહની ચીજ છે અને લડાઈના વખતમાં ઘણા દેશોમાં એની ખપત ઓછી થશે. મોટામાં મોટી ખરીદી અમેરીકા તરફથી થાય પણ જાપાનમાં જો કિમત ઉંચી રાખવાની કોશેશ કરવામાં આવે તો અમેરીકા પણ ચીન જેવા બીજા દેશોમાંથી જરૂરીયાત માલ ખરીદે.

---

**રૅાયલ કોલોનીયલ ઇન્સ્ટીટ્યુટની શહેનશાતના વેપાર ઉદ્યોગને લગતી કમિટી.**

આ કમિટીએ છેલ્લાં કેટલાંક વર્ષો થયાં શહેનશાહતના જુદા જુદા ભાગોના પરસ્પર વેપારી સંબંધ વધારવામાં ઘણીસેવા બજાવી છે. લડાઇના સંબંધમાં એ કમિટીએ કેટલીક નવી સેવા બજાવવી શરૂ કરી છે અને જોકે તેમાંની કેટલીક તે દરિયાપારના લોકોને ઉપયોગી થાય એવી ખાસ ધારણા રાખી બજાવવામાં આવે છે, તો પણ તેની અત્રે નોંધ લેવી ઉપયોગી થઇ પડશે.

**કમિટીનાનવા ઉદ્દેશ**

૧) બ્રિટીશ સંસ્થામાંની કોઇમાં કોઈ ખાસ માલ હોય કે જેમાં બ્રિટનમાંના લોકોને લાભ હોય તે તેઓ સમક્ષ લાવવા

૨) કારખાનાવાળાઓને શહેનશાહતના કાચા માલ બતાવવા

૩) દરિયાપારના ખરીદદારો માટે, જે માલ જરમની અને ઓસ્ત્રીયામાં બનતો હતો તે બનાવનારા કારખાનાવાળાઓ શોધી કાઢવા.

૪) જે લોકોને બ્રિટીશ માલોની એજન્સી મેળવવાની ઇચ્છા હોય તેવાઓના નામ બ્રિટીશ કારખાનાવાળાઓને મેળવી આપવાં.

૫) અને સામાન્ય રીતે બ્રિટીશ શહેનશાહતના જુદા જુદા ભાગો વચ્ચેનો વ્હેપારી સંબંધ સુધારો શકાય એવી મતલબનાં કોઇ પણ પગલામાં સારો ભાગ લેવો. ઉપરની બાબતોમાંથી કોઇમાં પણ જો કોઇને લાભ હોય તેવાઓ તરફથી પત્ર મેળવવા તથા મદદ કરવા.

ધી બોમ્બે ટાઇમ્સ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઈ

કેવળ દેશભકતીની ઇચ્છાથી બ્રિટીશ વેપારને દરેક રીતે ઉત્તેજન આપવાની કમિટીની ધારણા હોવાથી એ કામના સંબંધમાં કોઇ પણ જાતની ફી લેવામાં આવતી નથી. પુછપરછ નીચેને સીરનામે કરવી.

એમ્પાયર ટ્રેડ કમિટી

રૉયલ કોલોનીયલ ઇન્સ્ટીટયુટ

લંડન, ડબલ્યુ. સી

---

**નામદાર શહેનશાહની સરકારના ગુળીનો જથ્થો.**

નામદાર શહેનશાહની સરકારે ગુળીનો જે મોટો જથ્થો મેળવ્યો છે તે સંબંધમાં બોર્ડ ઓફ ટ્રેઇડે જાહેર કર્યું હતું કે યુનાઇટેડ કીન્ગડમના કારખનાવાળાઓની વપરાસ માટે એ જથ્થો ફક્ત તા ૮મી મે ૧૯૧૫ સુધીજ જાળવી રાખવામાં આવશે. ત્યાર બાદ ત્યાંના નિકાશ કરનારાઓની મરજી ગુળી નિકાશ કરવા માટે તેમાથી ખરીદવાની હશે તો તે માટેની અરજી સ્વીકારવા સરકારી દલાલો મેસર્મ લુઇ એન્ડ પીટ (૯–મીન્સીંગ સ્ટ્રીટ. લન્ડન, ઇ. સી) જેઓને એનો વહિવટ સોપવામાં આવ્યો છે તેઓ ખુશીથી સ્વીકારશે

---

કલકત્તા ખાતેના અમેરીકન કૉન્સ્યુલેઇટ જનરલ તરફથી નામદાર હિંદ સરકારને નીચે મુજબની મળેલી ખબર છાપા જોગી ખબર તરીકે તેઓ તરફથી તા ૨૫ મી મેને રોજ બહાર પાડવામાં આવી હતી

" વૉશીંગટન ૮ મી માર્ચ ૧૯૧૫

યુનાઇટેડ સ્ટેટસના ખેતીવાડી ખાતાના સેક્રેટરી તરફથી નક્કી કરવામાં આવ્યું છે કે સ્લેરોસ પોરા માયડીસ જેને આગળ પેરોનોલ પોરા માયડીસ તરીકે ઓળખવામાં આવતો હતો તે ગંભીર રોગ હિંદી અનાજમાં જાવા તથા હિંદમાં અને ઘણું કરીને પાસેના ટાપુઓ તથા દેશોમાં હાલ ચાલે છે અને આયાત થતા હિંદી અનાજ સાથે યુનાઇટેડ સ્ટેટસમાં દાખલ થાય છે.

આ ઉપરથી ખેતીવાડીના સેક્રેટરી મી. હુડસન તેમને પ્લૅન્ટ કર્વારન્ટાઇન ઍકટ મુજબ મળેલી સત્તાથી જાહેર કરે છે કે યુનાઇટેડ સ્ટેટસમાં એ રોગ વધુ દાખલ થતો અટકાવવા માટે જાવા, હિંદ અને એશીયાનીયા (ઑસ્ટ્રેલીયા અને ન્યુઝીલૅંડ સિવાય) થી યુનાઇટેડ સ્ટેટસમાં હિંદી અનાજની આયાત બંધ કરવાની જરૂર છે. આથી જાહેર કરવામાં આવે છે કે સને ૧૯૧૨ માં મંજુર થયલા ઍકટ ઑફ કૉન્ગ્રેસની ૭ મી કલમ પ્રમાણે તા. ૮ મી માર્ચ ૧૯૧૫ ને રોજથી જાવા, હિંદ અને આસીયાનીયા (ઑસ્ટ્રેલીયા અને ન્યુઝીલૅંડ સિવાય) થી હિંદી અનાજ આયાત કરવાનું (ખેતીવાડી ખાતા તરફથી અખતરા પ્રયોગો માટે લાવવામા આવે તે સિવાય) મનાઇ કરવામાં આવે છે,"

---

યુનાઇટેડ સ્ટેટસની પેટંટ ઓફીસ તરફથી ન્યુયોર્કના ડા. નાથન સુલઝ બરગરને કપાસીયાના તેલની સાથ વટાણાનું તેલ ભેળી સ્વાદ તથા ગંધ વિનાનું મિશ્રણ બનાવવાની નવી રીત માટે પેટંટ આપવામાં આવ્યો છે કપાસીયાના તેલમાં વટાણાનું તેલ લગભગ કપાસીઆના તેલમાંથી ત્રણ ટકા જેટલું ઉમેરવાથી કપાસીયાના તેલનો સ્વાદ સુધરે છે

વળી કેટલાંક બીજાં ખાવાના તેલ તથા ચરબીઓ સાથે તેલના ગુણના બીજા ખાવાના પદાર્થો જેમા એવો ખાસ સ્વાદ અને એવી સુગંધ હોય કે તેલ તથા ચરબી સાથે તે મેળવવાથી તેના સ્વાદમા સુધારો થાય તે મેળવી તેવી રીતે તેના સ્વાદમાં સુધારો કરવાની નવી રીત માટે પણ તેને પેટંટ આપવામાં આવ્યો છે. વળી એ બધા તેલો તથા ચરબીઓને પરસ્પર અમુક પ્રમાણમાં ભેળવાથી તેના બદ સ્વાદ નષ્ટ થાય એવી રીત માટે પણ પેટંટ આપવામાં આવ્યો છે.

---

નામદાર હિંદ સરકારે એવું ઠરાવ્યું છે કે અને ૧૮૯૬ના કોટન ડયુટીઝ ઍકટની કલમ૭ પ્રમાણે ઠરાવેલી સુતરાઉ કાપડ પરની જકાતના ભાવો

**સુતરાઉ માલેપર જકાતની આંકણી**

જે અત્યાર સુધી દર વર્ષે ડીસેમ્બર મહિનામાં સુધારવામાં આવતા હતા તેને બદલે ફેબ્રુઆરી મહિનામાં સુધારવામાં આવશે અને સુધારેલા ભાવો દર વર્ષે માર્ચની પહેલી તારીખથી અમલમાં મુકવામાં આવશે. એમ છતાં પણ એ માલોના ભાવમાં જો મોટો વધારો ઘટાડો થાય તો કોઇ પણ વખતે સુધારો કરવાનો પોતાનો હક નામદાર સરકાર કાયમ રાખે છે.

---

તા. ૧૦ મી જુનને દિને નામદાર હિંદ સરકારના વેપાર ઉદ્યોગ ખાતા તરફથી એક છાપાજોગી ખબર બહાર પાડવામાં આવી છે કે ઘઉંની સરકારી ખરીદીના ભાવમાં

**સરકારી ઘઉંની ખરીદીના ભાવમાં ઘટાડો.**

વધુ ઘટાડો કરવાનો નામદાર હિંદ સરકારે ઠરાવ કર્યો છે. આના કારણ તરીકે જણાવવામાં આવ્યું છે કે આખી દુનિયાની ઘઉંની કિમતો તાકીદે ઘટતી જાય છે અને આગલા મહીનાઓ કરતાં જુલાઇ માસમાં ઘણી ઓછી ખરીદી કરવાની છે. કરાંચી ખાતેનો ભાવ તા. ૧૮ મી જુને રૂ. ૪–૧૦–૯ બહાર પાડવામાં આવ્યો છે. મુંબઇ અને કલકત્તા માટેની કિમતનો ઘટાડો થોડાક વખતમાં બહાર પાડવામાં આવશે.

---

**રેશમના કીડા ઉછેરવાની એક નવી રીત.**

યોકોહામા ખાતેના અમેરીકન કોન્સલ તરફથી જણાવવામાં આવ્યું છે કે રેશમના કીડા ઉછેરવાની એક નવી રીત જાપાનમાં અકીચીકેનમાં શોધવામાં આવી છે. આ રીત ઘણી સહેલી છે. ઇંડાને પાંચથી ૧૦ કલાક સુધા હાઇડ્રોકલોરીક એસીડમાં નાંખવામાં આવે છે. એવી રીતે તેમાં નાંખ્યા પછી ૧૨ થી ૧૫ દીવસમાં તે ઇંડા પુરેપુરાં સેવાઇ રહે છે અને બીજી રીતે સેવવામાં આવે તેના કરતાં વધારે મજબુત અને તંદુરસ્ત કીડાઓ તેમાંથી બહાર પડે છે. આવી રીતે સેવાયલા કીડાઓમાંથી રેશમ વધારે સારૂં અને વધારે લાંબુ નીકળે છે. આ નવી શોધેલી રીત પ્રમાણે સેવાયલા કીડાઓમાંથી જે રેશમ નીકળે છે તે લગભગ ૧૨૦૦ ફીટ લાંબુ હોય છે જ્યારે બીજી રીતે સેવાયલા કીડાઓમાંથી ફક્ત ૭૦૦ ફીટ લાંબુ રેશમ નીકળે છે—આ શોધ કરનાર ગૃહસ્થે વળી એવું જાહેર કીધું છે કે આ નવી રીતનો જેની મરજીમા આવે તે ઉપયોગ કરી શકશે. આ નવી રીતનો પેટંટ લેવામાં આવશે નહિં કારણ એ શોધ કરનારની મુળ ઇચ્છા પોતાના દેશને રેશમ ઉત્પન્ન કરનાર દેશ તરીકેની સ્થિતિમાં સુદૃઢ કરવાનીજ છે. આ નવી શોધ કરનાર ઉદાર ગૃહસ્થ કાબાહિટો, ઐશીકેન ખાતેના એકસપેરી મેન્ટલ સ્ટેશનના ડીરેક્ટર છે.

---

તા. ૨૭ મી જુલાઇ ૧૯૧૪ ને રોજ ધારા સભાની બેઠકમાં એક ઠરાવ એવી રીતનો પસાર થયો હતો કે કારવારને, હુબલી

**કારવાર રેલ્વે.**

યા મદ્રાસ ઍન્ડ સધર્ન મેરાઠા રેલ્વેપરના બીજા સવડ પડે તે સ્ટેશન સાથ જોડી દેવાનો સવાલ નામદાર સરકારે રેલ્વે બોર્ડના ધ્યાનમાં લાવવો. આ ઉપરથી રેલ્વે બોર્ડને તે સવાલપર તપાસ કરવા કહેવામાં આવ્યું હતું. રેલ્વે બોર્ડે જણાવ્યું છે કે એ લાઇન માટે જે સુચના કરવામાં આવી છે તે લાઇનની સરવે કરવા જેટલો પણ ખર્ચ વાજબી લાગતો નથી. નામદાર સરકારે સ્વતંત્ર તપાસ કર્યા પછી તેઓને એમ લાગે છે કે રેલ્વે બોર્ડના વિચારોથી જુદા પડવાનું તેઓને કંઇ કારણ દેખાતું નથી.

મારમાગોઆનું બંદર વધારવામાં આવે છે અને કેસલરૉક અને કોલમ વચ્ચેની પોરચ્યુગીઝ રેલ્વેનો ઘાટ વિભાગ બેવડો કરવા

અટસટ્ટા તૈયાર કરવા સરવે કરવામાં આવે છે મારમાગોઆનું બંદરઅને તેનાસંબંધની રેલ્વેઓ ભવિષ્યમાં ઘણાં વર્ષો સુધી લાગતાવળતા બ્રિટીશ જીલ્લાઓની જરૂરીયાત પુરી પાડવા યોગ્ય રહેશે એવી શકયતા છે અને જ્યાં સુધી પશ્ચિમ હિંદની પોરચ્યુગીઝ રેલ્વેથી આ જરૂરીયાતો પુરી પડે છે ત્યાં સુધી નામદાર સરકાર એમ ધારે છે કે કારવાર રેલ્વે લાઇન બાંધવા માટેનો કોઇપણ જાતનો ખર્ચ વાજબી ગણાશે નહિં.

---

**જાપાનથી યુરોપ-ના વ્હેપારી માર્ગે નુરના દરમાં વધારો.**

જાપાનથી યુરોપના વ્હેપારી માર્ગ માટે વ્હાણની અછત હોવાથી યોકોહામા ખાતેના નામદાર શહેનશાહના વેપારી એલચી મીક્રોએ તે દેશમાં પ્રસિદ્ધ થયેલી નીચેની ખબર બોર્ડ ઑફ ટ્રેડને લખી જણાવી છે કે જાપાનથી યૂરોપ લઇજવાના માલના નુરમાં થયેલો હાલની લડાઇને પ્રસંગે જરમન ઑસ્ટ્રીયન વિગેરે પરદેશી વ્હાણો વ્હેપારમાંથી બંધ થયાથી અને વ્હાણની તંગીને લીધે નીપન યુસેન કયેશા એ યુરોપીયન બંદરોએ લઇ જવા માટેના માલપર નુર વધારવાની રજા આપવા અરજી કરી હતી જે માંગણી નામદાર જાપાન સરકાર તરફથી મંજુર કરવામાં આવી છે. અત્યાર સુધી જાપાન સરકારે વચમા પડીને દેશી શીપીંગ કંપનીઓને નુરના ભાવ વધારતાં અટકાવી હતી જાપાન બંદરે આવી રીતે નુરના ભાવ હલકા હોવાથી કેટલાક પરદેશોનાં વ્હાણો જાપાન બંદરે જતાં હતાં નહિં. આથી માલનો પુષ્કળ ઘેરાવો થયો હતો તે દુર કરવા જાપાન સરકારે નુરના ભાવ વધારવા મંજુરી આપી છે.

---

## દુનીયાંના છેલ્લાં ૧૫ વર્ષનો અળસીનો પાક તથા ચઢતં.

| | હીંદ | આરજેન્ટાઇન | યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા | કેનેડા | રસીયા | ૨૫ કુલ. |
|---|---|---|---|---|---|---|
| ૧૯૧૪ | ૩,૮૨,૨૦૦ | ૧૨,૦૦,૦૦૦ | ૩,૮૮,૯૭૫ | ૧,૮૮,૩૨૫ | ૫,૫૦,૦૦૦ | ૨૭,૦૯,૫૦૦ |
| ૧૯૧૩ | ૫,૩૫,૭૦૦ | ૯,૯૦,૦૦૦ | ૪,૪૬,૩૨૫ | ૪,૩૮,૪૭૫ | ૬,૨૦,૯૭૮ | ૩૦,૩૧,૪૭૮ |
| ૧૯૧૨ | ૬,૪૧,૨૦૦ | ૧૧,૩૦,૦૦૦ | ૭,૦૧,૨૨૫ | ૬,૫૩.૨૫૦ | ૫,૬૩,૩૨૭ | ૩૬,૮૯,૬૦૩ |
| ૧૯૧૧ | ૫,૬૩ ૬૦૦ | ૫,૭૨,૦૦૦ | ૪,૮૪,૨૫૦ | ૨.૬૮,૭૭૫ | ૫,૫૮,૨૯૭ | ૨૪.૪૬,૯૨૨ |
| ૧૯૧૦ | ૪,૨૭,૬૦૦ | ૫,૯૫,૦૦૦ | ૩,૧૭,૯૫૦ | ૧,૦૬,૧૧૪ | ૫,૦૨,૮૯૪ | ૧૯,૪૯,૫૫૮ |
| ૧૯૦૯ | ૨,૮૮,૮૦૦ | ૭,૧૬,૫૧૫ | ૪,૮૭,૮૨૫ | ૧,૨૦,૮૨૯ | ૫,૭૮,૧૨૬ | ૨૧,૯૦,૦૯૫ |
| ૧૯૦૮ | ૧,૬૩,૨૦૦ | ૧૦,૪૮,૮૫૨ | ૬,૪૫,૧૨૫ | ૭૯,૧૩૩ | ૫,૫૬,૩૩૯ | ૨૪,૯૨,૬૪૯ |
| ૧૯૦૭ | ૪,૨૫,૨૦૦ | ૧૧ ૦૦,૭૧૦ | ૬,૪૬,૨૭૫ | ૪૫.૩૦૧ | ૫,૫૦,૫૯૦ | ૨૭,૬૮,૦૭૬ |
| ૧૯૦૬ | ૩,૫૩,૪૦૦ | ૮,૨૫,૭૬૪ | ૬,૨૬,૫૦૦ | ૨૫,૬૮૮ | ૫,૪૦,૫૦૦ | ૨૩,૭૧,૭૫૨ |
| ૧૯૦૫ | ૩,૪૭,૪૦૦ | ૫,૯૧,૯૧૨ | ૭.૧૧,૯૪૪ | ૧૮,૩૪૨ | ૪,૨૧,૦૦૦ | ૨૦,૯૦,૫૯૮ |
| ૧૯૦૪ | ૫,૭૧,૮૯૨ | ૭,૪૦,૦૦૦ | ૫,૪૫,૦૧૩ | ૧૩,૩૮૮ | ૪,૭૧,૮૪૬ | ૨૩.૮૨,૦૭૯ |
| ૧૯૦૩ | ૪,૮૧,૫૬૭ | ૯,૩૩,૬૦૧ | ૬,૮૨,૫૧૩ | ૩૧ ૧૦૦ | ૪,૬૧,૩૧૪ | ૨૫,૮૪,૦૯૭ |
| ૧૯૦૨ | ૩,૪૨,૬૨૪ | ૭,૬૩,૯૭૬ | ૭,૩૨,૧૨૨ | ૧૮,૦૬૫ | ૫,૪૨,૨૩૪ | ૨૩,૯૯,૦૨૧ |
| ૧૯૦૧ | ૩,૩૬,૧૩૬ | ૩,૬૫,૦૩૫ | ૬,૫૦,૦૦૦ | ૬,૬૬૦ | ૪,૫૫,૪૪૪ | ૧૮,૧૩,૨૭૫ |
| ૧૯૦૦ | ૨,૯૫,૬૭૪ | ૩.૮૯,૯૫૧ | ૪,૭૫,૦૦૦ | ...... | ૫,૩૩,૮૭૭ | ૧૬,૯૪,૫૦૨ |

# COMMERCIAL INTELLIGENCE & STATISTICS.

# વેપારી બાતમીઓ અને આંકડાઓ.

## TARIFF VALUATION OF SUGAR.

## ખાંડની જગાત વખતે આંકેલી કીંમત

ઇ. સ. ૧૯૧૧ ની સાલના કસ્ટમ સરક્યુલર નંબર ૫ મા માં બતાવેલી રૂઢી પ્રમાણે ઇ સ. ૧૯૧૬ માં ખાંડ ઉપર કેટલી જગાત થશે તે અંદાજ કાઢવો સહેલો થઇ પડે તેવા હેતુથી આ કોષ્ટક તૈયાર કરવામાં આવ્યું છે. તેમાં પ્રથમ એપ્રીલ માસ દરમ્યાન કેટલી આયાત થઇ પડી હતી તે તથા કસ્ટમ હાઉસના રીટર્ન પ્રમાણે તેની એક હંડ્રવેટની સરેરાશ શી કીંમત હતી તે આપવામા આવ્યું છે, અને બીજા કોલમમાં વરશની શરૂઆતથી આજ સુધી થયેલી કુલ આયાત તથા તેટલા વખત દરમ્યાન તેની સરેરાશ કીંમત શી રહી છે તે પણ આપેલું છે.

| ખાંડની જાત | ઇ. સ. ૧૯૧૫ ના એપ્રીલ માસમા થયેલી આયાત. | | ૧૯૧૪ અકટોબરથી એપ્રીલ ૧૯૧૫ સુધીમાં થયેલી આયાત. | |
|---|---|---|---|---|
| | જથ્થો. હંડ્રવેટ | દર હંડ્રવેટની સરેરાશ કીંમત. રૂ. આ. | જથ્થો. હંડ્રવેટ | દર હંડ્રવેટની સરેરાશ કીંમત. રૂ. આ. |
| ખાંડ ગાંગડીવાળી બીટ જાતની | ૭ | ૧૦—૪ | ૬૮ | ૧૦—૮ |
| ,, ,, સુંવાળી ચીનમાં સુધારેલી | ૨૯૦૭૨ | ૧૫—૮ | ૬૮,૪૨૦ | ૧૫—૪ |
| ,, ,, જાપાનમાંથી | ૧૪,૩૯૮ | ૧૫—૪ | ૧૪,૩૯૮ | ૧૫—૪ |
| ,, ,, સુંવાળી ઇજીપ્ટમાંથી | ૪૪,૭૫૨ | ૧૫—૮ | ૯૪,૬૫૮ | ૧૫—૮ |
| ,, ,, જાવાની ૨૩ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉપરની | ૫૯,૨૬૧ | ૧૫-૧૨ | ૨૩,૫૯,૫૨૨ | ૧૩—૧૨ |
| ,, ,, જાવાની ૧૬ થી ૨૨ ડચ સ્ટેન્ડર્ડની | ૧૩૯,૪૯૨ | ૧૩-૧૨ | ૧૫,૨૩,૧૮૭ | ૧૨—૦ |
| ,, , જાવાની ૧૫ ડચ સ્ટેન્ડર્ડની અને હલકી | ૧૫૦૨ | ૮—૦ | ૬૪,૯૯૭ | ૧૦—૪ |
| , મોરીસીયસની ૧૬ ડચ સ્ટેન્ડર્ડ ની તથા ઉંચી સારી ... | ૩૩૫,૧૫૨ | ૧૫—૪ | ૭૬૭,૨૧૪ | ૧૪—૧૨ |

# JOINT-STOCK COMPANIES.
## જૉઇન્ટ—સ્ટૉક કંપનીઓ.

ઈ. સ. ૧૯૧૫ ના માર્ચ મહિનામાં નીચેની જોઇન્ટ-સ્ટૉક કંપનીઓ બ્રિટીશ હિંદુસ્તાનમાં રજીસ્ટર થઇ હતી.

| નામ. | ઠેકાણું | હેતુ | થાપણ રૂ. |
|---|---|---|---|
| ૧ બૅંકીંગ, લોન, ઈન્સ્યુરન્સ. | | | |
| (અ) બૅંકીંગ અને લોન. | | | |
| ૧. વલાપદ બૅંક. | પાલીપુરમ અમ-સામ, મદ્રાસ | શરાફી ધંધો | ૫૦,૦૦૦ |
| (બ) વિમો. | | | |
| ૨. ન્યુ કૅપીટલ પ્રૉવીડન્ટ કું. | બંગાલ. | પ્રૉવીડન્ટ ઇન્સ્યુરન્સ | ૨૦,૦૦૦ |
| | | બૅંકીંગ, લોન અને ઈન્સ્યુરન્સ. કુલ | ૭૦,૦૦૦ |
| ૨. વેપાર. | | | |
| ૩. ઈસ્ટર્ન ઍક્સપોર્ટ્સ. | કલકત્તા. | ચામડાંનો ધંધો. | ૨૦૨,૫૦૦ |
| ૪. મુકરજી ઍન્ડ મુકરજી. | બંગાલ. | ફોનોગ્રાફ તથા ગ્રામાફોન વિગેરેનો ધંધો. | ૨૦,૦૦૦ |
| ૫. સીજુઆ (જહેરીયા) ઇલેક્ટ્રીક સપ્લાઇ કું. | કલકત્તા. | વિજળીબળ પુરૂં પાડવા માટે. | ૧૨,૦૦,૦૦૦ |
| ૬. કુમાર ધુણી ફાયર, કલે ઍન્ડ સીલીકા વર્ક્સ. | બંગાળ. | સામાન્ય વ્હેપાર | ૬૦૦,૦૦૦ |
| ૭. નન્દી શોમ ઍન્ડ કું. | " | " " | ૧૦૦,૦૦૦ |
| ૮. એ. સી. ડાસ ઍન્ડ નેફ્યુ. | નારાયણગન્જ. બંગાલ. | " " | ૨૦,૦૦૦ |
| ૯. ઈસ્ટર્ન ગૅરેજ ઍન્ડ કોલમ્બો ટૅક્સી કાર કું. | કલકત્તા. | મૉટરગાડી વિગેરેનો ધંધો કરવા માટે. | ૨૦૦,૦૦૦ |
| ૧૦. સ્વદેશી ઈન્ડસટ્રીયલ્સ. | બીગકૉન્જીવરમ મદ્રાસ. | રેશમી કાપડ, ખાતર વિગેરે બનાવવા માટે. | ૨૫,૦૦૦ |

# તીજોરીવાળાઓની જુઠી સરટીફીકેટો.

થોડા વખત ઉપર ભુલેશ્વરનાં એક ઘરમાં આગ લાગી ઘરમાં પહેલા માળ ઉપર મી૦ મગનલાલ નામે એક માણસ સાબરકાંઠા લૉજ નામે હૉટલ ચલાવતા હતા. એઓ પાસે મુંબઇના મી૦ કનૈયાલાલની બનાવેલી તિજોરી હતી. એઓની જગ્યામાં આગ એટલી થોડી હતી કે રૂનાં ગાદલાં પણ સલામત રહ્યાં હતાં તેમ તીજોરીનું લાકડાનું સ્ટેંડ પણ જેહુંને તેહું રહ્યું હતું. આટલું છતાં મી૦ મગનલાલે તીજોરી બનાવનારને એવી સરટીફીકેટો લખી આપી હતી કે આખા ઘરમાં સૌમાં સખત આગ મારી જગ્યામાં હતી અને તમારી તીજોરીમાં સર્વ સલામત રહ્યું હતું

ગોદરેજે ખરી હકીકત બહાર પાડી અને જણાવ્યું કે મી૦ મગનલાલની સરટીફીકેટ જુઠી હતી અને તેઓએ પોતાના ભાઇ માટે એક તીજોરીનો ઓર્ડર ગોદરેજને આપ્યો હતો. આ ઉપરથી મી૦ મગનલાલે છપાવ્યું કે ગોદરેજ જુઠું બોલે છે. ગોદરેજે આ ઉપરથી મી૦ મગનલાલને રા. બા. સેતલવડ મેજીસ્ટ્રેટ આગળ ઉભા કર્યા. મેજીસ્ટ્રેટ સામે જુબાની એવી પડી કે મી૦ મગનલાલની જગ્યામાં ગાદલાં સલામત હતાં તેમજ તીજોરીનું સ્ટેંડ પણ સલામત હતું. આ જોતાં મી૦ મગનલાલ વિચારમાં પડી ગયા અને માફી માગી અને લખી આપ્યું કે મેં જે વાતો છપાવી તે સર્વ જુઠી હતી.

## જાણીતા મોટા બેંકરોની તીજોરીઓ લીલામમાં

મુંબઇમાં થોડા વખત ઉપર જુદે જુદે ઠેકાણે આગો થઇ તેમાં જુદા જુદા બેંકરોની તીજોરીઓનો કેવો હાલ થયો તે જાણ્યા પછી કેટલાકોએ હજારોની કિંમતની બીજા બેંકરોની તીજોરીઓ લીલામમાં મોકલવાનો ઠરાવ કરી ગોદરેજને નવી તીજોરીઓના ઓર્ડર આપ્યા છે.

૧ સર સાસુન જે. ડેવીડે પોતાની હજારોની તીજોરીઓ લીલામમાં મોકલવાનું ઠરાવ્યું અને ગોદરેજને મોટા ઓર્ડરો આપ્યા છે.

૨ મેસર્સ ખિડબરીની કંપનીએ પણ એ મુજબ કર્યું છે.

## ગોદરેજ એન્ડ બોઇસ મેન્યુફેકચરીંગ કુંપની.

કારખાનું:—ગેસ કંપની પાસે, પરેલ, મુંબઇ.

# NEW PATENTS.

# નવાં પેટંટો.

કલકત્તાની પેટંટ ઑફીસમાં નવી શોધો માટે પેટંટો મેળવવા સને ૧૯૧૫ ના એપ્રીલ માસમાં નીચે મુજબ અરજીઓ કરવામાં આવી હતી.

| અરજી કરનારનું નામ. | શા માટે. |
|---|---|
| પી. જી. ડૉનલ્ડ. | વરસાદનાં પાણી વિગેરે માટે નળીમાં સુધારો. |
| જી વારૂનીસ. | રાંધવાના વાસણમાં સુધારો |
| એ. સ્પેન્સર. | રેલ્વેની બોગી તથા એવી ગાડીઓમાં સુધારો. |
| આર. બોવેન. | રેલ્વે ખુરશી, ચાવીમાં સુધારો કરવા માટે. |
| એચ. ડબલ્યુ મુર અને અ.ર. જી. બેરી. | રેલ્વે સીગનલ તથા ડ્રાઈવરની મદદ વિના સ્વતંત્ર રીતે ગાડી ઉભી રહી શકે તેવી રીતના સુધારા માટે |
| પી. આર જસાવાળા. | રાંધવાનો સરંજામ. |
| હૉલૅન્ડશ રેસીડયુગાસ—માટ શપીજ, સીસ્ટીમ રીન્કર વોટટર. | ઑઈલ ગૅસ બનાવવામાં સુધારો |
| જે. પાસમોર. | મુળાક્ષરો સ્હેલાઈથી શીખવાની રીત |
| ધી થૉમસ ટ્રાન્સમીશન લી. | રસ્તાપર અને રેલપર ચાલતી ગાડીઓ હાંકવાના સંબંધમાં સુધારો |
| જનરલ ઇલેકટ્રીક કુંપની. | વિજળીના યંત્રોમાં સુધારો. |
| જી. કે. પૉલ. | સુધારેલાં હારમોનીયમ. |
| સીમેન બ્રધર્સ એન્ડ કું. લી અને ડબલ્યુ પી રીડ | રાત્રિના દુરથી નિશાન કરવાની સીગનલોના સાજમાં સુધારો |
| એસ. એમ રત્નાગર | બારણાં, બારીનાં વેન્ટીલેશનમા સુધારો. |
| ઓ. પી મૅકફારલેન અને ઇ. એલ. રૅનડાલ | દિવા તથા સ્ટોવના બર્નરોમાં સુધારો. |
| જે. ઍફ. ગોડાર્ડ. | સીમીટ બનાવવામાં સુધારો. |

## SPINNING & WEAVING RETURNS.

# સુતર અને સુતરાઉ કાપડના આંકડાઓ.

ઈ. સ. ૧૯૧૫ ના માર્ચ માસમાં હિંદુસ્તાનની મીલોમાં નીચે પ્રમાણે સુતર તથા સુતરાઉ કાપડ બનાવવામાં આવ્યાં હતાં.

સુતર (રતલ)

| બ્રિટીશ ઈન્ડીયા | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|
| મુંબઇ | ૩,૯૩,૮૨,૮૩૭ | ૩,૯૦,૦૦,૧૧૨ |
| મદ્રાસ | ૩૪,૨૨,૪૦૫ | ૩૫,૬૭,૯૪૦ |
| બંગાળા | ૨૪,૬૯,૮૪૪ | ૨૮,૬૧,૯૪૦ |
| યુનાઇટેડ પ્રૉવીન્સીઝ | ૩૭,૮૬,૮૦૨ | ૪૨,૫૭,૩૪૨ |
| પંજાબ | ૬,૧૦,૯૬૭ | ૫,૯૦,૩૫૭ |
| મધ્યપ્રાંતો તથા બિરાર | ૩૦,૦૬,૩૫૭ | ૨૯,૪૨,૨૨૫ |
| બ્રિટીશ ઈંડીયામાં કુલ | ૫,૨૬,૭૯,૨૧૨ | ૫,૩૨,૧૯,૯૧૬ |
| દેશી રાજ્યો | ૩૨,૭૦,૩૨૪ | ૩૧,૦૭,૪૫૫ |
| કુલ ... | ૫,૫૯,૪૯,૫૩૬ | ૫,૬૩,૨૭,૩૭૧ |

કાપડ

| બ્રિટીશ ઇન્ડીયા | | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|---|
| મુંબાઇ | રતલ | ૧,૯૨,૪૦,૫૦૭ | ૧,૯૩,૪૭,૮૫૦ |
| | વાર | ૮,૨૧,૯૧,૪૮૦ | ૮,૦૫,૫૧,૧૧૧ |
| મદ્રાસ | રતલ | ૭,૪૭,૩૭૦ | ૧૦,૨૮,૨૦૫ |
| | વાર | ૨૬,૫૭,૯૦૭ | ૩૧,૨૮,૩૮૨ |
| બંગાળ | રતલ | ૨,૩૪,૭૦૩ | ૧,૮૯,૩૦૫ |
| | વાર | ૧૩,૨૦,૭૦૦ | ૧૦,૫૩,૪૨૭ |
| યુનાઇટેડ પ્રોવીન્સીઝ | રતલ | ૮,૧૩,૭૩૮ | ૯,૮૯,૩૩૨ |
| | વાર | ૩૨,૫૮,૫૩૨ | ૩૪,૩૩,૫૯૨ |
| પંજાબ | રતલ | ૩૭,૧૫૨ | ૩૨,૮૫૮ |
| | વાર | ૧,૦૬,૬૦૮ | ૧,૩૬,૪૦૭ |
| મધ્ય પ્રાંતો અને બિરાર | રતલ | ૧૦,૨૫,૯૯૫ | ૮,૭૭,૯૦૪ |
| | વાર | ૪૦,૧૮,૫૪૪ | ૩૩,૮૪,૯૨૩ |
| બ્રિટીશ હિંદુસ્તાનમાં કુલ | રતલ | ૨,૨૦,૯૯,૪૬૫ | ૨,૨૪,૬૫,૪૫૪ |
| | વાર | ૯,૩૫,૫૩,૭૭૧ | ૯,૧૬,૮૭,૮૪૨ |
| દેશી રાજ્યો | રતલ | ૧૬,૨૩,૯૪૭ | ૧૬,૨૭,૭૬૮ |
| | વાર | ૬૬,૧૬,૬૫૭ | ૬૨,૧૯,૨૫૧ |
| એકંદર ટોટલ | રતલ | ૨,૩૭,૨૩,૪૧૨ | ૨,૪૦,૯૩,૨૨૨ |
| | વાર | ૧૦,૦૧,૭૦,૪૨૮ | ૯,૭૯,૦૭,૦૯૩ |

# IMPORTS OF COTTON YARN.

## સુતરની આયાત.

ઇ. સ. ૧૯૧૫ ના એપ્રીલ મહિનામાં બ્રિટીશ હિંદુસ્તાનમાં પરદેશથી નંબર ૩૧ તથા તેથી ઉંચા નંબરનું સુતર નીચે પ્રમાણે આયાત થયું હતું.

| જાત અને નંબર. | બંગાળા. | મુંબઇ. | સિંધ. | મદ્રાસ. | બર્મા. | ટોટલ. |
|---|---|---|---|---|---|---|
| મ્યુલઍન્ડ વૉટર | પાઉન્ડઝ. | પાઉન્ડઝ | પાઉન્ડઝ | પાઉન્ડઝ. | પાઉન્ડઝ | પાઉન્ડઝ. |
| નં. ૩૧ થી ૪૦ | ૩,૪૯,૪૦૦ | ૧,૬૫,૩૩૮ | ૫,૫૦૦ | ૫૬,૭૫૦ | ...... | ૬,૦૬,૯૮૮ |
| નં. ૪૧ થી૫૦. | ૭૦,૩૦૧ | ૨૫,૫૧૧ | ...... | ૨૮,૯૦૦ | ...... | ૧,૨૪,૭૧૨ |
| નં. ૫૦ થી ઉપર | ૧,૩૦,૧૫૭ | ૩૨,૩૨૭ | ...... | ૩૧,૩૫૦ | ...... | ૧,૯૩,૮૩૪ |
| ઑરેન્જ, રેડ અને બીજા રંગોવાળું | | | | | | |
| નં. ૩૧ થી ૪૦. | ૪,૫૧,૮૧૧ | ૯૧,૧૧૩ | ૭૩,૯૪૫ | ૨,૫૯,૧૪૬ | ૩૧,૦૦૦ | ૯,૦૭,૦૧૫ |
| નં. ૪૧ થી ૫૦ | ...... | ...... | ...... | ૧૬,૨૫૦ | ૮,૦૦૦ | ૨૪,૨૫૦ |
| નં. ૫૦થી ઉપર. | ૧૧,૫૨૦ | ૨૫૦ | ...... | ૧૯,૩૫૦ | ૫,૦૦૦ | ૩૬,૧૨૦ |
| ટોટલ | ૧૦,૪૩,૧૮૯ | ૩,૧૪,૫૩૯ | ૭૬,૪૪૫ | ૪,૧૧,૭૪૬ | ૪૪,૦૦૦ | ૧૮,૯૨,૯૧૯ |

# COMPARATIVE STATEMENT OF TRAFFIC AT THE PORT TRUST WAREHOUSES FOR THE MONTH OF MAY 1915.

## ઇ. સ. ૧૯૧૫ ના મે માસ માટે પોર્ટટ્રસ્ટની વેરહાઉસીઝમાંના વેપારને લગતા સરખામણી કરનારાં આંકડા.

| માલની જાત. | ૧૯૧૫ ના તા. ૩૦ મી એપ્રીલ ને દિને સ્ટૉક | ૧૯૧૫ ના મે માં થયેલી ડીલીવરી | ૧૯૧૫ ના મે ની ૩૧ મી તારીખે સ્ટૉક. | ૧૯૧૪ ની ૩૧મી મે ને દિને સ્ટૉક. |
|---|---|---|---|---|
| રૂના કાપડની ગાંસડી | ૫૧,૩૯૮ | ૯,૬૬૭ | ૪૯,૨૦૦ | ૪૩,૯૫૩ |
| ,, ,, પેટી | ૭૮,૩૪૦ | ૧૮,૦૮૬ | ૬૮,૨૪૨ | ૭૯,૮૫૬ |
| રેશમ તથા ઉનની પીસગુડઝ ગાંસડી | ૯૩૪ | ૮૧ | ૯૧૦ | ૯૦૭ |
| રેશમ તથા ઉનની પેટી | ૨,૨૫૦ | ૧,૮૦૫ | ૨,૧૫૦ | ૨,૬૪૦ |
| ટવીસ્ટ અને યાર્ન (સુતરાઉના)પેકેજીઝ | ૭,૭૨૫ | ૫,૬૦૨ | ૭,૯૪૮ | ૯,૪૮૫ |
| ,, રેશમ તથા ઉનના પેકેજીઝ | ૨,૪૧૪ | ૮૦૫ | ૨,૩૦૮ | ૨,૧૦૪ |
| ટોટલ | ૧,૪૩,૦૬૧ | ૩૬,૦૪૬ | ૧,૩૦,૭૫૮ | ૧,૩૮,૯૪૫ |
| ત્રાંબાના ટન | ૩,૮૭૪ | ૨૪૪ | ૪,૦૦૫ | ૩,૯૬૧ |
| પીતળના ટન | ૨,૩૪૧ | ૧૯૨ | ૨,૨૧૧ | ૩,૧૮૪ |
| ટોટલ | ૬,૨૧૫ | ૪૩૬ | ૬,૨૧૬ | ૭,૧૪૫ |

# SEA-BORNE TRADE OF INDIA.

# હિંદુસ્તાનનો દરિયાઈ વેપાર.

ઇ૦ સ૦ ૧૯૧૫ ના એપ્રીલ માસમાં થયેલી આયાત અને નિકાશ નીચે પ્રમાણે હતી.

| ચીજનું નામ. Imports. | | | આયાત. |
|---|---|---|---|
| | | ૧૯૧૪ માં | ૧૯૧૫ માં |
| | | રૂ. | રૂ. |
| જીવતાં જનાવરો ... ... ... | | ૧,૯૦,૮૯૯ | ૨,૪૫,૧૦૧ |
| દારૂગોળો હથીયાર વિગેરે ... | | ૩,૭૮,૪૧૧ | ૧,૭૩,૬૮૦ |
| છાપેલી ચોપડી, નકશા વિગેરે ... | | ૪,૫૮,૬૯૪ | ૪,૨૭,૮૬૨ |
| બુટસ અને શુઝ ... ... ... | | ૫,૪૮,૫૦૪ | ૨,૨૨,૨૮૭ |
| ઘર બાધવાનો સામાન ... ... | | ૯,૮૩,૮૭૮ | ૧૧,૯૦,૯૦૩ |
| મીણબત્તી ... ... ... | | ૬૯,૮૯૬ | ૨૧,૦૬૬ |
| રેલ્વે ગાડાં સિવાયની ગાડીઓ ... | | ૨,૦૦,૩૪૭ | ૬૧,૪૬૭ |
| રસાયણિક પદાર્થો ... ... ... | | ૯,૪૫,૫૦૩ | ૮,૭૩,૩૨૪ |
| ઘડીયાળો ... ... ... | | ૧,૫૮,૮૦૩ | ૧,૫૧,૮૦૭ |
| કોલસા ... ... ... | | ૧૬,૦૬,૩૩૬ | ૩,૫૫,૩૨૫ |
| કૉફી ... ... ... ... | | ૬૬,૨૯૭ | ૧૯,૪૫૧ |
| કાથો (સીંદરી) ... ... | | ૧૨,૯૧૯ | ૨,૧૭૬ |
| દોરડાં ... ... ... ... | | ૧,૧૬,૧૦૩ | ૮૬,૦૨૫ |
| કટલરી (કાપકુપ કરવાનાં હથીયાર) ... | | ૨,૨૩,૦૨૪ | ૯૭,૦૫૯ |
| સાઈકલો ... ... ... | | ૨,૨૦,૬૨૭ | ૧,૯૧,૬૫૦ |
| કપુર ... ... ... | | ૧,૨૧,૩૧૦ | ૨,૦૧,૨૧૧ |
| બીજી જાતની દવા મળી કુલ ... | | ૯,૭૭,૨૦૭ | ૧૧,૬૧,૮૬૩ |
| લુગડાં રંગ... રતલ ... | | ૯,૭૯,૧૯૩ | ૨,૬૧,૫૮૩ |
| વાર | | ૫૧,૬૧૮ | ૩૭,૩૪૧ |
| પંજાબ { રતલ / વાર | | ૧,૭૨,૩૩૪ | ૧,૦૩,૯૨૭ |
| મધ્ય પ્રાંતો { રતલ | ૧૦, | ૧૫,૨૩,૧૫૪ | ૬,૦૪,૫૩૧ |
| અને બિરાર { વાર | ૪૦,૧૮ | ૧,૬૧,૧૬૨ | ૮૧,૫૦૦ |
| | | ૧૬૦ | ૪૮૭ |
| બ્રિટીશ હિંદુ- { રતલ | ૨,૨૦,૯૯,૪ | ૮૪,૮૧૦ | ૯૧૮ |
| સ્તાનમા કુલ { વાર | ૯,૩૫,૫૩,૭૯ | ૩૦,૮૨,૪૮૧ | ૨૦,૬૪,૮૩૭ |
| દેશી { રતલ | ૧૬,૨૩,૯૪ | ૭,૫૦૯ | ૧,૮૪૪ |
| રાજ્યો { વાર | ૬૬,૧૬,૬૧ | ૧,૦૮,૦૪૪ | ૫૭,૦૬૨ |
| એકંદર { રતલ | ૨,૩૭,૨૩,૪૧૨ | ૧,૦૭,૩૫૬ | ૬,૪૪,૭૪૭ |
| ટોટલ { વાર | ૧૦,૦૧,૭૦,૪૨ | ૧,૩૪,૩૭૫ | ૬૨,૨૫૯ |
| મેટેલીક શીલીગની સારી ડી... | | ૨,૫૨,૪૫૧ | ૧,૬૮,૪૩૬ |

કટલરી
સાઇકલો
કપુર
બીજી જાતની દવા મળી કુલ

| | | | |
|---|---|---|---|
| લુગડાં રંગવાનો સાઝ | રતલ | | |
| | વાર | | |
| પંજાબ | રતલ | | |
| | વાર | | |
| મધ્ય પ્રાંતો અને બિરાર | રતલ | ૧૦,૬ | |
| | વાર | ૪૦,૧૮, | |
| બ્રિટીશ હિંદુસ્તાનમાં કુલ | રતલ | ૨,૨૦,૯૯,૪ | |
| | વાર | ૯,૩૫,૫૩,૭ | ૩૦,૮૭. |
| દેશી રાજ્યો | રતલ | ૧૬,૨૩,૯૨ | ૭, |
| | વાર | ૬૬,૧૬,૬ | ૧,૦૮,૦ |
| | | | ૧૧,૦૭,૩૫. |
| એકંદર ટોટલ | રતલ | ૨,૩૭,૨૩,૪૧ | ૧,૩૪,૩૭૫ |
| | વાર | ૧૦,૦૧,૭૦,૪૨ | ૨,૫૨,૪૫૧ |

મેટેલીક શીલીંગની . સારી ડીઝ ૧,૨૮,૯૯૯

ડીઝાઇન ગમશે કે

| | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| કેળવાએલાં ચામડાં ... ... | ૩,૩૫,૬૭૭ | ૨,૦૧,૨૫૨ |
| દારૂ ... ... ... ... | ૧૯,૪૫,૪૦૪ | ૧૬,૨૭,૯૬૯ |
| મશીનરી અને મીલ સ્ટોર્સ ... ... | ૭૩,૫૪,૬૧૨ | ૩૬,૯૧,૬૦૨ |
| દીવાસળી ... ... ... ... | ૯,૮૧,૭૭૨ | ૧૫,૩૩,૩૩૬ |
| પીત્તળ ... ... ... ... | ૧,૨૪,૯૪૦ | ૧,૦૭,૦૭૦ |
| ત્રાંબું ... ... ... ... | ૪૫,૯૭,૭૦૯ | ૧૨,૧૫,૦૨૩ |
| જર્મન સીલ્વર ... ... ... | ૨,૧૯,૧૨૦ | ૩૩,૬૨૧ |
| લોઢુ ... ... ... ... | ૩,૩૪,૨૭૭ | ૪૬૩,૩૩૧ |
| લોઢું અને સ્ટીલ ... ... ... | ૧,૧૭,૪૬,૩૮૬ | ૫૭,૩૦,૮૦૭ |
| ટીન ... ... ... ... | ૨૯,૮૬,૮૫૪ | ૩,૮૨,૧૯૫ |
| સીસું ... ... ... ... | ૨,૧૮,૫૪૪ | ૩૦૫,૫૫૬ |
| મોટર ગાડીઓ અને સાઇકલો ... | ૧૧,૭૨,૬૫૬ | ૮,૫૮,૯૨૩ |
| કેરોસીન તેલ ... ... ... | ૨૮,૩૦,૪૩૦ | ૨૪,૪૪,૦૮૩ |
| અળસીનું તેલ ... ... ... | ૬૨,૭૭૦ | ,૭૬,૨૬૦ |
| બીજી જાતનાં તેલો મળી કુલ ... | ૪૦,૬૯,૯૦૦ | ૩૩,૧૬,૩૩૪ |
| રંગ રોગાન વિગેરે ... ... ... | ૮,૪૧,૨૧૮ | ૫૬૪,૯૯૬ |
| કાગળો ... ... ... ... | ૧૩,૫૨,૫૮૫ | ૯,૬૯,૨૭૩ |
| રેલ્વે ગાડીઓ તથા સામાન મળી કુલ | ૧,૦૨,૯૨,૩૧૮ | ૬૦,૮૮,૩૦૯ |
| મીઠું ... ... ... .. | ૬,૧૦,૦૮૦ | ૭,૬૦,૨૪૬ |
| સાબુ ... ... ... ... | ૭,૮૦,૫૪૫ | ૫,૯૩,૫૧૩ |
| સોપારી ... ... ... ... | ૧૦,૧૪,૮૨૫ | ૯,૫૮,૦૮૪ |
| તેજાને કુલ ... ... ... | ૧૪,૨૭,૨૧૩ | ૧૬,૮૨,૭૯૩ |
| સ્ટેશનરી ... ... ... ... | ૫,૬૨,૯૮૯ | ૩,૫૫,૨૦૬ |
| ખાંડ ... ... ... ... | ૮૩,૬૪,૬૭૦ | ૧,૦૫,૧૬,૭૮૧ |
| સુતર કાચું ... ... ... | ૬૪,૧૨૨ | ૫૭,૭૮૩ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... ... | ૪૬,૮૨,૧૪૩ | ૨૦,૪૮,૧૫૪ |
| વગર ધોએલાં પીસ ગુડઝ ... ... | ૨,૦૨,૪૨,૭૨૦ | ૧,૫૨,૯૬,૯૦૪ |
| ધોયેલાં પીસ ગુડઝ... ... ... | ૧,૧૯,૮૨,૮૮૧ | ૬૨,૮૪,૪૬૩ |
| રંગીન અને છાપેલાં પીસ ગુડઝ ... | ૧,૧૧,૦૧,૯૬૫ | ૨૭,૧૧,૦૯૧ |
| શીવવાના દોરા ... ... ... | ૨,૪૨,૯૬૭ | ૨,૯૩,૨૨૪ |
| સુતર એકંદર ... ... ... | ૪,૯૯,૩૯,૧૮૩ | ૨,૭૫,૦૬,૪૮૩ |
| રેશમ કાચું ... ... ... | ૬,૫૦,૬૭૫ | ૧૦,૦૩,૭૭૨ |
| રેશમના પીસ ગુડઝ... ... ... | ૧૩,૪૮,૬૯૫ | ૧૫,૮૩,૭૧૦ |
| કાચુ ઉન ... ... ... | ૮૫,૭૬૯ | ૨,૦૮,૮૨૨ |
| હોઝીઅરી ... ... ... | ૪૩,૬૦૧ | ૩૫,૭૨૫ |
| ઉનના પીસ ગુડઝ ... ... ... | ૭,૮૭,૫૦૨ | ૨,૩૬,૬૩૧ |
| ઉન કુલ ... ... ... | ૧૨,૪૨,૩૩૫ | ૬,૧૭,૮૫૫ |
| તંબાકુ ... ... ... | ૬,૩૬,૧૭૧ | ૪૧૫,૯૬૦ |

ધી ઓક્ષે ટાઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

| | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| લાકડાં ... ... ... | ૭,૬૩,૦૫૬ | ૫૪૩,૯૨૪ |
| રમકડાં ... ... ... | ૨૪૮,૬૫૨ | ૧,૫૯,૬૫૯ |
| છત્રીઓ ... ... ... | ૨૪૮,૬૧૦ | ૧૦૭,૮૯૪ |
| છત્રીઓનો સામાન ... ... .. | ૪૧૨,૭૦૭ | ૧૧૬,૦૯૩ |
| કુલે આયાત ... | ૧૪,૪૯,૯૩,૭૦૩ | ૯,૨૭,૨૫,૨૫૪ |

Exports. નિકાશ.

| ચીજનું નામ. | ૧૯૧૪- | ૧૯૧૫- |
|---|---|---|
| જીવતાં જનાવરો ... ... ... | ૩૪૦,૨૭૭ | ૧૬૩,૯૯૪ |
| બ્રસ કરવા માટે રેસા ... ... | ૨૦૨,૩૯૯ | ૭૧,૭૨૨ |
| મીણબત્તી ... ... ... | ૧૪૬,૦૮૪ | ૨૧૫,૭૯૯ |
| સૉલ્ટ પીટર ... ... ... | ૩૯૪,૭૯૧ | ૭૨૯,૦૭૬ |
| કોલસા ... ... ... ... | ૩૯૨,૬૫૧ | ૩૭૬,૪૨૧ |
| કૉફી ... ... ... ... | ૪૬,૦૦,૭૦૮ | ૩૧,૮૯,૬૯૦ |
| કાથો, ( સીંદરી ) ... ... ... | ૬,૮૭,૧૧૮ | ૩,૧૪,૭૧૪ |
| દોરડાં ... ... ... ... | ૧૧૦,૫૧૨ | ૧૦૫,૩૬૯ |
| દવાઓ ... ... ... ... | ૧૬૧,૮૫૧ | ૧૨૭,૮૯૮ |
| ગળી ... ... ... ... | ૧૧૪,૬૪૪ | ૪૦૧,૩૬૩ |
| હરડાં બેડાં ... ... ... | ૯૬૪,૦૧૫ | ૪૩૪,૬૫૫ |
| લુગડાં, ચામડાં રંગવાની ચીજો કુલ... ... | ૧૩,૬૨,૦૨૫ | ૧૦,૭૦,૪૨૭ |
| ફળ ને શાક ... ... ... | ૬,૧૨,૨૩૪ | ૫૪૫,૭૩૧ |
| ડાંગર ... ... ... ... | ૧,૭૩,૦૫૫ | ૨,૮૨,૧૧૨ |
| ચોખા ... ... ... ... | ૩૦૦,૪૯,૧૪૯ | ૧,૫૫,૫૭,૫૩૯ |
| ઘઉં ... ... ... ... | ૧૦,૦૬,૯૩૫ | ૧૫,૫૩,૪૮૦ |
| ઘઉંનો લોટ ... ... ... | ૮૯૪,૬૬૯ | ૯૩૧,૦૦૩ |
| બીજી જાતનો દાણો ... ... | ૨૭,૧૬,૪૫૦ | ૨૮,૧૭,૫૬૮ |
| વગર કેળવાયલાં ચામડાં ... | ૧૨૫,૭૯,૪૧૩ | ૮૫,૪૫,૮૭૪ |
| લાખ ... ... | ૧૯,૦૧,૫૨૩ | ૧૪,૧૮,૯૮૫ |
| કેળવાયલાં ચામડાં ... | ૩૭,૭૬,૮૧૦ | ૨૭,૧૭,૧૦૫ |
| દારૂ ... ... .. | ...... | ૧૩૨ |
| રબર ... ... ... | ૨૮૦,૧૫૫ | ૩૫૨,૬૪૭ |
| ખાતર ... ... .... | ૮૨૭,૭૬૬ | ૬૨૬,૯૧૯ |
| મેંગેનીઝ ... ... ... | ૧૧,૦૭,૬૭૩ | ૩૨૦,૬૯૭ |
| લોઢું અને સ્ટીલ ... ... ... | ૨૫૮,૨૭૬ | ૨૫૧,૫૧૮ |
| ધાતુ કુલ ... ... ... | ૧૯,૩૭,૨૨૫ | ૧૦,૯૧,૭૫૬ |
| મીણ ... ... ... | | |
| અણરખ ... ... ... | ૪૦૯,૪૪૫ | ૨૦૫,૭૧૬ |
| દીવેલ ... ... ... | ૧૨૭,૦૦૦ | ૧૭૫,૪૬૬ |
| કોપરેલ ... ... ... | ૨૨૩,૪૫૫ | ૩૩૦,૬૧૯ |

| | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| અળશીનું તેલ ... ... ... | ૨૩૪,૩૮૪ | ૬૦,૧૨૪ |
| બીજી જાતનાં તેલો મળી કુલ... ... | ૧૨,૫૬,૪૪૫ | ૮૫૨,૮૩૯ |
| ખોળ ... ... ... ... | ૧૨,૨૧,૩૪૪ | ૧૩,૯૩,૧૬૯ |
| અફીણ ... ... ... ... | ૧૨,૩૧,૩૦૦ | ૧૧,૬૨,૫૪૦ |
| ઘી ... ... ... ... | ૩૦૪,૪૬૯ | ૨,૧૪,૨૯૫ |
| દીવેલી ... ... ... ... | ૧૭,૫૭,૧૨૩ | ૪,૩૪,૨૩૧ |
| ટોપરાં ... ... ... ... | ૨૫,૫૩,૮૮૧ | ૮૧૭,૨૧૬ |
| કપાસીયા... ... ... ... | ૨૩,૮૧,૦૬૯ | ૩૪૬,૦૬૧ |
| સોયસીંગ ... ... ... | ૫૧,૦૭,૯૫૬ | ૧૪,૯૪,૯૨૯ |
| અળશી ... ... ... ... | ૪૯,૮૬,૩૫૧ | ૮,૬૦,૯૮૨ |
| ખસખસ... ... ... ... | ૧૧૩,૨૯૦ | ૫,૯૮૩ |
| સરસવ ... ... ... ... | ૩૩,૦૮,૫૫૩ | ૧૨,૮૦,૮૮૪ |
| તલ ... ... ... ... | ૩૮,૭૦,૧૪૪ | ૩,૯૩,૦૫૯ |
| તેજાનો ... ... ... ... | ૧૩,૩૯,૭૯૫ | ૨૬,૩૦,૩૩૪ |
| ખાંડ ... ... ... ... | ૧૩૪,૬૫૩ | ૭૬,૧૭૬ |
| ચા ... ... ... ... | ૧૨,૭૨,૦૩૦ | ૧૬,૩૪,૧૦૯ |
| કાચું રૂ ... ... ... | ૪૮૭,૦૪,૭૦૧ | ૨,૨૯,૬૬,૯૨૩ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... ... | ૫૨,૭૬,૪૮૭ | ૪૫,૬૦,૦૪૫ |
| રૂમાલ અને શાલો ... ... ... | ' ૪૮,૫૯૬ | ૯૭,૭૧૪ |
| પીસ ગુડઝ ... ... ... | ૧૩,૫૫,૯૨૧ | ૧૩,૮૮,૬૪૬ |
| શણ ... ... ... | ૧૨,૪૨,૫૮૫ | ૧૦,૭૬,૮૧૧ |
| જ્યુટ કાચું ... ... ... | ૧,૬૫,૫૯,૦૩૨ | ૯૮,૭૦,૬૩૨ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... ... | ૧૫૫૦ | ............ |
| ગની બેગઝ ... ... ... | ૧૨૫,૧૭,૭૮૪ | ૯૬,૭૫,૯૫૪ |
| ગુણપાટ ... ... ... | ૧૪૨,૮૧,૨૨૫ | ૯૫,૯૯,૧૧૯ |
| રેશમ ( કાચું ) ... ... ... | ૧૦૫,૧૪૩ | ૩૬,૦૬૦ |
| રેશમ કુલ ... ... .... | ૧૭૦,૧૬૨ | ૫૯,૪૪૬ |
| ઉન કાચું ... ... ... | ૨૩,૩૦,૬૭૭ | ૧૬,૩૦,૮૬૫ |
| ઉનની ધાબળીઓ ને ગાલીચા વગેરે ... | ૧૮૦,૮૯૧ | ૯૯,૮૭૮ |
| તંબાકુ, બીડી વિગેરે ... ... | ૩૩૩,૦૮૧ | ૩૯૫,૦૩૮ |
| લાકડાં, પાટીયાં વિગેરે ... ... | ૫૭૬,૪૩૧ | ૫૪૦,૪૩૩ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નિકાશ. | ૨૦,૪૧,૧૨,૨૯૬ | ૧૨,૨૧,૬૮,૪૬૦ |

---

ધી બોમ્બે ટાઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ

# COMMERCIAL INTELLIGENCE.

## વેપારી બાતમી.

આ મથાળાં નીચે અમે જુદા જુદા દેશના કૉન્સલો તરફથી તથા બીજા મુલકો તરફથી આવેલી બાતમીઓ આપશું. એ બાબત કંઈ પણ વધારે માહિતી જોઇતી હોય તો આ ચેમ્બરના સેક્રેટરીને લખ્યાથી ખુલાસો મળી શકશે. અત્રેના કોઇ પણ વેપારીને આ દેશ અથવા પરદેશના વેપારી સાથે કોઇ પણ જાતની વેપારી બાબત સંબંધ બાંધવા ઇચ્છા હશે તે પણ આ કૉલમમાં દાખલ કરીશું.

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઈ બાબતનો વેપાર કરવા માંગે છે તે. |
|---|---|---|
| ધી ઇન્ડીઅન ટ્રેડ જર્નલ ,, ઇ. ૧૯ | બ્રિટીશ ઇસ્ટ આફ્રીકાની એક પેઢી. | પેન્સીલ બનાવવા માટે ગન્ધતરૂ (cedar) ની ચીપો આયાત કરનારાઓ સાથે પત્રવ્યવહાર કરવા માંગે છે |
| ,, ઇ. ૨૦ | લાહોરની એક પેઢી. | ફૅન્સી માલો ટપાલ પારસલ મારફત ખરીદનારા એજન્ટ નિમવા માગે છે |
| ,, ઇ. ૨૧ | બ્રિટીશ ઇસ્ટ આફ્રીકાની એક પેઢી. | સખ્ત તથા નરમ લાકડું આયાત કરનારાઓ સાથે પત્રવ્યવહાર કરવા માંગે છે. |
| ,, ઇ. ૨૨ | પૅરીસની એક વિમો ઉતારનારી પેઢી. | મુંબઇમાં કોઇ એજન્ટ સાથે સંબંધમાં આવવા માંગે છે. |
| ,, ઇ. ૨૩ | કલકત્તાની એક પેઢી. | Kainite (એક જાતનું ખણીજ ખાતર) પુરૂં પાડનારા સાથે પત્ર વ્યવહાર કરવા માંગે છે. |
| ,, ઇ. ૨૪ | ઇન્ગલૅંડમાં બ્રેડફોર્ડની એક પેઢી. | આલ્પાકા, બનાવટી રેશમનાં કાપડ, ઝીણા પોતના રૂ તથા ઉનના ચળકતા કપડા વિગેરે આયાત કરનારા સાથે પત્રવ્યવહાર કરવા માંગે છે. |
| ,, ઇ. ૨૫ | દક્ષિણ હિંદમાં [illegible] એક પેઢી. | મલબારના Vateria Indica દક્ષિણ હિંદનું "અફેદ ડામર" નામનું ઝાડ ઝાડના બીયાંઓ ખરીદનારાઓ સાથે પત્રવ્યવહાર કરવા માગે છે. |
| ,, ઇ. ૨૬ | પાલમપુર (કાન્ગ્રાવેલી)ની એક પેઢી. | હરડાં બેડાં ખરીદનારાઓ સાથે પત્ર વ્યવહાર કરવા માંગે છે |
| ,, ઇ. ૨૮ | ન્યુયૉર્કનો એક વેપારી. | સફેદ વૅસેલીન તેલની આયાત કરનારાઓ સાથે પત્રવ્યવહાર કરવા માંગે છે. |

ફરનીચરના માટે ફેન્સી ટાઇલ્સનો મોટો જથ્થો ક્યાં છે ?

| ...નબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઇ બાબતનો વેપાર કરવા માંગે છે તે. |
|---|---|---|
| ,, ઇ. ૨૯ | ઇજીપ્તમાં લીમાસૉલની એક પેઢી. | કેતકીના રેસાની નીકાશ કરનારાઓ સાથે પત્રવ્યવહાર કરવા માંગે છે. |
| ,, ઇ. ૩૦ | અમેરીકામાં ન્યુપોર્ટની એક પેઢી. | સુતરાઉ છાપેલાં કાપડ બનાવનારાઓ સાથે પત્રવ્યવહાર કરવા માંગે છે. |
| ,, ઇ. ૩૧ | લન્ડનની એક પેઢી. | સુકાવેલું ખમીર વેચવા માટે એજન્ટ નીમવા માંગે છે. |
| ,, ઇ. ૩૪ | ઇરાનમાં યઝદનો એક વેપારી. | બદામ, હિંગ, જર્દાલુ પસ્તાં વિગેરે ઇરાની માલો આયાત કરનારા સાથે પત્રવ્યહાર કરવા માંગે છે. |
| ,, ઇ. ૩૫ | યઝદનો એક વેપારી. | ચાહ, ખાંડ, સુતર, કેલીકો, તેજાના વિગેરે નિકાશ કરનારાઓ સાથે પત્રવ્યવહાર કરવા માંગે છે. |
| ,, ઇ. ૩૬ | કલીકટની એક પેઢી. | ઇન્ડીયન બૅરીટીસ Barytes (બૅરીયમ સલ્ફેઇટ) પુરૂં પાડનારાઓ સાથે પત્રવ્યવહાર કરવા માંગે છે. |
| ,, ઇ. ૩૭ | કલકત્તાની એક પેઢી. | નારિયેળના Poonac ખરીદનારાઓ સાથે પત્રવ્યવહાર કરવા માંગે છે. |
| ,, ઇ. ૪૦ | ઇન્ગલૅંડમાં નૉટીંગહામની એક પેઢી. | લેઇસ તથા મચ્છરદાનીઓ વેચવા એજન્ટ નીમવા માંગે છે. |
| ,, ઇ. ૪૧ | ઍબરડીન (સ્કૉટલૅંડ)નો એક વેપારી. | કૉડલીવર ઑઇલ તથા માછલીનાં તેલ વેચવા માટે એજન્ટ નીમવા માગે છે. |
| ,, ઇ. ૪૨ | ન્યુયૉર્કની એક પેઢી. | મુળીઆં, છાલ, પાંદડાં બીયાંઓ અને તેજાના વિગેરે કાચી દવાઓ નિકાશ કરનારાઓ સાથે પત્રવ્યવહાર કરવા માંગે છે. |
| ,, ઇ. ૪૩ | મદ્રાસ ઇલાકામાં રાનીપીટાઇનો એક વેપારી. | સુકું માસ તથા વાળ ખરીદનારાઓ સાથે પત્રવ્યવહાર કરવા માંગે છે. |
| ,, ઇ. ૪૪ | લન્ડનની એક કારખાનાવાળાની પેઢી. | પીયાનાઓ વેચવા માટે એજન્ટ નીમવા માંગે છે. |
| ,, ઇ. ૪૫ | ઇજીપ્તમાં કેરોની એક પેઢી. | કોથળા યા કોથળીઓ બનાવનારાઓના પ્રતિનિધિ થવા ઇચ્છા રાખે છે. |

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઈ બાબતનો વેપાર કરવા માંગે છે તે. |
|---|---|---|
| ,, ઇ. ૪૬ | ફ્રાન્સમાં માર્સેલ્સનો એક વેપારી. | સુકાં વનસ્પતિ, વટાણા, ચોખા, તેલનાં બીયાંઓ વિગેરે નિકાશ કરનારાઓના એજન્ટ તરીકે કામ કરવા ખુશી છે. |
| ,, ઇ. ૪૮ | સ્કૉટલૅંડમાં ઍબરડીનની એક પેઢી. | વનસ્પતી રૈનેટનું કેસીન બનાવનારાઓ સાથે પત્ર વ્યવહાર કરવા માંગે છે. |
| ,, ઇ. ૪૯ | મુંબાઇની એક પેઢી. | વિલાયતી મીઠું, સલ્ફ્યુરીક તથા નાઇટ્રીક ઍસીડ વિગેરે વિગેરે બનાવનારાઓ સાથે પત્રવ્યવહાર કરવા માંગે છે. |
| ,, ઇ. ૫૦ | કલકત્તાની એક પેઢી. | જીપ્સમ વેચનારાઓ સાથે પત્રવ્યવહાર કરવા માંગે છે |
| ,, ઇ. ૫૨ | મદ્રાસની એક પેઢી. | ભોંયશીંગ (મગજ), ગુળી, ઝેરકચુલા, હળધર, આમલી, ભોંયસીંગના ખોળ વિગેરે પરચુરણ માલો ખરીદનારા સાથે પત્રવ્યહાર કરવા માંગે છે. |
| ,, ઇ. ૫૩ | ઑસ્ટ્રેલીયામાં મેલબોર્નની એક પેઢી. | છબીનાં ફ્રેમની પટીઓ વેચવા માટે એજન્ટ નીમવા માંગે છે. |
| ,, ઇ. ૫૪ | ન્યુયૉર્કની એક પેઢી. | દિવેલી તથા રાઇની નિકાશ કરનારાઓ સાથે પત્રવ્યવહાર કરવા માંગેં છે. |
| ,, ઇ. ૫૫ | લીવરપુલની એક પેઢી. | ક્રોમાઇટ તથા બૅરીટીસ ખરીદનારાઓ સાથે પત્રવ્યવહાર કરવા માગે છે. |

Registered No. B. 810.
THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી
# વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૮ મું VOL. VIII. AUG. 1915. No. 2 ઑગષ્ટ ૧૯૧૫. અંક ૨ જો.

અનુક્રમણિકા.



INDEX.

# EDITOR'S STUDY.

# અધિપતિની નોંધ.

મુંબઇ સરકારની ધારા બાંધનારી કાઉન્સીલની સભા ગયા માસની બારમી તારીખ અને તેની પછી બે ત્રણ દિવસ ભરવામાં આવી હતી; જ્યારે બજેટ ઉપર સભાસદોએ પોત પોતાના મતો રજુ કર્યા હતા. તેમાં ખસુસ કરીને વેપારીકોમને ઉપયોગી થઇ પડે એવા સંવાલોમાં એક સારી રીતે ચર્ચાવવામાં આવેલો હતો. હાલ આ દેશમાં લગભગ દરેક પ્રાંતમાં વેપાર અને ઉદ્યોગનું ખાતું છે જેના ઉપર એક ડીરેકટર હોયછે જેનું ખાસ કામ ઉદ્યોગની ખીલવણી કરવાનું છે. મુંબઇ ઇલાકો ખાસ વેપાર અને ઉદ્યોગનો ઇલાકો છે તે છતાં ત્યાં આવી જાતનું ખાતુ નથી તે તરફ ઑ. મી. કામટ, ઑ. મી મનમોહનદાસ રામજી વિગેરે સભાસદોએ ધ્યાન ખેંચ્યું હતુ. ઑન મી. લલ્લુભાઇ શામળદાસે હાલ તુરત સરકારી અને બિનસરકારી સભાસદોની બનેલી એક કમિટી નિમવાની ભલામણ કરી હતી. નામદાર ગવર્નરે હુન્નર ઉદ્યોગની ખીલવણીના સવાલ તરફ દીલસોજી બતાવી, પણ હાલ તો કંઇ ચોકસ પગલાં લેવામાં આવ્યાં નથી. તો પણ આ જાતની ચર્ચાથી કંઇક લાભ થશે એમ માનવું એ ખોટું ગણાય નહિ

---

હિંદુસ્તાનના પરદેશો સાથેના વેપારનુ મે માસ માટે પ્રથકકરણ નામદાર સરકાર તરફથી કરવામાં આવેલુ છે. એપ્રિલ માસ કરતાં આ માસમાં આયાતમાં ૧.૬ ટકા, નિકાશમાં ૨૬ ટકા, અને આયાત થયેલા માલની નિકાશમાં ૪૪ ટકા વધારો જોવામાં આવ્યોછે, પણ આગલાં વર્ષના તેજ માલ સાથે સરખાવતાં આયાતમાં ૩૧ ટકા, નિકાશમાં ૨૭ ટકા અને આયાત થયેલા માલની નિકાશમાં ૯ ટકાનો ઘટાડો જોવામાં આવ્યો છે. આયાતમાં મુખ્ય ઘટાડા નીચે પ્રમાણે જોવામાં આવે છે.

| | રૂપિયા. |
|---|---|
| ખાંડ. | ૪૩ લાખ. |
| હાર્ડવેર. | ૧૮ લાખ. |
| ધાતુઓ. | ૧ કરોડ ને ૭ લાખ |
| રેલ્વેનુ સાંચાકામ. | ૫૯ લાખ. |
| સુતર અને સુતરાઉ કાપડ. | ૭૨ લાખ. |

નિકાશમાં મુખ્ય વધારો ચાહ, જુટ અને જુટના કોથળામાં જોવામાં આવે છે અને મુખ્ય ઘટાડો ચોખા (૩૭ લાખ) જુવાર અને બાજરી (૧૬ લાખ), ચામડાં (૪૫, લાખ), બીયાં (૧ કરોડ ને ૬૦ લાખ), રૂ (૪ કરોડ ને ૯૮ લાખ) અને સુતરાઉ ટવીસ્ટ ને યાર્ન (૫૬ લાખ) માં જોવામાં આવે છે.

નિકાશમાં જાણવાજોગ વધારો ઘઉંમાં છે. ૧૯૧૪ ના મે માસ કરતાં આશરે ૧ કરોડ ને ૧૭ લાખનો વધારો થયો હતો. પણ આ વધારાની સામે બીજા ઉપર જણાવેલા મોટા ઘટાડા છે નિકાશ બજારો હિંદુસ્થાનના માલ માટે નવી શોધવી જોઇએ, નહિતર ખેતીવાડીને વેપારને અત્યંત નુકશાન છે.

---

ગ્રેટબ્રિટન અને બીજા મિત્ર દેશો અને તટસ્થ દેશો સાથેના આપણા વેપાર ઉપર શું અસર થઈ છે તે નીચેના કોઠા ઉપરથી જણાશે

| | આયાત ( લાખ રૂપિયામાં ) | | | નિકાશ (લાખ રૂપિયામાં) | | |
|---|---|---|---|---|---|---|
| દેશનું નામ. | મે ૧૯૧૪ | મે ૧૯૧૫ | ટકા ઘટાડો કે વધારો. | મે ૧૯૧૪ | મે ૧૯૧૫ | ટકા ઘટાડો કે વધારો. |
| યુનાઈટેડ કીંગડમ | ૮૯૩ | ૫૨૬ | −૩૬૭ | ૨૮૭ | ૫૩૩ | +૨૪૬ |
| રૂશિયા | – | – | – | ૨૨ | ૨૯ | +૭ |
| બેલ્જીયમ | ૩૩ | ૪ | −૨૯ | ૧૧૨ | – | −૧૧૨ |
| ફ્રાન્સ | ૨૫ | ૧૯ | −૬ | ૧૭૬ | ૮૫ | −૯૧ |
| ઇટાલી | ૧૩ | ૧૫ | +૨ | ૯૨ | ૨૪ | −૬૮ |
| સ્વીડન | ૩ | ૫ | +૨ | ૩ | ૧૩ | +૧૦ |
| નૉર્વે | ૨ | ૬ | +૪ | ૧ | ૨ | +૧ |
| હૉલેન્ડ | ૧૫ | ૯ | −૬ | ૨૮ | – | −૨૮ |
| સ્પેન | – | ૩ | +૩ | ૧૬ | ૧૮ | +૨ |
| યુનાઈટેડ સ્ટેટસ | ૫૬ | ૪૪ | −૧૨ | ૧૬૪ | ૧૮૧ | +૧૭ |

આ બધા દેશના આંકડા આપવામાં આવેલા છે ત્યારે તે પત્રમાં જાપાન સાથેના વેપારના આંકડા કેમ આપવામાં નથી આવ્યા તે સમજાતું નથી.

---

હિંદુસ્તાનના બજેટ બાબત લખતાં ઈંગ્લંડના જાણીતા બેન્કર્સ મૅગેઝીનમાં એક લખનાર જણાવે છે કે લડાઈને લીધે કેલવણી, તંદુરસ્તી તથા ડાકટરી ખાતાંના ખર્ચમાં જે કાપકુપ કરવામાં આવી છે તે શોચનીય છે. તે લેખકના મત મુજબ આ દેશની મોટી વસ્તિ જોતાં આ સઘળાં ખાતાંઓ ઉપરનો ખર્ચ પેહેલાં પણ બહુ નહોતો અને તેમાંથી પણ કાપી નાંખ્યો એ ખોટું હતું. એક અગત્યના સવાલ ઉપર આ લેખક ધ્યાન ખેંચે છે તે એ છે કે રેલ્વેની આવક એ આખા દેશની બીજી આવકની અંદરજ ગણવામાં આવે છે જાણીતા આંકડાશાસ્ત્રી મી૦ વાચ્છાનો પણ એ પ્રમાણેજ મત છે. તેઓ પણ આ જાતની રૂઢીને પસંદ નથી કરતા કારણ તેથી ખર્ચના આંકડાઓ ઉપર અંકુશ રહેતો નથી અને આવક ખરી હોય તેનાં કરતાં વધારે દેખાયા કરે છે. અફીણની આવક મોટે અંશે બંધ પડયા પછી રેલ્વેની આવક એ બજેટમાં મોટો ભાગ ભજવે છે અને તેને જુદી ગણવાને બદલે બધી આવક સાથે ભેળી દેવામાં આવે એ ઘણાઓની નજરે દેશના આર્થિક હિતને નુકશાનકારક છે.

આ દેશનો વિસ્તાર ૧૬,૦૦,૦૦૦ ચોરસ માઇલ છે અને વસ્તિ ત્રીસ કરોડની છે. રેલ્વે માઈલેજ ૨૬,૪૬૪ સરકારના હાથ નીચે છે. છેલ્લાં પાંચ વર્ષમાં ૧૬૦૦ માઈલનો વધારો થયો છે. ઉપર જણાવેલો લેખક કહે છે કે ઘણો ખરો ખર્ચ ચાલુ લાઇનની સગવડો વધારવાને માટે કરવામાં આવે છે, તથા દિલગીરી બતાવે છે કે ખાનગી સાહસને જોઇએ તેટલું ઉત્તેજન મળતું નથી, જેથી રેલ્વેની ખીલવણી જોઇએ તેટલી થતી નથી તથા વેપારીઓને જરૂર સગવડ મળતી નથી.

---

હાલની લડાઈને લીધે ઘણા રાજયદ્વારી, સામાજિક અને આર્થિક પ્રશ્નો આજ સુધી જોવામાં આવતા હતા તેના કરતાં જુદીજ રીતે જોવામાં આવે છે અને આવશે. ચલણને લગતા

સવાલો બાબે પણ એમજ થયું છે, સોનાંને આપવામાં આવતી અગત્યતા કંઇક અંશે ઓછી થયેલી જણાય છે. અલબત્ત હજુ સુધી એ બાબે ચોકસપણે કહી શકાય નહિ પણ જુદી જુદી પ્રજાઓ જે બેંક નોટોની પાછળ સોનાનો જથ્થો અમુક ભાગમાં જરૂર જેવો ધારતી હતી તે જરૂરિયાત નીકલી ગયેલ લાગે છે. ગ્રીસની અંદર આવેલી આ ચેોનિયન બેંકના પ્રમુખ મી૦ લાર્ડ વર્ધાએ થોડુંક ઉપર ભાષણ કરતાં એટલે સુધી જણાવ્યું કે હવે સોનું ખાનગી વ્યવહારમાંથી નીકળી જવું જોઇએ અને ફકત જુદી જુદી પ્રજાઓને પોત પોતાનું દેવું પ્રીટાડવા માટેજ તેનો ઉપયોગ હોવો જોઇએ.

તેની સુચના એમ છે કે દરેક પ્રજાએ પોતાના દેશમાં સોનાંનો અમુક જથ્થો રાખવા ઉપરાંત બીજા દેશોમાં પણ પોતાની તીજોરી રાખી સોનું રાખવું જોઇએ કે જેથી પ્રજા કીય દેવું મટાડતાં હરકત ન આવે

આ સુચનાને લગતુંજ પગલું બ્રિટીશ સરકારે લડાઇ પછી લીધેલું છે કારણ કે તેણે ઓટાવામાં સોનાંનો જથ્થો રાખી યુનાઇટેડ સ્ટેટસને આપવાનું પોતાનું દેવું ત્યાંથીજ ફીટાડવાની ગોઠવણ કરેલી છે પણ એ તો લડાઇના કામ માટેજ પગલું ગણાય અને તેથી ભવિષ્યમાં શું પગલાં લેવામાં આવશે એ કંઇ કહી શકાય નહિં.

---

૧૯૧૪-૧૫ ની સાલનો આ ઇલાકાનો જે રીપોર્ટ બહાર પડયો છે તે ઉપરથી આયાત અને નિકાશ વેપાર ઉપર આ ઇલાકામાં શું અસર થયેલ છે તે જણાઇ આવે છે. આગલાં વષ કરતાં કુલે ૩૧ ટકા વેપાર ઓછો થયો. આ બાબતમાં કલકત્તા કરતાં મુંબઇને વધારે અસર થયેલી લાગે છે કારણ કે કલકત્તાનો વેપાર ૨૪ ટકા ઓછો થયેલો છે. મુંબઇનો આયાત વેપાર ૨૬ ટકા ઓછો થયો છે જયારે નિકાશ ૨૯ ટકા ઓછી થયેલ છે પુરાં થયેલાં વર્ષમાં આઠ મહિનામાં લડાઈ હતી. ત્યારે પેહલાંના ચાર મહિનાનો વેપાર આગલાં વર્ષના તેજ ચાર મહિના સાથે સરખાવીયે તો ઘણોજ વધારે હતો આયાત બે લાખ વધારે હતી ને નિકાશ ૪·૭૨ કરોડ રૂપિયા વધારે હતી; જયારે લડાઇના આઠ મહિનામાં આયાત ૧૯·૪૬ કરોડ રૂપિયા ઘટી ગઇ, અને નિકાશ ૨૩·૯૯ કરોડ રૂપિયા ઘટી. આયાતમાં ખાંડમાં ઘટાડો જણાયો હતો કે જે વજનમાં ૨૬,૧૩,૯૭૧ હંડ્રવેટ હતો અને કિમતમાં ૧·૮૧ કરોડ રૂપિયાનો હતો કાપડમાં ૭·૨૭ કરોડનો તથા લોઢાં અને સ્ટીલમાં ૧·૧૧ કરોડનો ઘટાડો હતો. રંગમાં ૫૧ લાખનો, કાચમાં ૫૦ લાખનો એ પણ મોટા ઘટાડા હતા.

આપણી નિકાશમાં મુખ્યત્વે કરીને રૂ, બીયાં સુતરાઉ ટવીસ્ટ અને સુતર, દાણા વિગેરે છે. જે કુલ નિકાશનો ૮૬⅕ ટકા જેટલો ભાગ છે. આ સર્વેમાં મોટો ઘટાડો થયો હતો અફિણમાં પણ ૧.૪ કરોડનો ઘટાડો હતો પરદેશથી આવતો માલ કેટલોએક અહિયાંથી ઇરાન, ટર્કી, અરેબિયા તથા આફ્રીકા ખાતે જાય છે. આવી રીતની નિકાશમાં પણ ઘટાડો થયો અને જે નિકાશ ૩·૩૮ કરોડની હતી તે ૨ ૨૮ કરોડની થઇ. સુતરાઉ કાપડની નિકાશમાં ૬૦½ લાખનો ઘટાડો થયો.



ગ્રેટબ્રિટનનું જે બજેટ થોડાએક વખત ઉપર બ્રિટીશ પાર્લામેન્ટ સમક્ષ રજુ થયું હતું તેથી અમારા વાંચનારાઓ અજાણ નહિ હોય. તે બજેટના આંકડા સાથે આગલાં બજેટના આંકડાની સરખામણી જાણવા જોગ છે. કારણ તે ઉપરથી ખબર પડે છે કે સુલેહના વખતમાં શું આવક તથા ખર્ચ છે તથા લડાઇના વખતમાં તેથી કેટલું આગળ વધી જવું પડે છેઃ—

૧૯૧૩-૧૪ (સુલેહનું છેલ્લું વર્ષ)

| | પાઉંડ. |
|---|---|
| આવક | ૧૯,૮૨,૪૩,૦૦૦ |
| ખર્ચ | ૧૯,૭૪,૯૩,૦૦૦ |
| વધારો | ૭,૫૦,૦૦૦ |

૧૯૧૪-૧૫ ( લડાઈના આઠ મહિના )

| | |
|---|---|
| આવક | ૨૨,૬૬,૯૪,૦૦૦ |
| ખર્ચ | ૫૬,૦૪,૭૪,૦૦૦ |
| લોનથી પુરી પાડવામાં આવેલી ખોટ. | ૩૩,૩૭,૮૦,૦૦૦ |

૧૯૧૫-૧૬ ( આખું વર્ષ લડાઈ ચાલે તો )

| | |
|---|---|
| આવક | ૨૭,૦૩,૩૨,૦૦૦ |
| ખર્ચ | ૧,૧૩,૨૬,૫૪,૦૦૦ |
| ખોટ | ૮૬,૨૩,૨૨,૦૦૦ |

---

બેંકોની થાપણ તથા જાહેર પ્રજા પાસેથી ડીપૉઝીટની રૂપે લીધેલાં નાણાંને શું સબંધ હોવો જોઇએ તે બાબે આ દેશમાં થોડુંક ઉપર સારી ચર્ચા ચલાવવામાં આવી હતી. આ બાબે બેન્કર્સ મૅગેઝીન તેના જુન માસના અંકમાં સારી રીતે વખાણ કરેલું છે. જો ડીપૉઝીટના પ્રમાણમાં થાપણ ઓછી હોય તો શેરહોલ્ડરોને ડીવીડન્ડ સારૂં મળે. પણ સાથે તેનું જોખમ પણ રહેલું છે. આ માટે બેંકોએ ભેગા કરેલાં રીઝર્વ બહુ ઉપયોગી થઇ પડે છે, કારણ તેના ઉપર કંઇ ડીવીડન્ડ આપવું પડતું નથી અને બેંકોની સ્થિતિ વધારે મજબુત કરવામાં તેઓ બહુ સારો ભાગ ભજવે છે. ગ્રેટ બ્રિટનમાં ૧૮૯૦ થી ૧૯૦૨ સુધીમાં થાપણમાં ૨ કરોડ ને ૯૦ લાખ પાઉંડનો વધારો થયો હતો જ્યારે ૧૯૦૨ થી ૧૯૧૪ માં ફક્ત ૨૦ લાખ પાઉંડનો વધારો થયો હતો. જોકે આ મુદતમાં ડીપોઝીટમાં તેથી બહુજ વધારો થયો હતો. થાપણમાં ઓછો વધારો થયો એનું એક કારણ એમ લેખાય છે કે સીક્યુરીટીઓના ભાવ ઘણા ગગડી ગયા હતા.

---

હાલના લડાઈના સમયમાં મી. લૉઈડ જ્યોર્જ કહે છે તે પ્રમાણે દારૂગોળા કરતાં પણ રૂપેરી ગોળીઓ છેલ્લાં જીતશે. તેથી દરેક પ્રજા પાસે શું થાપણ છે અને ક્યાં સુધી ટકી શકશે તે જાણવું બહુ જરૂરનું છે. નીચેના કોઠામાં ઇંગ્લંડના પત્ર ઇકૉનોમીસ્ટે કરેલી ગણત્રી મુજબ ગ્રેટબ્રિટનની થાપણ આપવામાં આવેલી છે. દરેક ચાર ચાર વર્ષનો અંતર લેવામાં આવેલો છે. ૧૯૧૩ નો આંકડો આપવામાં આવેલો નથી પણ તે પછીના મત મુજબ ૧,૪૦,૦૦૦ લાખ પાઉંડ હોવા જોઇએ. આ આંકડા આવક વેરાના આંકડા ઉપરથી ઉપજાવવામાં આવેલા છે.

આંકડા દશ લાખ પાઉન્ડમાં આપવામાં આવ્યા છે

| | ૧૮૮૫ | ૧૮૯૫ | ૧૯૦૫ | ૧૯૦૯ |
|---|---|---|---|---|
| જમીન | ૧,૬૯૧ | ૧,૩૮૫ | ૧,૩૦૬ | ૧,૩૦૦ |
| ઘરો | ૧,૯૨૭ | ૨,૩૧૮ | ૩,૦૨૪ | ૩,૨૮૪ |
| ખેડુતોની મૂડી | ૫૨૦ | ૩૬૮ | ૩૪૦ | ૩૪૮ |
| યુનાઇટેડ કીન્ગડમમાંની રેલ્વેઓ | ૯૩૨ | ૯૬૦ | ૧,૦૫૦ | ૧,૦૭૫ |
| ધાતુની ખાણો, પથ્થરની ખાણો, લોખંડના કારખાનાંઓ, ગ્યાસનાં કારખાનાંઓ, પાણીનાં બાંધકામો, ખાડીઓ, અને બીજા ઉદ્યોગો. | ૩૩૦ | ૪૨૭ | ૫૬૮ | ૫૫૦ |
| | ૧૮૮૫ | ૧૮૯૫ | ૧૯૦૫ | ૧૯૦૯ |

ધી બોમ્બે ટાઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ

આંકડા દશ લાખ પાઉન્ડમાં આપવામાં આવ્યા છે.

| | | | | |
|---|---|---|---|---|
| બીજા વ્હેપારની મુડી, જાહેર કંપનીઓ, પેઢીઓ વિગેરે | ૧૪૧૪ | ૧૫૦૦ | ૨૪૫૮ | ૨૭૨૭ |
| બ્હાર રોકાયેલી બ્રિટીશ મુડી | ૧૩૦૨ | ૧૬૦૦ | ૨૦૨૫ | ૨૩૩૨ |
| લોકલ બોર્ડો તરફથી કાઢવામાં આવેલી લોનોની મુડીની કિમત. | ૧૨૬ | ૧૭૫ | ૨૪૦ | ૨૯૦ |
| ઇન્કમટેક્સ નહિ ભરનારાઓની મુડી | ૩૩૫ | ૩૮૦ | ૪૨૦ | ૨૯૦ |
| ફરનીચર વિગેરે | ૯૬૦ | ૧૦૦૦ | ૧૦૦૦ | ૧૦૦૦ |
| સરકારી તથા જાહેર મિલ્કત. | ૫૦૦ | ૫૫૦ | ૬૦૫ | ૬૩૦ |
| કુલ | ૧૦,૦૩૭ | ૧૦.૬૬૩ | ૧૩,૦૩૬ | ૧૩,૯૮૬ |

લડાઇને લીધે દુનિયાના દરેક ભાગમાં સ્ટીમરોનો ફ્રેટ ઘણોજ વધી ગયો હતો એ જાણીતી વાત છે. અમેરીકા ને યુરોપ વચ્ચેના વેપાર માટે પણ એમજ બન્યું હતું અને તેથી રૂ વિગેરે માટે યુરોપમાં ઘણા ભાવ વધેલા આપવા પડતા હતા. અમેરીકાથી લીવરપુલ સુધીનો ફ્રેટ ૧૦૦ રતલ ઉપર આશરે ચાર રૂપિયા હતો એટલે કે એક રૂની ગાંસડી ઉપર આશરે ૧૯॥ રૂપિયા થવા જાય જીનોવા સુધી એક ગાંસડી ઉપર ૨૪॥ રૂપિયા, રૉટરડામ સુધી ૪૨ રૂપિયા, બ્રિમેન સુધી ૫૯॥ રૂપિયા એક સ્ટીમર જો ૩૦૦૦ ટનની હોય તો ઘણું ખરૂં ૧૨૦૦૦ ગાસડીઓ લઇ જઇ શકે એટલે કે એક મુસાફરીમાં જો તે રૉટરડામ જતી હોય તો સાડા ચાર લાખ રૂપયા મળી જાય. અને લીવરપુલ જતી હોય તો સવા બે લાખ રૂપિયા મળે. હવે ઉપલી સ્ટીમરની કિમત છ લાખ રૂપિયા થવા જાય એટલે કે બે ત્રણ મુસાફરીમાં તેનો આપવાનો ખર્ચ નીકળી જાય.

---

દારૂ ગોળા બનાવવામાં રૂ ઘણો કિમતી ભાગ ભજવે છે. ઇંગ્લાંડમાં આશરે ૭૦ ટકા દારૂનો ભુકો અને ઑસ્ટ્રિયા, ઇટલી, સ્વીડન અને નોર્વેમાં ૫૦ થી ૭૦ ટકા રૂમાંથીજ બનાવવામાં આવે છે. આવી જાતની બનાવટ માટે રૂ કરતાં પણ લીન્ટર એટલેકે કપાસિયાને જે રૂ વળગી રહેલું હોય છે તે વધારે પસંદ કરવામાં આવે છે. એક રતલ રૂમાંથી એક રતલ દારૂનો ભુકો બને છે. અમેરીકામાં એ હિસાબે દર વર્ષે ૩૦૦૦૦ ગાંસડીઓ એ કામ માટે વાપરવામાં આવે છે આખા યુરોપમાં આશરે ૩૦૦,૦૦૦,૦૦૦ રતલ દારૂ બનાવવામાં આવે છે એટલે ૬ લાખ ગાંસડીઓમાં ખપે બાર ઇંચના તોપના એક ગોળા માટે ૩૦૦ રતલ રૂ જોઇએ જયારે દરિયાઇ લડાઇ માટેની લશ્કરી સ્ટીમર ઉપર બધી તોપો ચાલુ હોય ત્યારે એક મીનીટમાં દશથી બાર ગાંસડીઓ એ હિસાબે ખપતી હોવી જોઇએ.

---

હિંદના વ્હેપારીઓ સાથે વ્હેપારી સંબધમાં જોડાવા ઇચ્છતી ફ્રેન્ચ વ્હેપારી પેઢીઓનાં નામની એક યાદી ફ્રેન્ચ કોન્સલ તરફથી હમને મોકલવામાં આવી છે. જેઓને એ યાદી જોવી હોય તેમણે આ ચેમ્બરની ઓફીસમાં આવીને જોવી.

---

# REVIEWS.

## સાભાર સ્વીકાર.



"હાસ્યમન્દિરઃ" જ્ઞાનવર્ધક પુસ્તક માળા પુ. ૧ લું. કર્તાઃ—ઑન. રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ. બી. એ., એલએલ. બી. તથા સૌ. વિદ્યા રમણભાઇ નીલકંઠ બી. એ. પ્રકાશક-જીવનલાલ અમરસી મેહતા, મેનેજર "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" અમદાવાદ. કિં. રૂા. ૧-૮-૦. પુસ્તકમાળાના ગ્રાહકોને અર્ધ કિંમતે.

હમણા હમણા અનેક જાતની પુસ્તક માળા નીકળે છે ત્હેમાં રા. જીવનલાલે એકનો ઉમેરા કર્યો છે. પરંતુ અન્ય પુસ્તકમાળા કરત એમાં કાંઇક વિશેષ ગુણો છે એમ કહ્યા વિના ચાલતું નથી. આમાં ગ્રાહક થનારને આ પુસ્તક-માળા દ્વારા પ્રકટ થતાં પુસ્તકો અર્ધ કિંમતે મળી શકે છે અને વર્ષમાં રૂા. ૨-૦-૦ ની કિંમત કરતાં વધુ ગ્રાહકને ખર્ચ કરવો પડતો નથી. આ પુસ્તકમાળામાં પ્રકટ કરવા ધારેલા પુસ્તકોની ચુંટણી પણ હજી સુધી તો સારી છે અને એજ પ્રમાણે જુદા જુદા વિષયોમાં સારાં પુસ્તકો પ્રગટ થતાં રહે તો બેશક આ પુસ્તકમાળાને યશ ઘટેજ છે.

આ પુસ્તકમાળાના પ્રથમ પુસ્તક તરીકે "હાસ્યમન્દિર" પ્રગટ કરવામાં આવ્યું છે. પુસ્તકના બે લેખકોનાં નામ ગુજરાત અને ગુજરાતી સાહિત્યમાં એટલા મશહુર છે કે વાંચનાર વર્ગમાં એમની ઓળખાણ કરાવવાની જરૂર રહેતી નથી. નિબંધોના વિષયમાં "કવિતા અને સાહિત્ય" અને નાટકોના વિભાગમાં "રાઇનો પર્વત" નામે પુસ્તકો રચી રા. બ. રમણભાઇએ ગુજરાતિ સાહિત્યમાં એક અમૂલ્ય ભાગ ભજવ્યો છે અને લખનાર મંડળમાં ઊંચો દરજ્જો પ્રાપ્ત કર્યો છે; તેમ છતાં આ વિષયો તે રા. બ. રમણભાઇના મૂળ વિષયો નથી તે પછી તો હાસ્યરસજ પ્રાપ્ત કરવા તો? રા. કૃષ્ણલાલ ઝવેરી "The Modern Review" માં લખે છે તેમ આ હાસ્યરસનાં વિષયમાં ત્હેમની સ્હામા ટકકર લે તેવો સાક્ષર ગુજરાતમાં હજી નથી. ત્હેમનો આ વિષયનો પ્રથમ ગ્રંથ "ભદ્રંભદ્ર" આપણા સાહિત્યમાં અમર થઇ ગયો છે અને નવલકથાના સાહિત્યમાં જે દરજ્જો "સરસ્વતિચંદ્ર" હમણા ભોગવે છે તેવો દરજ્જો હાસ્યરસના સાહિત્યમાં "ભદ્રંભદ્ર" ભોગવે છે એમાં કશો શક નથી. "હાસ્યમન્દિર" માં પ્રથમ હાસ્યરસ સમ્બન્ધે ૧૨૦ પૃષ્ઠનો નિબંધ છે. હાસ્યરસનું સાહિત્ય શું છે અને હાસ્યરસ એટલે શું એ સમજવાનો યત્ન કરનાર વર્ગને આ નિબંધ ઘણો કામનો થઇ પડે તેવો છે. ભવિષ્યમાં આજ લેખને એ વિદ્વાન લેખક આગળ વધારે અને હમણાના પારસી, હિંદુ હાસ્યરસ લેખકોના લેખોનું યોગ્ય નિરૂપણ કરે તો અભ્યાસીને હજી વધારે ઉપયોગી થઇ પડે. નિંબધ પછી રા. બ. રમણભાઇના તેમજ સૌ. વિદ્યાના "જ્ઞાનસુધા" માં છપાયેલા ન્હાના ન્હાના ૩૪ સ્કેચ છે. રા. બ. રમણભાઇ જેવા લેખકના લેખની સાથેજ પોતાના લેખ છપાવવા અને સ્હેલાઇથી સરખામણી કરી શકાય તેવી રીતેજ પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવા અને ત્હેમાં યશસ્વી નીવડવું એ ન્હાનીસુની વાત નથી પણ ત્હેમાંય સૌ. વિદ્યા ફત્તેહમંદ થયાં છે અને પોતાના લેખ રા. રમણભાઇના લેખ જેવાજ હાસ્યરસથી ભરપૂર અને વાંચવા લાયક પૂરવાર કરી ચુકયાં છે એથી સૌ. વિદ્યાને અભિનન્દનજ ઘટેછે બન્ને લેખકોના લેખ ભિન્ન ભિન્ન શૈલિથી લખાયલાં હોવાથી વાંચનારનો રસ વધેછે. રા બ. રમણભાઇનો હાસ્યરસ બહુધા "satire

"કટાક્ષ કથન"ની જાતને છે અને સૌ. વિદ્યાને તેથી કાંઇક જૂદા પ્રકારનો છે. રા. રમણભાઇના સ્કેચોમાંથી "નવાબની મુલાકાત" "અવેજી કારભારી" વિગેરે સ્કેચ અત્યાર આગમચ ગૂજરાતમાં માનીતા થઇ પડયા છે. તે સિવાય "માનપત્ર વિશે પદાર્થપાઠ" "કાગડાના મંદવાડ વિશે કવિતા" વિગેરે સ્કેચો પણ બહુ વાંચવા લાયક છે. સૌ. વિદ્યાના લેખમાંથી "ઠંડા પાણીની "લહેજત" વ્યાકરણમાં એક નવીન શોધ" "કોયલ વિશે હૃદપાર કવિતાઓ" વિગેરે ધ્યાન ખેચે તેવા સ્કેચો છે.

આપણા સાક્ષરોને પાશ્ચિમાત્ય સાક્ષરો સાથે સરખાવી તેમને સર વૉલટર સ્કૉટ કે ચાર્લ્સ ડીકન્સ કે માર્કટવેનના ઉપનામોથી ઓળખાવવા એ રીત અમને પસંદ નથી અને એ રીતની સરખામણી કરવા બેશીએ તો આપણે આપણા સાહિત્યને હાસ્યાસ્પદ સ્થિતિમાજ મૂકીએ છીએ એમ હમે માનીએ છીએ. તેમ છતા હમે ધારીએ છીએ કે આપણા હાસ્યરસના સાહિત્યની દશા જોતાં "હાસ્યમન્દિર" કાંઇક દરજ્જે તે દશાને સૂધારવામાં મદદરૂપ થઇ પડશે. પુસ્તકમાં આપેલાં બે ચિત્રો, આ દિશામાં આવા પ્રયત્નો શરૂઆતનાંજ છે એમ ગણીએ તો બહુ સારાં છે એમ કહી શકાય. કિંમત પુસ્તક જોતાં વધુ પડતી ન કહેવાય અને તેમાં ગ્રાહકોને તો સોંઘીજ કહેવાય

પરન્તુ આ સ્કેચોમાં જે એક મ્હોટી ખોટ હમને જણાય છે તે એકે તેમાં સ્ત્રી પાત્રો આવતાંજ નથી. આથી સ્ત્રી વર્ગમાં આવી જાતના સ્કેચો બહુ માનીતા ન થાય તો નવાઇ જેવું નથી. સ્ત્રીપાત્ર દાખલ કરવાથી હાસ્ય રસને હાનિ પહોંચે છે અથવા તો અન્દર કાંઇક ખિલતસતા દાખલ થાયછે એવી માન્યતા તો એ બે વિદ્વાન લેખકોની નહિંજ હોય એમ અમે ધારીએ છીએ. સ્ત્રીપાત્ર વિના હાસ્યરસમાં જોઇએ તેવી કોમળતા, સુન્દરતા અને સ્ત્રીપુરૂષ ઉભયને આકર્ષે તેવા ગુણો આવી શકતા નથી—આવવા કઠણ છે. "ભદ્રંભદ્ર" આનેજ લઇને અમુક વર્ગમાં પસંદગી પામી શકયું નથી: આ પુસ્તકથી ઉત્તેજિત થઇ જો કોઇ નવીન લેખકો આ દિશોમાં પ્રયાસ આદરે તો તે આ સૂચના ઉપર લક્ષ આપશે તો પરિણામે ફાયદાજ છે.

---

## હિંદના ખાંડના ઉદ્યોગ તથા ખાંડની બનાવટની હાલની રીત એ વિષયપર નામદાર સરકારે બહાર પાડેલું પુસ્તક.

આ પુસ્તક મી જી. એન સહસ્રબુધ્ધે તરફથી લખવામાં આવ્યું છે. મી સહસ્રબુધ્ધે ખાંડના ઉદ્યોગનો અભ્યાસ કરવા બે વર્ષ વેસ્ટ ઇન્ડીઝમાં રહ્યા હતા, અને તે મુદ્દત દરમ્યાન એ ઉદ્યોગ સંબંધી ખબર મેળવીને જે અનુભવ લીધો હતો તે એ પુસ્તકમાં તેમણે બ્હાર પાડયો છે. આ ઉદ્યોગના જે મુદ્દાઓનો એમણે ખાસ અભ્યાસ કર્યો છે તે મુદ્દાઓપર ખાસ લખવા એમણે કોશેશ કરી છે. ખાસ કરીને એમણે તે તે મુદ્દાઓ ચર્ચ્યાછે કે જે મુદ્દાઓપર બીજા લેખકોએ ધ્યાન આપ્યું નથી પણ જે ખાંડના કારખાનાવાળાઓને ખાસ વ્યવહારૂ ઉપયોગના છે.

એ પુસ્તકના પહેલા ભાગમાં દખ્ખણમાંના ખાંડનાં ઉદ્યોગની આર્થિક સ્થિતિ વિષે મુખ્ય વિગતો અને બીજા ભાગમાં વેસ્ટ ઇન્ડીઝમાં ખાંડની બનાવટની વિગતો લખી છે. મી. સહસ્રબુધ્ધે તરફથી આ લખાણ સ્ટેટ ટેકનીકલ સ્કૉલર તરીકે રજુ કરવાના પોતાના અનુભવના અધિકારી રિપોર્ટ તરીકે તૈયાર કરવામાં આવ્યું હતું. પૂસ્તકના પહેલા ભાગમાં જણાવેલી વિગતોનું ટુંકું અવલોકન ખેતીવાડીના ડીરેકટર મી. જી. એફ. કીટીંગ તરફથી કરવામાં આવ્યું છે જે એ પુસ્તકની પ્રસ્તાવના તરીકે દાખલ કરવામાં આવ્યું છે. મી. કીટીગ લખે છે કે આ પુસ્તકના લેખકે એમના વિવાદમાં મેટેલીક શીલીંગથી બીજાગનો આરડા શોભે છે.

જે ત્રણ મુખ્ય દલીલો રજુ કરીછે તે ત્રણે દલીલોમાં એમની સાથે સમત થાઉં છું.

૧) પાણીની સઘવડ કુદરત જોતાં શેરડી ઉગાડવાની બાબતમાં તો હિંદ ખાતે ખાંડની નિકાશ કરતાં દેશો સાથ હરિફાઇમાં ઉતરવા તથા તેમાં સફળ નીવડવા દખ્ખણ શક્તીવાન થઇ શકે એમ છે.

૨) પણ પરદેશી માલ સાથે બજારમા હરિફાઇમાં સફળ નીવડવા માટે નવા સાંચાકામથી હાલનાં કારખાનાઓના ધોરણથી ખાંડ બનાવવી જોઇએ

૩) મુખ્ય મુશ્કેલી આર્થિક છે જેનું વર્ણન વિગતવાર એ પુસ્તકમાં કરવામાં આવ્યું છે.

એ પુસ્તકના ૧૫ મા પાનાપર લેખકે જણાવ્યું છે કે આપણા દેશમાં હાલ ખાડની બનાવટની જે સાધારણ રીત છે તેના કરતા આધુનિક કારખાનાની રીતથી ખાંડ બનાવવાંમાં આવે તો ઘણી કરકસર અને ઘણો ફાયદો થઇ શકે એમ છે. ખરૂં જોતા દખણમાં હાલ તરત ખાંડ તો બનાવવામાં આવતીજ નથી પણ ગોળ બનાવવામાં આવે છે. અને અમલી રીતથી ગોળ બનાવવામાં આવે છે તેના અને હાલના કારખાનાની રીત મુજબ ખાડ બનાવવામાં આવે તે એમાં થતા નફા સરખાવવા એ દખ્ખણ માટે જરૂરનું છે. હું પોતે તો એમ ધારૂં છું કે હાલના ભાવો પ્રમાણે તો ગોળના કારખાના કરતાં ખાંડના કારખાનાથી નફો વધારેજ થાય. હાલની અધુરી રીતથી, રસમાંથી કાઢી શકાય એવા ૩૦ ટકા જેટલા ગોળનું નુકશાન થાય છે નવી રીતથી એ નુકશાન નાહ થાય એ મોટો ફાયદો છે અને એ સંબંધી વિગતો થાપણકારોનું સારૂં ધ્યાન ખેંચી શકે એમ છે.

લેખકે જે મુખ્ય મુશ્કેલીપર ધ્યાન ખેચ્યું છે તે, કારખાના માટે નિયમિત પુરતો જથ્થો, શેરડીનો મેળવવા માટેની છે. આ નિયમિત, ચોગ્ય જથ્થો કેવી રીતે મેળવી શકાય તેની જુદી જુદી રીતો વિગતવાર જણાવવામાં આવી છે. એમાંથી કઇ રીત પસંદ કરવી તે જુદા જુદા સંજોગો ઉપર આધાર રાખે છે પણ એટલું તો ખાસ જરૂરનું છે કે કંપનીની પોતાની થોડીક જમીન તો ખાસ હોવીજ જોઇએ બાકીનો જથ્થો વેચાતો યા કોઑપરેટીવ સીસ્ટમ યા સહકાર્યના ધોરણે મેળવી શકાય.

કંપની સારી રીતે શરૂ કરવામાં આવે અને જો સારો બંદોબસ્ત રાખવામાં આવે તો થોડાક વર્ષમાં એ ઉદ્યોગ સદ્ધર પાયાપર ખીલવી શકાય એમાં શક નથી.

દખ્ખણમાના ખાંડના ઉદ્યોગને કારખાનાને ધોરણે કેવી રીતે અને કેટલે દરજ્જે ખીલવી શકાય તેના સબધમાં આ પહેલ વ્હેલી વિગતવાર ચરચે થઇ છે.

આ વિગત એવા એક પ્રવિણ ગૃહસ્થ તરફથી લખવામાં આવી છે કે જે સ્થાનિક સ્થિતિ સંજોગોથી તેમજ શેરડીના પાક તથા ખાંડની બનાવટ માટેની છેલ્લામા છેલ્લી રીતોથી જાણીતા છે અને આ લખાણપરથી જણાય છે કે આ ઉદ્યોગની ખીલવણી નફાકારક છે. ખોટી માત્ર જરૂરીયાત મુડી અને સાહસનીજ છે.

---

**શેરડી–તેની ખેતી, અને ગોળની બનાવટ.**
**નામદાર સરકારના ખેતીવાડી ખાતાં તરફથી એ વિષય પર બહાર પડેલું પુસ્તક.**

ખેતીવાડીને લગતી કૉલેજવાળા પ્રોફેસર જે. બી. નાઇટ તરફથી આ પુસ્તક લખવામાં આવ્યું છે. ઉપર જે પુસ્તકની વિગત આપવામાં આવીછે તે પુસ્તક મુખ્ય સુધારેલી ખાંડની

ઘર બેઠાં દરદથી કેમ છુટવું એ શીખવું હોય તો રૂપીઆ પાંચ (૫) તથા દરદીનો ફોટો નહિ તો હથેલીના છાપા મોકલો ! લાભ લ્યો.

## યોગવિદ્યાભુષણ

આ છુપી રીતે વાપરી શકાય છે. લાભ ન થાય તો પૈસા પાછા મળશે !

# ડૉ૦ સુરતકર

પડરૂપ્ય યંત્ર વા પરી ઘણા નામ રહીવાલા ટુંક મુદતમાં સારા થયા !

ને મળો સેંકડો દરદી સારા થયા છે કોઇ પણ સલાહ બે આનાની ટીકીટ મોકલી મંગાવી લ્યો.

યંત્રની કીમત રૂ. ૫૦ છે.

ઠે૦—તાર ઓફીસના નાકા ઉપર કાલબાદેવી રોડ, મુંબઇ.

---

DO YOU REQUIRE

## FINISHING OIL

HERE IT IS READY FOR YOU

THACKER'S "FINISHING OIL."

This oil will mend every defect in finishing and will satisfy you in every respect

[illegible]

MANUFACTURERS

THE INDIAN SOAP & MANTLE WORKS LIMITED.

(MATUNGA) BOMBAY.

---

( ગરમીના દીવસમાં ખાસ વાપરવા માટે )

## ઠકરનો કપુરનો સાબુ

ઉત્તમ છે.

આ સાબુ વાપરવાથી પરસેવાની ગંધ બીલકુલ આવતી નથી, અને અળઇ વગેરે મટી જાય છે

મળવાના ઠેકાણાં —

દરેક સ્વદેશી સ્ટોર્સમા તથા દરેક આબરૂદાર દુકાનદારો પાસેથી મળશે.

[illegible]

---

સ્વદેશી મેન્ટલ, કીટસન લાઇટના, તથા બીજા દરેક જાતના મેન્ટલ વીલાયતી કરતા ઘણાંજ સસ્તા મળશે.

બનાવનારાઃ—ધી ઇન્ડીયન સોપ એન્ડ મેન્ટલ વર્કસ કું૦ ( માટુંગા, મુંબઇ. )

# COMMERCIAL SUBJECTS.

# વેપારી વિષયો.

## EVOLUTION OF INDIAN INDUSTRIES

## "હિંદુસ્તાનની ઔદ્યોગિક પ્રવૃત્તિ"

(ગ્લીન બાર્લોના પુસ્તક નામે Industrial India ના આધારે લખનાર હરીલાલ માણેકલાલ દેશાઈ બી. એ અને કલ્યાણરાય નથ્થુભાઇ જોશી બી. એ.)

### પ્રકરણ ત્રીજું.

### ઔદ્યોગિક પ્રદર્શન.

કેટલાક વાંચનાર કદાચ એમ કહેશે કે સ્વદેશહિતવર્ધક ઔદ્યોગીક સંસ્થા વિષે વાતો કરવી અને ગામડાંના લોકોને આવી સંસ્થામાં ભાગ લેવાનો બોધ આપવો એ બધું ઉપરથી તો ઠીક દેખાય છે; પરંતુ આવી વાતોનો અને આવા બોધનો કશો વ્યવ્હારિક ઉપયોગ થતો નથી, કારણ કે ગામડાંના લોકોને વંશ પરંપરાથી ઉતરી આવેલા સામાન્ય ઉદ્યોગ સિવાય બીજી કોઇ પણ જાતની ઔદ્યોગિક સંસ્થા સંબંધી માહિતી હોતી નથી. જ્યાં ગામડાંના લોકો પોતાના ખેતરનું કામ ભાડુતી મજુરો પાસે અગર પોતાના કુટુમ્બીઓ પાસે કરાવે છે અને જ્યાં સુતાર, લુહાર, ઘાંચી, મોચી આદિ લોકો પુરાણા વખતથી ચાલી આવતી પદ્ધતિથી પોતાના સાદાં કામ કર્યાં જાય છે ત્યાંના લોકોને ઉંચા પ્રકારની ઔદ્યોગિક સંસ્થા વિષે ખ્યાલ શું હોઇ શકે? આવા ગામડાંના લોકોને ઔદ્યોગિક સંસ્થાની જરૂર પણ ન જણાય તો તેમાં પણ આશ્ચર્ય શું?

વાંચનાર પૈકી જેને ગામડાંના લોકોની કંઇક સેવા કરવા તરફ વલણ હોય તેમને અમે વિનંતિ કરીએ છીએ કે તે ગામની નજીકમાં કોઇ ઔદ્યોગિક પ્રદર્શન ભરાવાનું હોય ત્યાં તેમને લઇ જવા. સુવ્યવસ્થિત પ્રદર્શન એ ગામડાંના લોકોને પ્રત્યક્ષ અનુભવશાળા બરોબર છે; કારણ કે આવાં પ્રદર્શનમાં ફરવાથી તેમને દેશના લગભગ બધા હુન્નર ઉદ્યોગનો ખ્યાલ આવી શકે છે. રાજ્યકીય પ્રશ્નોની ચર્ચા ઉપરાંત કૉન્ગ્રેસને અંગે ઔદ્યોગિક પ્રદર્શન ભરવાની પદ્ધતિ કૉન્ગ્રેસના પ્રચાલકોએ ગ્રહણ કરી છે તેથી દેશની એક અમૂલ્ય સેવા થાય છે, અને દર વરસે હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાં કૉન્ગ્રેસ ભરાતી હોવાથી જુદે જુદે સ્થળે લોકોને પ્રદર્શનનો લાભ મળી શકેછે. દેશમાં જ્યારે દર વર્ષે આ પ્રમાણે ભરાતા પ્રદર્શનનો લાભ લઇ લોકો પોતાના જ્ઞાનની વૃધ્ધિ કરેછે અને વિચારના

ક્ષેત્રને વિસ્તીર્ણ બનાવેછે ત્યારે ઔદ્યોગિક પ્રદર્શન સંબંધી કેટલીક માહિતી અત્રે આપવામાં આવે તો તે અસ્થાને નહિં ગણાય.

ઈસ્ટ ઇન્ડીયા કંપનીના અમલના છેવટના ભાગમાં આ દેશમાં ઔદ્યોગિક પ્રવૃતિ તરફ વલણ થયું હતું. તે વખતે લોકોપયોગી બાંધકામના આદ્ય સંસ્થાપક લૉર્ડ ડેલ હાઉઝી ગવર્નર જનરલ હતા. તેમની કારકીર્દીમાં ઘણા લોકોપયોગી કામની શરૂઆત થઇ થતી અને બધાં કામો ઘણે અંશે સુવ્યવસ્થિત અને ઉપયોગી હતા. ઈ. સ. ૧૮૫૩માં હિંદમાં આગગાડીની શરૂઆત થઇ. મુંબઈથી થાણા સુધીની આગગાડી ચાલુ કરવામાં આવી. ઈ. સ. ૧૮૫૪માં "પબ્લીક વર્કસ" ખાતાંની સ્થાપના થઇ અને તેજ વર્ષમાં ગંગાની જબર જસ્ત નહેર વહાણોની આવજા માટે તૈયાર કરવામાં આવી. ઇ. સ. ૧૮૫૫ માં મદ્રાસ અને કલકત્તાની આગગાડી ચાલુ થઇ; અને તેજ વર્ષે ( ઔદ્યોગિક શાન્તિનો ભંગ કરનાર ભયંકર બળવો થોડા વખતમાં સળગી ઉઠશે તેવો કોઇને ખ્યાલ પણ નહિં હોય તે વર્ષે ) ઇલાકાના મુખ્ય શહેરોમાં ઔદ્યોગિક પ્રદર્શન ભરવામાં આવ્યાં હતાં. આ બધાં પ્રદર્શનની વ્યવસ્થા સરકાર તરફથીજ થઇ હતી. પ્રજા વર્ગમાંથી પણ સારા માણસોની સહાય આ પ્રદર્શનના કામમાં લેવામાં આવી હતી જુદા જુદા ભાગમાંથી અસંખ્ય વસ્તુઓના નમુના પ્રદર્શનમાં રજુ થયા હતા. વસ્તુઓની યોગ્યતા સંબંધી નિર્ણય કરવા માટે સારા અનુભવી માણસોની મંડળી નીમવામા આવી હતી આ મંડળીનું કામ માત્ર ઇનામ અને ચાંદ વ્હેંચવાનું નહોતું; તેમને જાત જાતની કારીગીરીના વિકાસ સંબંધી રીપોર્ટ તૈયાર કરવાના હતા. આ રીપોર્ટ હજુ મોજુદ છે, અને એમને લખાયાને લગભગ સાઠ વર્ષ થવા આવ્યા છે તો પણ તેમાંના કેટલાકમાંથી હજુ ઘણું જાણવા જેવું મળી આવે છે. પ્રદર્શનને ફોટોગ્રાફના કેમેરાનો કાચ કહીએ તો ખોટું નથી કારણકે તેના પર દેશની સમસ્ત કારીગીરીનો ખ્યાલ આપનાર પ્રતિબિંબ પડી રહે છે, તેવીજ રીતે પ્રદર્શનના રીપોર્ટને ફોટોગ્રાફના કાગળપર ઉતારેલી ચીરસ્થાયી છબી કહી શકાય. આ રીપોર્ટ પરથી જણાય છે કે ગયાં સાઠ વર્ષ પછી પણ હિંદુસ્તાનનો સમસ્ત ઉદ્યોગ બહુ ખીલ્યો નથી તોપણ એટલું તો સ્પષ્ટ છે કે કળા કૌશલ્યનું જ્ઞાન ધરાવનાર માણસોની સંખ્યા તો સારી રીતે વધેલી છે.

* * *

શરૂઆતના પ્રદર્શનમાં તાંબા પિત્તળનાં વાસણ, માટીના વાસણ, અને હાથના વણાટનું જરીઆન કામ સિવાય બીજું કંઇ જોવામાં આવતું નહિં. આવી વસ્તુઓ એક રીતે સુંદર કહી શકાય ખરી પરંતુ તેમાં વિવિધતા ન હોવાથી તે બધી કંટાળો આપે તેવી હતી. હાલના પ્રદર્શનમાં સ્વદેશી સાહસથી બનેલા જાતજાતના નમૂના નજરે પડે છે. અબરખના અસ્તરવાળી મજબૂત લોખંડની તીજોરીઓથી માંડીને છેક નાજુક કમાનવાળી મખમલ-જડિત ઘરેણા મુકવાની સુંદર પેટીઓ, રાજ દરબારમા શોભે તેવી ભપકાદાર ગાડીથી માંડી બાળકને રમવાના રમકડાં, અને માખણના ડબ્બાથી તે છેક બ્લ્યુ બ્લેક શાહીની શીશીઓ વગેરે વસ્તુઓ પ્રદર્શનમા જોનારને વિવિધતા જણાયા વિના રહેતી નથી હાલની ઔદ્યોગિક પ્રવૃત્તિ કંઇક અંશે જુદે જુદે વખતે ભરાયેલાં આવા પ્રદર્શનને લીધેજ થયેલી છે એમ કહેવામાં કંઇ ખોટું નથી [ હિંદુસ્તાન જેવા દેશમાં ખેતીવાડીના પ્રદર્શન ભરવાની પણ આવશ્યકતા છે. આગળના વખતમાં આવાં પ્રદર્શન જુદે જુદે સ્થળે ભરાયાં હતાં પરંતુ હાલમાં તો કોઇ કોઇ વખતે મ્હૈસુર અને વડોદરા રાજ્ય સિવાય બીજી કોઇ જગ્યાએ ભાગ્યેજ ભરાય છે ]

પ્રદર્શનનો વિચાર ત્રણ દષ્ટિબિંદુથી કરી શકાય. ૧. પ્રદર્શનના પ્રચાલકો, ૨ પ્રદર્શનમાં વસ્તુઓ મોકલનાર વર્ગ, ૩. પ્રદર્શનના પ્રેક્ષકોનો વર્ગ.

પ્રદર્શનના પ્રચાલકોને ધ્યાનમાં રાખવાની પહેલી અગત્યની બાબત એ છે કે પ્રદર્શન ભરવાનું નક્કી કર્યા પછી જેમ બને તેમ વહેલી તૈયારીઓ કરવા મંડી જવું જોઇએ જ્યારે પ્રદર્શનમાં મૂકવાની વસ્તુઓના પાર્સલ છેક છેવટની ઘડીએ આવે છે ત્યારે વ્યવસ્થાપકોને કેટલું બધું સખત કામ કરવું પડે છે, અને વસ્તુઓ કેટલી બધી અસ્તવ્યસ્ત સ્થિતિમાં ગોઠવી દેવી પડે છે તેનો ખ્યાલ પ્રદર્શનના વ્યવસ્થાપકનું કામ જેણે કર્યું હોય તેનેજ આવી શકે તેમ છે. અવ્યવસ્થિત રીતે ગોઠવાયેલો માલ પ્રદર્શનનું ગૌરવ ઘટાડે છે પ્રદર્શન વાસ્તે કરવાનુ કામ જલદી થવું જોઇએ એ વાત ગામડાંના અને તાલુકાના વ્યવસ્થાપક મંડળોને સારી રીતે ગળે ઉતારવી જોઇએ. તાલુકાના વ્યવસ્થાપક મંડળ તરફથીજ પ્રદર્શનમાં વસ્તુઓ મોકલવામાં આવે છે. એમના ગામડાના કારીગીરોને પ્રદર્શનમાં ભરાવાનું છે એવી ખબર વહેલા આપી ન શકાય તો પ્રદર્શન વાસ્તે સારા નમૂના તૈયાર થવાનો સંભવ ઓછો રહેછે; કારણ કે હિંદના કારીગર લોકો વખતની કીમત જાણતા નથી તેથી પ્રદર્શન માટેના નમૂના કરવાનું કામ તેઓ બહુ મોડું આદરે છે અને પરિણામે તેમના નમૂના ઉતાવળથી બનેલા હોય છે.

લંડનમાં ઇ. સ. ૧૮૫૧ માં ભરાયેલું મોટું પ્રદર્શન ભરવાનો ઠરાવ ઇ. સ ૧૮૪૯ માં કરવામાં આવ્યો હતો. ઇ. સ. ૧૮૫૦ માં સભાસદો તથા વર્ગણીદારના નામની યાદિ બનાવવામા આવી હતી અને ઇ. સ. ૧૮૫૧ માં તે ખુલ્લું મુકવામાં આવ્યું હતું. આટલું ધીમે ધીમે કામ થયું તો પણ પ્રદર્શન છ માસ સુધી ખુલ્લું રાખવામાં આવ્યું હતું, જેથી કરીને પ્રદર્શનના શરૂઆતના વખતમાં વસ્તુઓની ગોઠવણી સારી રીતે ન થયેલી હોય તો સુધારી લેવાની સારી જોગવાઇ મળી હતી. પણ હિંદુસ્તાનના પ્રદર્શન થોડા દિવસ સુધીજ ખુલ્લાં રહે છે તેથી પહેલેજ દિવસે બધી ચીજો વ્યવસ્થાપૂર્વક ગોઠવાઇ જવાની જરૂર છે; માટે જેમ તૈયારી વહેલી થાય તેમ પ્રદર્શનનું કામ સારૂં થવાનો વિશેષ સંભવ રહે છે.

વ્યવસ્થાપકોએ પ્રેક્ષક વર્ગની સરળતા ખાતર બધી ગોઠવણ કરવી જોઇએ. સારો ભપકો બતાવવા કરતાં પ્રેક્ષક વર્ગના જ્ઞાનનો વિકાસ અને વિસ્તાર વધે એવી દ્રષ્ટિથી કાર્ય થવું જોઇએ. પ્રદર્શનના દરેક વિભાગ પર જુદી જુદી કારીગરના નામ સારા મોટા અક્ષરથી પાટીયાં પર લખી મૂકવા જોઇએ. વસ્તુઓની છાપેલી યાદિ બનાવવામાં વ્યવસ્થાપકોએ સારી કાળજી રાખવી જોઇએ. આ યાદિનો ઉદ્દેશ પ્રદર્શનમાં મૂકાયેલા નમૂનાના નામ ગણાવવાનો હોવો ન જોઇએ. પરંતુ ઉપયોગી માહિતી આપવાનો, પ્રદર્શનમાં મૂકાયેલી વસ્તુઓ પર લોકોનું ધ્યાન ખેચવાનો, અને કારીગીરીનો વિશિષ્ટતા બતાવવાનો ઉદ્દેશ પણ યાદિ બનાવવામાં રાખવો જોઇએ; નહિતો પ્રદર્શનની યાદિ અને વ્હાઇટવે લેડલો કંપનીના કેટલૉગ વચ્ચે કંઇ તફાવત રહેતો નથી.

પ્રદર્શનના પ્રચાલકોએ ધ્યાન આપવા જેવી એક બીના એ છે કે નજીવી અને હલકી ચીજો, મૂર્ખાઇ ભરેલું અને નિરૂપયોગી સાંચા કામ તથા ઢંગધડા વિનાના ચિત્રો પ્રદર્શનમાં મૂકવાજ નહિં પ્રદર્શનમાં મૂકેલાં નમૂના દેશમાં સારા આદર્શ કરવા માટે રાખવામાં આવેછે, અને ખરાબ નમૂના દેશની રૂચીને આડે રસ્તે દોરે છે. હિંદમાં કારીગરોને ઉત્તેજન આપવાના હેતુથી અને ભવિષ્યમાં સારી વસ્તુઓ તેઓ તૈયાર કરે તેવી ધારણાથી ખરાબ નમૂના તરફ તિરસ્કાર બતાવતાં વ્યવસ્થાપક મંડળને ખમચાવું પડે છે. આ વાત સત્ય છે, તોપણ કારીગીરોને ભાન થવું જોઇએ કે હલકી પંકિતની વસ્તુઓને યોગ્ય સત્કાર મળતો નથી. આવું થશે ત્યારેજ તેઓ વિશેષ સુંદર નમૂના તૈયાર કરવા લાગશે.

પ્રદર્શન જોવા આવનાર લોકોમાં દેશના હુન્નર ઉદ્યોગનો વિકાસ તપાસનાર, દેશની સેવા

ક્યે રસ્તે કરી શકાય તેમ છે તે જોનાર બહુજ થોડા હોય છે. મોટો ભાગ તો પ્રદર્શનનો ઉપરનો ભપકો, ધ્વજા પતાકા, બૅન્ડ, ફુવારા, હોટલ, વગેરે જોવા લોભાયા હોય છે; પરંતુ પ્રદર્શનમાં સાચા કામ અને તેના જેવી ઉપયોગી પણ અરસિક વસ્તુઓ એવા તો મોહક રૂપમાં ગોઠવાવી જોઇએ કે રમત ગમત જોવા આવનાર લોકો પણ સ્વભાવિક રીતે આકર્ષાઇને આવું કામ પણ જોતા જાય.

પ્રદર્શનમાં વસ્તુઓ મૂકનારે ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ કે મોકલેલી વસ્તુ પર ભારે કીમત લખી પૈસા મેળવી લેવાનું સ્થાન પ્રદર્શન નથી, પરંતુ પોતે બનાવેલી વસ્તુ સારી અને સસ્તી છે એ બાબતની પ્રત્યક્ષ ખાતરી કરાવી આપવાનું સ્થાન પ્રદર્શન છે; કારણ કે પ્રેક્ષક વર્ગમાંના ઘણા ખરા પ્રદર્શન જોવાના હેતુથી આવે છે; વસ્તુઓ ખરીદવાની ઇચ્છાથી આવનાર વર્ગ બહુજ નાનો હોય છે.

પ્રેક્ષક વર્ગ સંબંધી એટલુંજ કહેવાનું છે કે દેશના ઉદ્યોગનો વિકાસ કરે અને દેશની સમૃદ્ધિ વધારે તેવા નમુના તરફ તેમની દૃષ્ટિ ન ખેંચાતા કુતુહલ જાગૃત કરનારી નકામી વસ્તુઓ પર વિશેષ ખેંચાયછે કોઇ પણ પ્રદર્શનમાં વધારેમાં વધારે ગરદી કુતુહલ જાગૃત કરનાર નજીવી વસ્તુઓના સ્થાનમાં થાય છે; એ બીના હિંદુસ્તાનના લોકોની અભિરૂચી પર કટાક્ષ સમાન છે. દેશની ઔદ્યોગિક જાગૃતિમાં આનંદ લેનાર માણસનું ધ્યાન કુતુહલ જાગૃત કરનાર વસ્તુઓ તરફજ ન ખેંચાઇ રહેવું જોઇએ. તેણે પ્રદર્શનમાં બધાં સ્થળપર ફરી વળી ઔદ્યોગિક નમુનાનું બારિક અવલોકન કરવું જોઇએ. પોતાના દેશમાં કયા પ્રકારનો નમુનો દાખલ કરવાથી વિશેષ લાભ પ્રાપ્ત થઇ શકશે તે વાતનો વિચાર તેણે કરવો જોઇએ. પ્રદર્શનમાં ફરતાં ફરતાં તેના મનમાં એવી ભાવના પ્રદિપ્ત થવી જોઇએ કે હું માત્ર મારા પોતાના જ્ઞાનમાં વૃદ્ધિ કરવામાં આવ્યો નથી-માત્ર આનંદ મેળવવા આવ્યો નથી-પરંતુ મારા ગામનું હિત સાધવાની ઇચ્છાથી આવ્યો છું.

## RECOVERY OF PRIVATE CLAIMS AND PRE-WAR TRADE DEBTS FROM ENEMY COUNTRIES.

## દુશ્મન દેશો પાસેથી લડાઇ પહેલાંના વ્યાપારી લ્હેણાં અને ખાનગી હકો છેવટે કેવી રીતે અને કેટલે દરજ્જે પાછાં મેળવી શકાશે?

ઉપર જણાવેલા અત્યંત ઉપયોગી સવાલપર લન્ડનની બોર્ડ ઑફ ટ્રેઇડ તરફથી એમ્પ્લોયર્સ પાર્લમેન્ટરી ઍસોસિએશનપર એક અધિકારી પત્ર મોકલવામાં આવ્યો હતો. જેની લન્ડનના ટાઇમ્સ પત્રના તા૦ ૨૨ મી મે ના અંકમાં નોંધ લેવામાં આવી હતી. તે પત્ર જણાવે છે કે લડાઇ ખતમ થયા બાદ સલાહ થયા પછી સામાન્ય રીતી શી ગૃહણ કરવામાં આવવાની ધારણા રાખવામાં આવશે તે સંબંધી બોર્ડ ઑફ ટ્રેઇડે ફોરીન ઑફીસ સાથ મસલત ચલાવી નીચે મુજબનો અભિપ્રાય આપ્યો છે.

૧. ખાનગી લ્હેણાં:—દુશ્મન દેશમાંના ખાનગી ગૃહસ્થો યા ખાનગી પેઢીઓ પરના બ્રિટીશ હકો હમેશાની રીત મુજબ કાયદાની અદાલતો મારફત મેળવી શકાશે.

૨. ખાનગી મિલ્કત—પણ બ્રિટીશ પ્રજાની માલીકીની ખાનગી મીલ્કત દુશ્મન રાજ્ય તરફથી ખાલસા કરવામાં આવી હોય તે ગઇજ સમજવી, સિવાય કે સલાહની શર્તોમાં એ બાબે ખાસ શર્ત કરવામાં આવે. બોર્ડ ઑફ ટ્રેઇડ વધુ જણાવે છે કે નામદાર સરકાર એવી આશા રાખે છે કે આવી રીતે મિલ્કત ખાલસા કરવામાં આવે યા દુશ્મન

દેશમાં કોઇક તરેહનો કાયદો પસાર કરીને દેવાં રદ કરવામાં આવે તેથી જે નુકશાન થાય તેનો યોગ્ય બદલો દુશ્મન દેશ આપે એવી રીતની ગોઠવણ સલાહની શર્તોમાં કરાય એ શકય છે. ફૉરીન ઑફીસ આ ઉપરથી જણાવે છે કે આવી રીતના જે દાવાઓ હોય તે તેમને જણાવવા.

એમ્પ્લૉયર્સ, ઍસોસિએશનની કમિટી એવો આગ્રહ કરે છે કે સલાહની શર્તમાં એવી ખાસ શર્ત દાખલ કરવી જોઈએ કે તેઓની પ્રજાનાં ખાનગી દેવાંઓ ભરી આપવા અને ખાનગી મિલ્કત ખાલસા કરવામાં આવે તેના નુકશાનીનો બદલો આપવા માટે દુશ્મન રાજય પોતે જોખમદાર થશે—આ સુચના કેટલી ટકી શકે એમ છે અને બર આવી શકે એમ છે એ સંબંધી ફૉરીન ઑફીસ તથા બોર્ડ ઑફ ટ્રેડને શક છે પણ જ્યારે વખત આવે ત્યારે લેવાના વ્યવહારૂ માર્ગ એજ છે એમ ચોકસ દેખાય છે. બ્રિટીશ અને પરદેશી દેવાંઓની પતાવટ કરવા એક કલીઅરીંગ હાઉસ સ્થાપવા માટેની એક યોજના યોજવામાં આવી હતી તેનાપર ગઈ પાનખર રૂતુમાં ઘણો વિવાદ ચાલ્યા બાદ તે નિષ્ફળ ગઈ એ દિલગીરીની વાત છે. તે સમયે એવો વિચાર હતો કે પરસ્પર દેવામાં તથા ખાલસા થયેલી મિલ્કતના બદલાનાં પરસ્પર સાટાં કરી વાળી નાખવાં. બીજી બાજુ પર મી. લૉઇડ જ્યોર્જે આગળ એક વખત એવું ચોકસ જાહેર કર્યું હતું કે પબ્લીક કસ્ટડીયનના હાથમાં હાલમાં જે ૮,૫૦,૦૦,૦૦૦(૮ કરોડ ૫૦ લાખ) પૌંડની કિમતની જે દુશ્મની મિલ્કત છે તે બાજુપર રાખવામાં આવનાર છે અને દુશ્મન રાજ્યમાં બ્રિટીશ પ્રજાના લ્હેણાંના સંબંધમાં દુશ્મન રાજ્યો તરફથી તેની જામીનગીરી તરીકે એ મિલ્કત બાજુપર રહેવા દેવી. આ ઘણીજ યોગ્ય રૂઢી છે જો કે તે સંબંધી હાલમાં અચોકસ છે.

પણ એક યા બીજી રીતે દુશ્મની પ્રજાપરનાં લ્હેણાં મેળવવાના સવાલનો નામદાર સરકારે ફડચો કરવોજ પડશે અને જેમ બને તેમ જલદી મંજુર કરવામાં આવે તેમ ઠીક કે જેથી યોગ્ય ગોઠવણ થઈ શકે. દુશ્મન રાજ્યપરના દાવાઓની નોંધ ફૉરીન ઑફીસ તરફથી રાખવામાં આવે છે પણ તેવીજ રીતે દુશ્મન રાજ્યોની પ્રજાપરનાં ખાનગી લ્હેણાંઓની યાદી પણ તૈયાર થવી જોઈએ જેથી સલાહની શર્તોમાંની નાણાં સંબંધી શર્ત પ્રમાણે જે હિસાબ કરવામાં આવે તેમાં એ લ્હેણાંઓ દાખલ કરી શકાય.

---

## INDIAN TRADE AND THE WAR

## હિંદનો વ્યાપાર; લડાઇથી થયેલી અસરો.

**સર ચાર્લ્સ એચ. આર્મસ્ટ્રૉન્ગનું અનુદર્શન.**

સર ચાર્લ્સ એચ. આર્મસ્ટ્રૉન્ગે લન્ડનમાં નામદાર માર્કવીસ ઑફ ક્રુ માજી સેક્રેટરી ઑફ સ્ટેટના પ્રમુખપદ હેઠલ ભરાયલી એક સભામાં "હિંદનો વ્યાપાર અને લડાઇ" એ વિષયપર એક ઘણું કિંમતી ભાષણ આપ્યું હતું જેમાં હિંદના વ્યાપાર અને હાલના યુદ્ધની તેપર થયેલી અને થતી અસરોનો એક બહુજ ઉમદા ચીતાર આપ્યો હતો જે અત્રેના વ્હેપારી વર્ગને લાભકારક ને ઉપયોગી થઇ પડશે તેથી તેની ટુંક નોંધ હમે અત્રે લઇએ છેએ.

તેઓએ જણાવ્યું તે મુજબ હિંદી માલનો વિશાળ વ્યાપાર પરદેશોમાં કેવી રીતે વ્હેંચાઇ ગયો છે તેની બારીક તપાસ ઘણી ઉપયોગી થઇ પડશે. હિંદી માલનો પરદેશી વ્યાપાર મોટે ભાગ યુનાઇટેડ કીન્ગડમ સાથે છે—નિકાશ થયલો માલ તે માલ વાપરનારના હાથમાં જાય તે પહેલાં ઘણા મધ્યસ્થ દલાલો હસ્તે તે પસાર થાય છે; પણ તેના પ્રમાણમાં

તેની મુળ કિંમતમાં ઘણો વધારો થતો નથી; કારણ સામાન્ય રીતે હિંદી વ્યાપાર નફાની બહુજ ઓછી મારજીનથી કરવામાં આવે છે.

સામાન્ય રીતે હિંદીવાનો માટે એમ કહી શકાય છે કે તે જન્મથીજ વ્યાપારી હોય છે. અને બાપનો ધંધો છોકરો ઉપાડી લે છે અને બહુજ નાની ઉમરથી વ્હેપારમાં નિગાહ રાખવી શરૂ કરે છે. ઘણાએક દાખલાઓમાં, એકત્ર કુટુંબની મિલકત તરીકે એકત્ર કુટુંબ તરફથી ધંધો કરવામાં આવે છે જેમાં કુટુંબના દરેક માણસો, સ્ત્રીવર્ગ સુદ્ધાંનો ભાગ હોય છે અને આનું કારણ ફક્ત એજ કે તે અમુક ધંધો અને તેમાંથી મળેલી દોલત કુટુંબમાંજ રહી શકે—લોકો ઘણા કરકસરીયા હોય છે અને ઘણું ખરૂં દરેક કંઇક ને કંઇક બચાવે છે. કોઇક પોતાના ગામમાં યા શેહેરમાં જમીનનો ટુકડો પોતાનો કરી રાખે છે કે જ્યાં તે ઘડપણમાં જઇ આરામ લઇ શકે છે યાં કોઇક ઘરેણા ગાઠાંમાં નાણું સાચવી રાખે છે.

દેશનો મોટો ભાગ ખેડુતનો ધંધો કરે છે નિકાશ કરવા લાયક પાક પહેલેથીજ મધ્યસ્થ દલાલો યા વેપારીઓને વેચે છે. કેટલીક વખત તો વાવેતર કર્યા પહેલાં પાક વેચી દેવામાં આવે છે. પાક ઉતારી મોટા બંદરે મોકલવામાં આવે છે જ્યાંથી તેનો નિકાશ કરવામાં આવે છે. ઇંગલંડ વગેરે દેશોમાંથી આયાત કરવ[illegible] ને તે માલો જથ્થાબંધ વેપારીઓ[illegible]ને ખરી વનર જીલ્લાઓની છુટક દુકાને પહોંચાય છે. ઘીતો, તેલો, પડ બજારો જેવાં બહુજ રસુજી છે. [illegible]ઘણો ખાત્રીવાળા

હિંદના આયાત[illegible] વેદક શા[illegible]યુનાઇટેડ કીન્ગડમ તથા બ્રિટીશ [illegible] [illegible]મોટો ભાગ છે. તા૦ ૩૧ મી માર્ચ[illegible] ને રોજે આખર થતા વર્ષમાં યુનાઇટેડ [illegible]ન્ગડમમાંથી ૭ કરોડ અને ૮૦ લાખની અને બ્રિટીશ સંસ્થાનોમાંથી ૭૦ લાખની આયાત થયેલી આંકવામાં આવા છે. યાને બ્રિટીશ રાજ્યમાંથી એકંદરે ૮ કરોડ ૫૦ લાખની આયાત થઇ હતી જ્યારે હિંદની એકંદર આયાત ૧૨ કરોડ ૨૦ લાખની થઇ હતી. હિંદના વ્હેપારમાં બ્રિટીશ રાજ્યનો કેટલો મોટો ભાગ છે તે આ ઉપરથી જણાશે. બ્રિટીશ રાજ્ય સિવાયના પરદેશી રાજ્યોમાં, હિંદના આયાતી વ્હેપારમાં જરમનીનો સૌથી મોટો ભાગ હતો. જરમનીના માલોની હિંદમાં આયાતમાં એનીલાઇન રંગોની આયાત સૌથી મુખ્ય હતી; જે ઉદ્યોગ હવે યુનાઇટેડ કીન્ગડમમાં ખીલવવાનો ઉમદા પ્રયાસ કરવામાં આવે છે. તે પ્રયાસ સફળ નીવડે, અને હિંદનું આ માલનું બજાર યુનાઇટેડ કીન્ગડમ સ્વહસ્તે કરી લે અને એ માલ માટે હિંદને જરમની જેવા દેશોપર આધાર રાખવો નહિં પડે એવી આશા રાખવામાં આવે છે. આ માલના ઉદ્યોગની ખીલવણી કરવાની જરૂરીયાત સમજી તે પર કરવામાં આવતા પ્રયાસ માટે નામદાર બ્રિટીશ રાજ્યને ધન્યવાદ ઘટે છે અને આ સાહસ જો સફળ નીવડશે તો બ્રિટીશ શહેનશાહતમાંના વણાટ વિગેરે ઉદ્યોગોની સ્થિતિ ઘણીજ મજબુત થશે. હિંદના આયાતી વ્યાપારમાં ગયે વર્ષે ઇન્ગલૅંડનો ભાગ ૬૪·૧ ટકા, બીજા પરદેશોનો ૩૦ ટકા અને બાકીના લગભગ ૯ ટકા બ્રિટીશ સંસ્થાનોનો હતો.

**હિંદી નિકાશી વ્યાપાર.**

હિંદના નિકાશી વ્યાપારમાં સ્થિતિ તદ્દન ઉલટીજ છે. નિકાશ વ્યાપારમાં ઇન્ગલૅંડનો ભાગ ફકત લગભગ ૨૩·૭ ટકા જેટલો છે જ્યારે બીજા પરદેશોનો ભાગ લગભગ ૬૨·૨ ટકા અને બ્રિટીશ સંસ્થાનોનો બાકીનો લગભગ ૧૩·૯ ટકા છે.

લૉર્ડ કર્ઝનના સમયમાં હિંદ સરકારની રાજ્યનીતિ ફ્રીટ્રેડને વળગી રહેવાની હતી તે આજ કારણસર હતી. કારણ પ્રોટેકશનની રાજ્યનીતિથી હિંદને કોઇ જાતનો ફાયદો નહિં હતો.

**ફ્રીટ્રેઈડ અને પ્રોટેકશન.**

ફ્રીટ્રેઇડ અને પ્રોટેકશનનો ઝઘડો જે ચાલ્યો હતો તેમાં બ્રિટીશ શહેનશાહતના એક મુખ્ય ભાગ તરીકે હિંદની કિંમતી સ્થિતિનો અને હિંદી લાભોનો કેટલેક અંશે અનાદર કરવામાં આવેલો હમેશ મને લાગ્યો છે ફરીથી આ વિવાદ ઉભો થાય તો તે વિવાદમાં ભાગ લેવા હિંદને પુર્ણ પ્રતિનિધિત્વ મળશે અને હિંદનો વિશાળ પરદેશી વ્યાપાર તથા હિંદની પ્રજાના તેપરના આધાર અને હિંદી લાભોનો પુર્ણ ખ્યાલ, ધ્યાનમાં રખવામાં આવશે એવી આશા છે યુનાઇટેડ કીન્ગડમથી બીજે નંબરે જરમની હિંદી માલોનું મુખ્ય ગ્રાહક છે, ત્યાર બાદ જાપાન, યુનાઇટેડ સ્ટેટસ, ફ્રાન્સ અને બીજા દેશો આવે છે. યુનાઇટેડ કીન્ગડમનો હિંદી માલોનો હિંદ સાથનો મુખ્ય વ્યાપાર જ્યુટ, ચાહ અને ઘઉંનો છે. કાચા રૂની યુનાઇટેડ કીન્ગડમની વિશાળ જરૂરીયાત જોતા એ માલની હિંદમાંથી આયાત નિરાશી ભરેલી છે. પણ હિંદી રૂમાં સારા તાર વાળો પાક નીપજાવી શકાય, કે જે અશક્ય નથી, તો યુનાઇટેડ કીન્ગડમનો હિંદ સાથે આ માલનો વ્યાપાર ઘણો વધી શકે એવી આશા રાખી શકાય છે

યુરોપ ખંડના બીજા દેશો ખાતે રૂની મોટી ચઢત થાય છે, જેઓ એ સિવાય બીયાં, ચામડાં, ચામડીઓ, જયુટ (કાચું તથા તેની બનાવટો) તથા ચોખાનો પણ મોટો ઉપાડ કરે છે. હિંદી ચાહનો થોડોક ભાગ કાળા સમુદ્ર પરનાં બંદરોએ થઇને રસીયામાં જાય છે. આ વ્યાપારનો મોટો ભાગ હાલ લડાઇને લીધે બંધ પડેલો છે.

**રેલ્વે**

હિંદના વ્યાપારના સંબંધમાં હિંદની રેલ્વેનો સવાલ ઘણોજ અગત્યનો છે. છેલ્લા કેટલાંક વર્ષોમાં ઘણી વખતે માલ લઇ જવામાં રેલ્વેની ઢીલને લીધે હિંદના આંતર તથા પરદેશી વ્યાપારને ઘણું વેઠવું પડયું છે.

એક વખત તો દરિયાપારની બજારોમાંથી મળેલા કેટલાક આરડરો, જીલ્લાઓમાંથી બંદરોએ માલ વેળાસર નહિ પહોંચી શકશે એવી બીકથી પાછા વાળવામાં આવ્યા હતા; જેથી દેશને ગંભીર નુકશાન થયું હતું.

સને ૧૮૫૭ માં હિંદમાં ૨૭૦ માઇલ રેલ્વે હતી. જે વધીને ૧૦ વર્ષમાં ૪૦૦૦ માઇલ જેટલી કરવામાં આવી. અત્યારે ૩૫,૧૫૬ માઇલ થઇ છે. પણ એટલું તો કહેવું જોઇએ કે કાળની વૃદ્ધી તથા વ્યાપારની ખીલવણીના પ્રમાણમાં રેલ્વે લાઇનની બાંધણીનો જોઇએ તેટલો વધારો થયો નથી.

આ દેશ જેવા મોટા દેશ જેમાં ૩૧।। કરોડ માણસોની વસ્તી છે તેમાં તથા દરિયાપરનાં વિશાળ વ્યાપાર અને ભવિષ્યમાં તેની વૃદ્ધિની આશાઓ જોતાં આ દેશમાં રેલ્વેની બાંધણી બહુજ ઓછી છે. જો કે તાકીદે એકદમ મોટી બાંધણીઓ કરવાના સવાલમાં પણ ઘણી મુશ્કેલીઓ છે. હાલની સ્થિતિ કરતાં રેલ્વેની સ્થિતિ ઘણી સારી હતે તોપણ સારી ચોમાસું ઋતુ પછી સારો મોટો પાક થોડાક મહિનામાં બધે જીલ્લાઓમાંથી બંદરોમાં તાકીદે લાવવાની મુશ્કેલી તો હમેશ કાયમજ રહેશે—વિશાળ વ્યાપારને પહોંચી વળવા માટે રેલ્વેનું પરિપુર્ણ બંધારણ, ગાડીઓનો પુરતો જથ્થો, માલ ત્વરીત લાવલઇજા કરવા માટેની પુરતી સઘવડ અને જીલ્લાઓના સ્ટેશનોપર તથા બંદરોપર માલ ભરવા માટે પુરતી જગ્યાની સઘવડ હોવી જોઇએ. આ બધી બાબતોની ખોટને લીધે હાલના વર્ષોમાં આટલી મુશ્કેલીઓ પડે છે પણ છેલ્લા બે વર્ષ થયાં જે છુટ ખર્ચ કરવામાં આવે છે તેથી ઘણીખરી ખામીઓ ધીમે ધીમે સુધારવામાં આવે છે.

એ ખર્ચોને લીધે લાઇનની વૃદ્ધિમાં ખર્ચ કરી શકાતો નથી. આ વર્ષે લડાઇને લીધેના મુશ્કેલ આર્થિક સંજોગો છતાં રેલ્વે માટે ૮૦ લાખ પૌંડ એનાયત કરવામાં આવ્યા છે તે સંતોષકારક છે અને આ પરથી ખાતરી થાય છે કે નામદાર સેક્રેટરી ઑફ સ્ટેટ, નામદાર વાઇસરૉય તથા હિંદના નાણાંખાતાના પ્રધાન ઑાન. સર મેયર આ અત્યંત જરૂરી કામ માટે બને તેટલો વધારે ખર્ચ કરવાની જરૂરીયાત સમજ્યા છે. હિંદના નિકાશી વ્યાપારની ખીલવણી માટે રેલ્વેની બાંધણીમાં ત્વરીત વૃદ્ધી કરવાની જરૂર છે. ભુતકાળમાં વ્યાપારની વૃદ્ધી થઇ છે તેનાં કરતાં ભવિષ્યમાં વૃદ્ધી વિશેષ ત્વરાથી થશે એમ બીજાઓ સાથે મ્હારૂ પણ માનવું છે. અને હિન્દનું, એની પ્રજાનું ભલું તથા એની મેહેસુલમાં વૃદ્ધીને અર્થે એ ખાસ જરૂરનું છે કે નવા જીલ્લાઓમાં રેલ્વેની બાંધણીઓ કરવી.

બંદરો તથા બંદરોપરના ડૉકની ખીલવણી કરવાની જરૂરીયાત પણ ઓછી નથી પણ આ બાબતમાં આ દેશ પાછો પડયો નથી. મોટો ફાયદો થયો છે. હિંદના બીજા ભાગોમાં નહેર કામની બાંધણી કરવાની ઘણી અગત્ય છે. બેલગામ જીલ્લા માટે મોટી યોજના મંજુર કરવામાં આવી છે તે જાણી સંતોષ થાય છે

**હિંદના પરદેશી વ્યાપાર પર લડાઇની અસર.**

હિંદના પરદેશી વ્યાપાર પર લડાઇની અસર તાત્કાલીકજ થઇ ઑગષ્ટ અને સપ્ટેમ્બરમાં હિંદમાં આયાત અને હિંદી માલની નિકાશ, આગલા વર્ષના એ બે મહિનાઓની સરખામણીમાં બહુજ ઓછી થઇ ગઇ. એ બે મહિનાઓમાં નિકાશ વ્યાપારને ઘણું ખમવું પડયું. આગલા વર્ષના કરતાં નિકાશ વ્યાપાર ૫૦ ટકા ઓછો થઇ ગયો સ્ટોમરોનાં નુર વધ્યાં, મોટા મોટા સોદાઓ રદ કરવા પડયા. કેટલાક લોકોએ સોનાનો સંગ્રહ કરી પોતાના ગામો ભણી પલાયન કરવા માંડયું, સેવીન્ગ્સ બેંકોપર ધાડ પડી. સરકારી નોટોનો ભાવ ઘટી ગયો. આ સમયેજ એમડને કેર વર્તાવા માંડયો. કલકતા તથા પુર્વ કીનારા પરના બંદરોથી માલની ચઢત અટકી. મદ્રાસના પર ઑમ્બના

---



---

યુનાઈટેડ કીન્ગડમ બીજે નંબરે હિંદી ચાહનું ઘરાક રસીયા છે. પણ તે દેશમાં નાણાંની ભીડને લીધે હિંદી ચાહનો જોઈએ તેટલો ઉપાડ થયો નહિ. પાછળથી નામદાર શહેનશાહની સરકાર અને રસીયન સરકાર વચ્ચે નાણાં સંબંધી કંઇ ગોઠવણ થવાથી આ મુશ્કેલી દુર થઈ.

**હિંદી ચાહ.**

આવી આ રીતે હિંદનો વ્હેપાર રોજગાર ધીમે ધીમે પાછો ચાલુ થવા લાગ્યો. તેની બજારો હાથ આવવા લાગી. અને જયુટ, ચાહ, કોલસા અને એવા કેટલાક માલોની મોટી માંગણી થવા લાગી. વ્લેડી વોસ્ટોક માલ ચઢાવવા માટે રસીયન ઓર્ડરો આવવા લાગ્યા અને બીજા કેટલાક દેશોમાંથી નવી માંગણીઓ થવા લાગી અને કેટલાક માલોનો વેપાર પાછો સચેત થવા લાગ્યો છે. હાલની સ્થિતિ સંબંધી ટીકા કરતા ઇન્ડીયન એક્સ્ચેન્જ બેંકના પ્રમુખે થોડાક વખતપર તેઓની વાર્ષિક સભા વખતે કહ્યુ હતું કે

બર્માનો ચોખાનો પાક સારો છે, હિંદનો ઘઉંનો પાક ઉત્તમ છે, હિંદ તથા સીલોનનો ચાહનો ઉદ્યોગ આબાદી છે. બંગાળની જયુટની મીલો ચાલુ વર્ષમાં સારાં પરિણામો લાવશે એમ લાગે છે અને રબરનો ઉદ્યોગ ઘણી સારી સ્થિતિમાં છે.

રબર એ ખરું જોતાં હિંદી પાક નથી. પણ ચાહ અને જયુટનો પાક ઘણા મોટા જથ્થામાં ઉગાડવામાં આવે છે. આ વર્ષનું ઘઉંનું વાવેતર ઘણું વિશાળ હતું અને સારા વરસાદને લીધે પાક પણ અસાધારણ સારો થયો હતો. છેલ્લા રિપોર્ટ પ્રમાણે ૩ કરોડ ૨૦ લાખ એકરના વાવેતરમાંથી ૧ કરોડ ૨ાા લાખ ટન પાક ઉતર્યો છે. જ્યારે ગયે વર્ષે લગભગ ૮૩¾ લાખ ટન પાક ઉતર્યો હતો. સાધારણ વર્ષોમાં હિંદી ઘઉંના પાકમાંથી ફકત થોડોજ ભાગ પરદેશ નિકાશ થાય છે, તો પણ એટલો થોડો જથ્થો પણ દુનિયાની ઘઉંની બજારોપર અને ઘઉંના ભાવો પર સખ્ત અસર કરે છે. વ્હેપાર રોજગાર પાછો ચાલુ થવાથી કલકત્તાને કોલસો, જયુટ, ચાહ વિગેરે એ ભાગના મુખ્ય માલો હોવાથી એને વધારેમાં વધારે ફાયદો થયો છે. ટનેજની અછતને લીધે કોલસાની માંગણી વધી ગઇ છે. વિવિધ કારણોને લીધે જયુટ બહુ છુટથી ખરીદવામાં આવે છે. અને દરિયાઈ કાફલા

**ઘઉં.**

માટે લડાઈના મેદાન પરના લશ્કર માટે તથા સામાન્ય ખપત માટે ચાહની બહુજ મોટી માંગણી થાય છે. કલકતાના વેપારમાં સુધારો થતાં તે બંદરે માલલાવ લઈજા કરતી રેલ્વેઓની કમાણીમાં પણ વધારો થયો અને આગલા વર્ષ સાથ સરખાવતાં પરિણામ ઘણું સંતોષકારક ગણી શકાય.

મુંબઈ અને બીજા પશ્ચિમ કિનારા પરના બંદરોના સંબંધીની મોટી રેલ્વે લાઈનોની આવક લડાઈ શરૂ થતાંજ કમી થઈ ગઈ હતી. અને ગયા વર્ષની કમાણીના પ્રમાણમાં ઘણો ઘટાડો થયો છે. મુંબઈનો પરદેશી વ્યાપાર કલકતાના પરદેશી વ્યાપાર માફક સુધરી શકયો નહિં; કારણ મુંબઇનો વ્યાપાર મુખ્ય રૂ અને તેલનાં બીયાંઓનો છે અને જરમની અને ઑસ્ટ્રીયા બંધ થવાથી તે માલોની યુરોપ ખાતેની નિકાશમાં જ્યાં સુધી લડાઇ પુરી થાય નહિં ત્યાં સુધી સુધારો થઇ શકે એમ નથી; જો કે જાપાન તરફથી ઠીક ખરીદી કરવામાં આવી હતી તો પણ જરમની અને ઑસ્ટ્રીયા બંધ થતાં થયલી ખોટ સારી રીતે પુરી પડી શકે એમનથી

આયાતી વ્યાપારમાં દરેક જગ્યાએ ગંભીર ઘટાડો થયો હતો પણ થોડાક મહિના થયાં પાછો સુધારો થવા લાગ્યો છે. થોડાક મહિના પરની હિંદના વ્યાપારની સ્થિતિનો ખ્યાલ કરતાં અને તેમાં થયેલો સુધારો જોતાં અને નવા સંજોગો જોઈ અજાયબી થાય છે. ઘણી એક લાઈનો પર નુર બમણું થયું છે કેટલાકમાં ત્રણ ગણો વધારો થયો છે તો પણ વ્હેપાર ચાલુજ છે અને આ ચોમાસુ સારૂં નીવડશે તો ચાલુ વ્હેપારમાં વધારે ખામી આવવા સંભવ નથી. વેપારના સંબંધના જે કેટલાક અસાધારણ સંજોગો આવી ગયા તેથી કેટલીક રીતે આ દેશને ફાયદો પણ થયો છે. પણ એકંદરે ઘણી મુસીબતો વચ્ચે અને વધુ જોખમે વેપાર ચાલુ થયો છે કેટલીક બહુ કિંમતી બજારો જેવી રીતે ગઇ છે તેમ કેટલાક માલો માટે બીજી બજારો મળી છે અને જો નિકાશી વ્યાપાર ચાલુ રહેશે તો આયાતી વ્યાપાર પણ જરૂર ચાલુ રહેશે.

લડાઇ શરૂ થઇ ત્યારથી જરમનીમાંથી આવતા કેટલાક માલ માટે આ દેશમાં માંગણીઓ વધી પડી છે અને માલોનો વિશાળ વ્યાપાર સ્વહસ્તે કરવા યુનાઇટેડ કીન્ગડમે પ્રયાસ કરવા માંડયો છે.

છુટ રાખવામાં આવી હતી તે છુટ આ જાહેર-નામાંથી રદ કરવામાં આવી છે યાને અળસીના તેલની નિકાશની હવેથી મનાઇ કરવામાં આવી છે

---

નામદાર કસ્ટમ્સ કલેકટર તરફથી તા ૬ ઠી જુલાઇ ૧૯૧૫ ને રોજ એક જાહેર ખબર બહાર પાડી જણાવવામાં આવ્યું છે કે સરકારી કામ શિવાય, નામદાર હિંદ સરકારની રજા મેળવ્યા વગર, સોના રૂપાંની મોટી ચઢત પરસીયા ખાતે કરવા દેવામાં આવશે નહિં. જેઓને મોટી ચઢત કરવા ઇરાદો હોય તેમણે નામદાર હિંદ સરકારની મંજુરી મેળવવા કલેકટરને વેળાસર લખી જણાવવું પડશે, નહિ તર ચઢતમાં ઘણી ઢીલ થવા સંભવ છે

**સોના રૂપાની નિકાશ પરસીઆ ખાતે કરવાની મનાઇ.**

---

**હિંદી તાર ખાતાં તરફથી મળેલી ખબરો.**

તા૦ ૨૫ જુન ૧૯૧૫—આ માસનો પહેલી તારીખથી ઇટલી, લીબીયા ઇરીટ્રીયા અને ઇટલી સોમાલીલૅંડ મોકલવા માટે ઇટેલીયન ભાષામા તારો સ્વીકારવામાં આવશે.

તા૦ ૬ ઠી જુલાઇ ૧૯૧૫—બસરા, બુશાયર અને જારક ખાતેના વાયરલેસ સ્ટેશનો પરથી દરિયાપારના વ્હાણો પર મોકલવા માટે તાર, લશ્કરી કામને લગતા સંદેશાઓને પહોંચી વળ્યા પછી, લેવામાં આવશે.

તા૦ ૧૦ મી જુલાઇઃ—મજુર કીધેલા કોડોમાં તાર મોકલવા તથા સ્વીકારવાની જે સ-ઘવડ તુરકી ઑફીસમાં લશ્કરી સેન્સરના રહેઠાણથી હતી તે તા૦ ૧૪ મી જુલાઇ ૧૯૧૫ ની મધ્ય રાત્રથી ત્યાંથી બદલી કવેટા ખાતે રાખવામાં આવી છે.

---

નામદાર હિંદ સરકારે ઠરાવ્યું છે કે યુનાઇટેડ કીન્ગડમ ખાતે મૅન્ગેનીઝ ઓરની નિકાશ કરવા દેવા માટે અમુક મંજુર કીધેલી પેઢીઓને લાઇસન્સ આપવા, તેવી પેઢીઓની એક યાદી બનાવવા નામદાર કસ્ટમ્સ કલેકટરને સુચવવામાં આવ્યું છે.

**મૅન્ગેનીઝ ઓરની નિકાશ કરવા અમુક મંજુર કીધેલી પેઢીઓને લાઇસન્સ આપવાનો નામદાર સરકારનો ઇરાદો.**

---

તા૦ ૧૦ મી જુલાઇએ નામદાર હિંદ-સરકારના વેપાર ઉદ્યોગ ખાતા તરફથી છાપાજોગી ખબર બહાર પાડી જણાવવામાં આવ્યું છે કે બુશાયર ખાતેના પરસીયાના કસ્ટમ્સ ડીરેકટરે દરેક કૉન્સલોને જણાવ્યું છે કે તા૦ ૨૮ મી જુનથી દરેક જાતની ગુળીની નિકાશની તે રાજ્યમાં મનાઇ કરવામાં આવી છે.

---

તા. ૧૪ જુલાઇ ૧૯૧૫—દેશના આંતર ભાગના તારના વ્યવહારમા, હિંદમાંની પોરચ્યુગીઝ સંસ્થાઓની તાર ઓફીસથી અને તે જગ્યાઓએ મોકલવાના તાર સિવાય બીજા તારોને છેડે મોકલનારનું નામ લખવાની જરૂર નથી. પોરચ્યુગીઝ સંસ્થાનોની તાર ઓફીસથી અને તે જગ્યાઓએ મોકલવાના

તારમાં તારને છેડે મોકલનારનું આખું નામ અને ઠેકાણું લખવું પડશે. દરેક તારોમાં તાર મોકલનારની ખરી સહી તથા ઠેકાણું જે તારમાં મોકલવામાં આવતાં નથી તે લખવાંજ પડશે. પરદેશ મોકલવાના તારમાં તાર મોકલનારના નામ સંબંધી નિયમોમાં કોઇ જાતનો ફેરફાર કરવામાં આવ્યો નથી.

---

નીચે જણાવેલા દેશોમાંથી નિકાશ માટે મનાઇ થયેલા માલની સુધારેલી યાદી નામદાર હિંદ સરકાર તરફથી તા. ૧૨ મી જુલાઇને રોજ હમને મોકલવામાં આવી છે. ચેમ્બરના જે સભાસદોને એની નકલ જોઇતી હોય તેમણે ચેમ્બરની આફીસમાંથી મંગાવવી

- નૉરવે
- સ્વીડન
- ડેન્માર્ક
- નેધરલૅંડસ
- ઇટલી
- રસીયા
- ગ્રીસ
- સ્પેઇન
- પોર્ચ્યુગલ
- ઇજીપ્ટ

---

**ઇટલીનાં દરિયા પારનાં સંસ્થાનો ખાતે નિકાશ કરવા સંબંધી સરકારી હુકમ.**

નામદાર મુંબઇ સરકાર તરફથી તા. ૧૪ મી જુલાઇને રોજના તેમના પત્રમાં જણાવવામાં આવ્યું છે કે ઇટલી ખાતે નિકાશ કરવામાં આવે તે સંબંધમાં નામદાર હિંદ સરકાર તરફથી જે હુકમ કાઢવામાં આવ્યા હતા તે ઇટાલીના દરિયાપારનાં સંસ્થાનો ખાતેની ચઢવને લાગુ પડતા નથી. એ સંસ્થાનોના સંબંધમાં મિત્ર રાજ્યો સાથે ઇટલી જોડાયું તે પહેલાંના હુકમોજ ચાલુ રહેલા ગણવા.

---

**દુશ્મન સાથે વ્હેપાર.**

તા. ૨૫ મી જુન ૧૯૧૫ ને રોજ 'દુશ્મન સાથે વ્હેપાર' એ સંબંધમાં એક બાદશાહી જાહેરનામું નીચે મુજબનું બહાર પાડવામાં આવ્યું છે.

દુશ્મન સાથે વ્હેપારના સંબંધમાં જે બાદશાહી હુકમો બહાર પાડવામાં આવ્યા છે તે જેવી રીતે દુશ્મન દેશમાં રહેતા યા ધંધો કરતા કોઇ માણસ યા માણસોના સંબંધમાં લાગુ પડે છે તેમ તા. ૨૬ મી જુલાઇ ૧૯૧૫ થી ચીન, સીયામ, ઇરાન અને મોરોકકોમાં રહેતા યા ધંધો કરતા દુશ્મની પ્રજાના માણસ યા માણસોને લાગુ પડશે, સિવાય કે કોઇ દુશ્મનની ચીન, સીયામ, ઇરાન યા મોરોકકોમાં સ્થાનિક સ્થાપાએલી બ્રાન્ચ ઑફીસ હોય તો તે બ્રાન્ચ સાથેનો વ્હેપાર દુશ્મન સાથે છે એમ એ સંબંધમાં દુશ્મન સાથ વ્હેપાર સંબંધી ઢંઢેરા નં. ૨ ની ૬ ઠી કલમનો કોઇ ભાગનો અર્થ કરવામાં આવશે નહિં.

---

**અબરખ, કાચા ચામડાં-ચામડીઓની નિકાશની મનાઇ.**

નામદાર હિંદ સરકાર તરફથી તા૦ ૧૦ મી જુલાઇ ૧૯૧૫ ને રોજ બહાર પડેલાં જાહેરનામાથી અબરખ તથા કાચા ચામડાં અને ચામડીઓની નિકાશ યુનાઇટેડ કીન્ગડમ તથા બ્રિટીશ તાબાના મુલકો સિવાય બીજી કોઇ જગ્યાએ કરવાની મનાઇ કરવામાં આવી છે.

---

**યુનાઇટેડ કીન્ગડમમાંથી નિકાશ માટે મનાઇ થયેલા માલોની યાદીમાં સુધારો.**

તા૦ ૧૦ મી જુલાઇ ૧૯૧૫ ને રોજ (નં. ૧૦,૮૦૬ કમર્શ્યલ) એક જાહેરનામું નામદાર હિંદ સરકાર તરફથી બહાર પાડવામાં આવ્યું છે જેમાં યુનાઇટેડ કીન્ગડમથી નિકાશ માટે મનાઇ થયેલા માલોની યાદીમાં કેટલાક સુધારા વધારા કરવામાં આવેલા જણાય છે.

આ આખી યાદી સ્થળ સંકોચને લીધે અત્રે છાપવી અશક્ય હોવાથી વિનંતી કરવામાં આવે છે કે જેઓને એ યાદી જોવી હોય. તેમણે ચેમ્બરની ઑફીસમાંથી જોઇ જવી. એ યાદીમાં જણાવવામાં આવ્યું છે કે ઘઉં, ઘઉંના લોટ તથા ઓટ જવની નિકાશ યુનાઈટેડ કીન્ગડમમાંથી કોઇપણ સ્થળે કરવાની મનાઈ કરવામા આવી છે.

---

નામદાર સેક્રેટરી ઑફ સ્ટેટ તરફથી જણાવવામાં આવ્યું છે કે જે જે માલો લાઈસન્સ વિના ફ્રાન્સ મોકલવા દેવામાં આવે છે તે માલો ઇટલી પણ લાઈસન્સ વિના મોકલવા દેવામાં આવશે

---

નીચેનાં સ્પેનીશ અને પોર્ચ્યુગીઝ બંદરોમાં પડેલાં નીચે મુજબના દુશ્મની વ્હાણો પરના માલ છુટા કરવા માટેની ગોઠવણનાં હીલચાલ ચાલે છે તે સંબંધી ઇન્ડીયા ઑફીસમાંથી કેટલાક પત્રો નામદાર હિંદ સરકાર પર મોકલવામાં આવ્યા છે તેની નકલો હમારાપર મોકલવામાં આવી છે.

વ્હાણો હેમબર્ગ—અમેરીકા

ઍુસીલીયા ( બારસીલોનામાં )
ચેરૂસ્કીયા ( લીસ્બનમાં )
ઓડેન વૉલ્ડ ( સાન્જુઆ પોરટોરીકોમાં )
સારડીનીયા ( ફયાલ, એઝોર્સમા )
શૅામબર્ગ ( ,, )
વેસ્ટરવૉલ્ડ ( લીસ્બનમાં )
વુરટમબર્ગ ( ,, )
ફ્રેન્કેનવૉલ્ડ ( બીલબાઓમાં )
શ્વૉર્ટઝ બર્ગ ( સેન્ટ માઇકેલ્સમા )
ઉકરમાર્ક ( લીસ્બનમાં )

નૉર્થ જરમન લૉઇડ
ગીબન વીગોમાં
વુર્ઝબર્ગ સેન્ટ વીન્સેન્ટમાં
બુલાઉ લીસ્બનમાં

હૅન્સા લાઇન
હીમબર્ગ સેન્ટવીન્સેન્ટમાં
નીડેન ફેલ્સ વીગોમાં
ન્યુ અને ફેલ્સ ,,

આ નકલો જેમને જોવી હોય તેમણે ચેમ્બરની ઓફીસમાંથી મેળવવી.

આ ગોઠવણીના સંબંધમાં હમે એટલું જણાવીશું કે હજુ સુધી એ વ્યવહારમાં મુકવામાં આવી નથી. એ ગોઠવણીમા એક સવાલનો હજુ નિર્ણય થવાનો છે તે થયેથી વ્યવહારમા મુકવામા આવશે.

---

## દરિયાપારની બ્રીટીશ પ્રાઇઝ કોર્ટો સમક્ષ ચાલેલાં કામકાજો.

નીચેના વ્હાણો પરના માલના અમુક ભાગના સંબંધમાં માલ્ટાની પ્રાઇઝકોર્ટોમાં કામ ચાલ્યું હતું

| વ્હાણનું નામ. | કામ ચાલ્યાની તારીખ. |
|---|---|
| એગ મેમનોન | ૧૧ મી મે. |
| ઓનેકા | ,, |
| પાઉહટન | ,, |
| ઇશીયા | ૨૭ મી મે |
| મેમ્ફીસ | ,, |
| વરજીનીયા | ,, |
| પાઇરીન | ૪ થી જુન |

ફીજીની પ્રાઇઝ કોર્ટમાં.

| | |
|---|---|
| એલફ્રેડ | ૧૨ મી મે. |

જીબ્રાલ્ટર.

| | ચુકાદો. |
|---|---|
| મેસીડોનીયા. | સ્ટીમર અને માલ જપ્ત કરવાનો હુકમ આપવામાં આવ્યો હતો. |

---

# CHAMBER'S SECTION.

## ચેમ્બરનો વિભાગ.

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની એક ખાસ સાધારણ સભા બુધવાર તા૦ ૩૦ મી જુન ૧૯૧૫ ને રોજ સાંઝના ૩ કલાકે (મું. ટા.) મળી હતી.

સેક્રેટરીએ સભા બોલાવવાની નોટીસ વાંચ્યા પછી સભાનું કામ શરૂ કરવામાં આવ્યું.

૧. ચેમ્બરના નિયમ નં. ૨૬ મા માં નીચે પ્રમાણે સુધારો કરવાની દરખાસ્ત પ્રમુખ ઑન. સર ફાઝલભાઇ કરીમભાઇ તરફથી મુકવામાં આવી.

"નવી કમિટી પોતે કમિટીમાં ચેમ્બરના સઘળા સભાસદોમાંથી પાંચ સભાસદો સુધી અને તેથી વધારે નહિં એમ નીમી શકશે." આ દરખાસ્તને શેઠ લક્ષ્મીચંદ માણેકચંદ ખોખાણીએ ટેકો આપ્યો. ત્યાર બાદ શેઠો જેઠાભાઇ વાલજી તથા જગજીવન શેષકરણે કેટલુંક વિવેચન કર્યા પછી ઑન. શેઠ લલ્લુભાઇ શામળદાસે અસલ દરખાસ્ત ઉપર નીચે પ્રમાણે સુધારો મુકયો. "ઑન૦ સર ફાઝલભાઇ કરીમભાઇએ સુચવેલા નિયમ નં૦ ૨૬ મા માં સુધારામાં નીચે પ્રમાણે ફેરફારો સાથે તે વંચાવવો જોઇએ.

"નવી કમિટી પોતે કમિટીમાં ચેમ્બરના સઘળા સભાસદોમાંથી કોઈ પણ વ્યાપારી એસોસીએશનના પ્રતિનિધિને અથવા પોતાને સલાહ આપવામાં ઉપયોગી થઇ પડે એવા પાંચ સભાસદો સુધી અને તેથી વધારે નહિં તેમ જોડી શકશે. જેથી કમિટીની સંખ્યા ૩૦ થી વધારે થઇ શકશે નહિં." શેઠ દેવીદાસ માધવજી ઠાકરસીએ આ સુધારાને ટેકો આપ્યો; શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસે પણ વિવેચન કરતાં સુધારાને ટેકો આપ્યો.

ત્યાર બાદ ઑન શેઠ લલ્લુભાઈ શામળદાસના સુધારા પર મત લેવામાં આવતાં તેના તરફેણમાં બધા તથા વિરૂદ્ધમાં કોઇ નહિ હોવાથી સર્વાનુમતે પસાર થયો.

અસલ દરખાસ્ત તરીકે મુકવામાં આવતાં પણ તરફેણમાં બધા અને વિરૂદ્ધમાં કોઇ નહિં હોવાથી સર્વાનુમતે પસાર થઇ.

૨. ઑન. શેઠ લલ્લુભાઇ શામળદાસે દરખાસ્ત મુકી કે "ચેમ્બરના નિયમ નં. ૩ જા માં ૨ જા પૅરેગ્રાફમાં પહેલી પેટા કલમ પછી નીચે પ્રમાણે ઉમેરો કરવો.

"સિવાય કે જો કોઇ ઍસોસિએશન સભાસદ તરીકે દાખલ થાય તો તેને વાર્ષિક ફી. રૂ ૧૦૦) ની આપવી પડશે."

શેઠ દેવીદાસ માધવજી ઠાકરસીએ આ દરખાસ્તને ટેકો આપ્યો અને શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસે પણ કેટલું વિવેચન કરી ટેકો આપ્યો.

શેઠ વલ્લભનારાયણ જયનારાયણ દાની આ દરખાસ્તની વિરૂદ્ધ બોલ્યા તથા શેઠ જેઠાભાઇ વાલજી તેના ટેકામાં બોલ્યા. શેઠ

ટન ટ્રેઇડ એસોસએશનને આ બાબત પુછી હતી; જેઓએ જણાવ્યું હતું કે અગર જો ખાનદેશનું રૂ સુરત જીલ્લામાં લાવવામાં આવતું હોય તોપણ તે દગો કરવાના ઈરાદાથી તો લાવવામાં આવતુંજ નથીજ; કારણ સુરત અને અમદાવાદની મીલો માટે એવા હલકા રૂની જરૂર પડે છે. છતાં પણ સરકાર એ સંબંધી કંઇ પગલાં લેવા માંગતા હોય તો તે, વધાવી લેવા તેઓ તૈયાર થશે.

**રસીયન ઈમ્પોર્ટ ટેરીફ.**

૨ તથા સુતરાઉ માલોપર રસીયામાં આયાતી જકાતના નવા દર ઠેરાવવામાં આવ્યા તે સંબંધી ચેમ્બરને કંઇ કહેવાનુ છે કે કેમ એ મુજબ નામદાર હિંદ સરકાર તરફથી પુછાવવામાં આવ્યું હતું. જે વિષે ના લખવામાં આવી હતી.

**એનીલાઈન સોલ્ટની જકાતની આંકણી.**

કમિટીએ નામદાર હિંદ સરકારને એવી સુચના કરી હતી કે જે જે રસાયણો તથા બીજા માલો સ્થાનિક કારખાનાવાળાઓ તરફથી પોતાનાં કારખાનામાં વાપરવા માટે આયાત કરવામાં આવે અને જેની આવક ઓછી થઇ જવાથી જેના સ્થાનિક ભાવ ઘણા ચઢી ગયલા હોય તેવા માલોપર જકાત લેવા માટે તેની કિંમતની આંકણીમાં કલેકટરની મુનસફી પ્રમાણે કંઇક છુટ આપવા યોગ્ય લાગે તો આપવા સત્તા આપવી જોઇએ. જેના જવાબમાં નામદાર સરકારે જણાવ્યું હતું કે બે કારણોને લીધે તેઓ એ સુચના માન્ય કરી શકતા નથી.

૧. જોકે એથી મહેસુલમાં ગંભીર ધોકો ન લાગે તોપણ બીજા ઉદ્યોગોના સંબંધમાં પણ એ છુટ વધારવા માટે અરજી કરવામાં આવે તે અટકાવવું મુશ્કેલ થઇ પડે.

૨. સી કસ્ટમ્સ એક્ટની ૩૦ મી કલમમાં જે મુદ્દો જણાવવામાં આવ્યો છે કે "માલની જથ્થાબંધ રોકડ કિંમત તેની ખરી કિંમત સમજવી" એ મુદ્દાથી આ સુચના તદન વિરૂદ્ધ છે.

### ધી બોમ્બે નેટીવ પીસગુડસ મર્ચન્ટસ એસોસિએશન.

કાપડના નુર બાબે આરબીટ્રેટરોએ આપેલો ચુકાદો.

મુંબઇના કાપડના દેશી વ્હેપારીઓની એસોસિએશન અને કોન્ફરન્સ લાઇનર્સ વચ્ચે નુરમાં પચીસ ટકા વળતરના સંબંધમાં જે તકરાર આજ કેટલોક વખત થયાં ચાલી હતી તે બાબે ચુકાદો લાવવા બે આરબીટ્રેટરો નીમવામાં આવ્યા હતા તેમણે નીચે મુજબનો ચુકાદો આપ્યો છે.

૧) સને ૧૯૦૮ ની ૪ થી ડીસેમ્બરને દિનના કોન્ટ્રેકટનો રૂએ, ૨૫ ટકાનો વધારો યા જે વધારે સ્ટીમરના માલિકો માંગે છે તે માંગવાનો તેમને હક નથી તથા વ્હેપારીઓ તે આપવા બંધાયલા નથી. આ વધારો નહિં આપવામાં આવે ત્યાં સુધી માલ લેવાની 'ના પાડવાનો તેમને હક નથી. તા ૧૦ મી જુન ૧૯૧૫ ને દિને થયલા કરારનામામાંના બીજા બે સવાલોનો નિર્ણય કરવાની જરૂર નથી.

૨) તા૦ ૪ થી ડીસેમ્બર ૧૯૦૮ ના કરારથી નકકી કરેલા નુરના કરતાં જે જે વધારે નુર લેવામા આવ્યું હોય તે, જે દિવસે તે આપવામાં આવ્યું હોય ત્યારથી તે પાછું વાળવામાં આવે ત્યાં સુધીના વખતના વાર્ષિક ૬ ટકા લેખેના વ્યાજ સાથે પાછું આપવું.

૩) સ્ટીમરવાળાઓ પોતાનો ખર્ચ ભોગવે એટલુંજ નહિં પણ વ્હેપારીઓને થયલો ખર્ચ તથા હમારી લવાદીની ફી રૂ. ૨૦૦૦) પણ આપવી. વ્હેપારીઓ ,તરફથી ત અપાઇ હોય તો સ્ટીમરવાળાઓએ તે તેમને પાછી વાળવી.

---

# COMMERCIAL NOTES.

# વેપારી ખબરો.

## આખી દુનિયામાં સૌથી મોટું ટાઇપરાઇટર યંત્ર.

અન્ડરવુડ ટાઇપ રાઇટર કું. તરફથી જાહેરખબર ફેલાવવા માટે હેરત ઉપજાવે એવું એક ઘણુંજ મોટું ટાઇપરાઇટર મશીન બનાવવામાં આવ્યું છે. આ મશીન સાધારણ બીજા મશીનો બનાવવામાં આવે તે મુજબ સ્ટીલ રબર વિગેરેથી બનાવવામાં આવ્યું છે. પણ સાધારણ મશીનો કરતાં ૧૭૨૮ ગણું મોટું છે અને એની કિમત ૩૦૦,૦૦૦ રૂપીઆ આંકવામાં આવી છે. સાધારણ મશીનો માફક આ મશીનથી અક્ષર તથા આંકડા લખી શકાય છે. ટુંકમાં સાધારણ મશીન જે કામ કરે છે તેવીજ રીતે પણ તેના કરતા ઘણાજ મોટા પાયા પર આ મશીનથી કામ થાય છે. આ મશીન બનાવવામાં આખા બે વર્ષ લાગ્યાં હતાં હાલજ પુરૂં થયુ છે. એ ૧૫ ફીટ ઉંચુ અને ૨૪ ફીટ લાંબુ છે એના ટાઇપનો દરેક સળીઓ પર ઇંચ લાંબો અને લગભગ ૩૦ રતલ વજનનો છે. ફકત એનાં સેગમેન્ટની કિંમત ૬૦૦૦ રૂપિઆ આંકવામાં આવી છે. એનું પ્લેટર્ન ૯ ફીટ, ૬ ઇંચ લાંબુ છે અને તેની મધ્યરેષા ૨૧ ઇન્ચ લાંબી અને વજન ૧૨૦૦ રતલનું છે અને પ્લેટર્ન સાથે ૩૫૦૦ રતલ જેટલું વજન થાય છે. કી કેપ યાને જે ચાવીઓને આંગળી વતી દબાવવામાં આવે છે તે ચાવીઓની મધ્યરેષા ૭ ઇન્ચ જેટલી છે અને ટાઇપના અક્ષરો ૬ ઇન્ચ મોટા છે.

આ મશીન કદમાં આટલું મોટું હોવાથી સાધારણ મશીનો માફક વાપરી શકાતું નથી. તેથી એક નાનું મશીન થોડાક ફીટ દુર મુકી તેની સાથે વીજળીક જોડાણો કરી નાનું મશીન ચલાવવામાં આવે છે. નાના મશીન પર કુંચી દાબવામાં આવતાં મોટા મશીન પરની તેને લગતી કુંચી દબાય છે અને તે પ્રમાણે મોટા મશીન પર મોટા ટાઇપ છપાય છે. આજ પ્રમાણે સ્પેઇસ છોડવા, લાઇન પુરી થયે બીજી નવી લાઇન શરૂ કરવાનું તથા શીફટીંગ વિગેરે તમામ કાર્ય નાના મશીન પરજ કરવામાં આવે છે અને તેજ મુજબ મોટા મશીન પર તેની અસર થાય છે.

---

**૧૯૧૪-૧૫ના આખી દુનિયાના રૂના પાકનો અડસટ્ટો.**

નૅટીન્ગહામની યુનીવર્સીટી કૉલેજના અર્થશાસ્ત્રના પ્રોફેસર મી. ટૉડ સને ૧૯૧૪-૧૫ ના સાલના આખી દુનિયાના રૂના પાકનો અડસટ્ટો ૨,૯૪,૦૦,૦૦૦ ગાંસડીનો કરે છે ચીનનો પાક આ વર્ષનો કુલ ૪૦,૦૦,૦૦૦ ગાંસડીનો થશે એમ મી. ટૉડ ધારે છે. ચીનનો આ વર્ષનો પાક બધાં વર્ષોમાં મોટામાં મોટો છે.

## અમેરીકાની મોટી મોટી રેલ્વે કું'ઓના પ્રમુખો, તેમની શરૂઆતની સાધારણ સ્થિતિ.

અમેરીકાની જુદી જુદી રેલ્વે કું. ઓના ડીરેકટરની બોર્ડના પ્રમુખો શરૂઆતની કેવી સાધારણ સ્થિતિમાંથી આટલી ઉંચી સ્થિતિ પર ચઢી શકયા છે તે સંબંધીનો ટુંક ખ્યાલ આપતાં એક અમેરીકન પત્ર લખે છે કે ત્યાંની ૨૦ રેલ્વે લાઇનોના હાલના પ્રમુખોમાં ફકત ૩ પ્રમુખો દશ વર્ષથી ઉપરના જુના એ જગ્યાપર છે. આગળ એક વખત એવો હતો કે રેલ્વેના પ્રમુખો બધા કરોડાધિપતીઓ હતા. અત્યારે ફકત ત્રણ ગૃહસ્થ સિવાય બધાઓ પોતાના પુરૂષાર્થથી હલકી સ્થિતિમાંથી આવી ઉંચી પદવીએ પહોંચ્યા છે

મી૦ રીપલી એ એક સાધારણ કારકુન તરીકે જીંદગી શરૂ કરી હતી. મી૦ અન્ડર વુડ ફકત બ્રેકમન હતા. મી૦ વીલાર્ડ એક ફાયરમેન; મી૦ ઇલીયટ એક રોડમેન જ્યારે મી૦ મારખમે ફકત એક મજુર તરીકે જીંદગીની શરૂઆત કરી હતી. મી૦ બુશે રેલ્વે લાઇન સાથ સંબંધ ફકત એક રોડમેન, તરીકે જોડયો હતો પેન્સીલવેનીયાના મી૦ રી ઇજનેરી ખાતામાં નોકર હતા "સેન્ટ પોલ" ના પ્રેસીડન્ટ મી૦ ઇઅરલીન્ગ તાર આફીસમાં એક સીગનલર હતા.

ન્યુયોર્ક સેન્ટ્રલના મી૦ સ્મીથ; નોર્ધર્ન પૅસીફીકના મી૦ હેનાફર્ડ; યુનીયન પૅસીફીકના મી૦ મોહલર; સધર્ન પૅસીફીકના મી૦ સ્પ્રુલ; નૉર્થવેસ્ટર્નના મી૦ ગાર્ડનર; લેહી વૅલીના મી૦ થાંમસ અને 'રૉક આયલૅન્ડ'' ના મી૦ મજ વિગેરે બધાએ બહુજ હલકી સ્થિતિમાંથી પોતાની જીંદગીની શરૂઆત કરી હતી.

---

**બંગાળ ઇલાકામાં ઉભી થયેલી ૭ મોટી જોઇન્ટ સ્ટૉક કંપનીઓ.**

ગયા બે માસમાં એકંદરે ૪૩'૫ લાખ રૂપીઆની મંજુર થયેલી થાપણની ૭ કંપનીઓ નીચેની વિગતની રજીસ્ટર થઇ હતી. છાપવા, પ્રસિદ્ધ કરવા તથા સ્ટેશનરી બનાવવા માટે ૨ કંપનીઓ, વ્યાપારાર્થે ૨ કંપનીઓ. કોલસાની ખાણ માટે ૨ કંપનીઓ, જમીન તથા બાંધકામ માટે ૧ કંપની.

---

**ઇન્ગલૅંડમાં ખોરાકી માલની પેદાશ વધારવા માટે પગલાં લેવા વિચાર કરવા માટે નિમાયેલી કમિટી.**

ઇન્ગલૅંડમાં ખોરાકી માલની પેદાશ કેવી રીતે વધારી શકાય અને તે માટે કેવાં પગલાં લઇ શકાય અને લેવાં જોઇએ તે બાબત વિચાર કરવા માટે લૉર્ડ મીલનરના પ્રમુખપદ હેઠળ એક કમિટી નીમવામાં આવી છે.

---

**બેહરેઇન ટાપુઓની સને૧૯૧૩-૧૪ ના માલના વ્યાપારના સંબંધમાં કૉન્સલ તરફથી બહાર પાડેલો રિપોર્ટ. એના પરદેશી વ્યાપારમાં હિંદનો મોટો ભાગ.**

નગદી રોકડ અને મોતી સિવાય (ભક્ષ કરવાના જનાવરો અને લાકડાં વિગેરે સિવાય કે જે માલો માટે મુખ્ય આજુબાજુના દેશો સાથેજ સંબંધ છે તે સિવાય) બેહરેઇન ટાપુઓમાં મુખ્ય આયાત નીચેના માલોની નીચેના કોઠા પ્રમાણેની વિગતની થઇ હતી.

| માલો. | સને ૧૯૧૫-૧૬ માંતેની આયાત પૌંડ. | આયાત થયેલા ટકા. હિંદમાંથી. | બીજા દેશોમાંથી |
|---|---|---|---|
| ચોખા | ૩૪૬,૮૦૧ | ૯૯.૯ | ૦.૧ |
| કાપડ | ૧૨૬,૬૦૧ | ૯૪.૧ | ૫.૯ |
| ઘી | ૫૭,૮૦૩ | ૧૭.૪ | ૮૨.૬ |
| કૉફી | ૫૫,૧૩૮ | ૭૯.૬ | ૨૦.૪ |
| ખાંડ | ૪૩,૮૩૩ | ૨૬.૮ | ૭૩.૨ |
| ચાહ | ૩૦,૪૫૭ | ૯૮.૯ | ૧.૧ |
| તંબાકુ | ૧૭,૬૫૩ | ૭.૪ | ૯૨.૬ |
| તેજાનો | ૯,૮૮૫ | ૯૭.૮ | ૨.૨ |

ઉપરના કોઠા પરથી જણાશે કે બેહરેઇનને જરૂરી તમામ માલો પુરા પાડવામાં આપણો દેશ પહેલે નંબરે આવે છે. બેહરેઇનમાં જરૂરી એવા માલોમાં કાપડ અને ખાંડ સિવાય બીજો માલ યુનાઇટેડ કીન્ગડમમાં જતો નથી. ઉપલા બે માલોમાંથી બેહરેઇનમાં આયાત થતું હિંદમાંનું કાપડ મુળ યુનાઇટેડ કીન્ગડમમાંથી હિંદમાં આયાત થયલું ત્યાં નિકાશ થાય છે; પણ યુનાઇટેડ કીન્ગડમની ખાંડની કિંમત સ્હેજ સ્હાજ વધારે હોવાથી યુરોપખંડની બીટ ખાંડ સાથ બ્રિટીશ બનાવટની ખાંડ હરીફાઈમાં સફળ નીવડી શકતી નથી.

---

## GOVERNMENT COFFEE AUCTION.

## સરકારી કાફીનું લીલામ.

સરકારી કાફીના પાકમાંથી ૨૭૩૮૦ પીકલ કૉફીનું લીલામ બૅટેવીયા ખાતે તા. ૧૫ મી સપ્ટેમ્બર, ૧૩ મી અકટોબર, તથા ૧૭ મી નવેમ્બરને દિને હૅન્ડેલસ્વીરીનીનીગના ઓરડામાં થનારછે. એ લીલામને લગતી થોડીક હકીકત નીચે મુજબ છે.

( એક પીકલનુ વજન ૧૩૬ અંગ્રેજી રતલ જેટલું ગણાશે. )

## જુદી જુદી જાતનો વેચવા ધારેલો માલ.

| | ૧૫ મી સપ્ટેમ્બરે | ૧૩ મી અકટોબરે | ૧૭ મી નવેમ્બરે |
|---|---|---|---|
| | પીકલ. | પીકલ. | પીકલ. |
| પ્રીઍન્ગર પ્રેપરેશન | ૧,૨૦૦ | ૬૦૦ | ૬૦૦ |
| પ્રીએન્ગર સાધારણ પ્રેપરેશન | ૬૦૦ | ૨૦૦ | ૨૦૦ |
| ટીગલ જાવા | ૧,૧૦૦ | ૬૦૦ | ૬૦૦ |
| મલાન્ગ જાવા | ૨,૬૫૦ | ૨,૫૦૦ | ૩,૭૫૦ |
| ,, ,, | ......... | ૧,૩૦૦ | ......... |
| પ્રોબોલીન્ગો | ૧,૦૦૦ | ૧,૦૦૦ | ૨,૦૦૦ |
| ,, | ......... | ૧,૦૦૦ | ......... |
| પ્રીએન્ગર રોબસ્ટા | ૩૦૦ | ......... | ૪૦૦ |
| ટીગલ | ૯૮૦ | ૫૦૦ | ૫૦૦ |
| પૅસીરીયન | ૧,૫૦૦ | ૫૦૦ | ૧,૦૦૦ |
| ,, | ......... | ૮૦૦ | ......... |
| કુલ | ૯,૩૩૦ | ૯,૦૦૦ | ૯,૦૫૦ |

આ સંબંધી વિશેષ માહિતી આ ચેમ્બરની ઑફીસમાંથી મળી શકશે.

---

# COMMERCIAL INTELLIGENCE & STATISTICS.

# વેપારી બાતમીઓ અને આંકડાઓ.

## TARIFF VALUATION OF SUGAR.

## ખાંડની જગાત વખતે આંકેલી કીંમત

ઇ. સ. ૧૯૧૧ ની સાલના કસ્ટમ સરક્યુલર નંબર ૫ મા માં બતાવેલી રૂઢી પ્રમાણે ઇ. સ. ૧૯૧૬ માં ખાંડ ઉપર કેટલી જગાત થશે તે અંદાજ કાઢવો સહેલો થઇ પડે તેવા હેતુથી આ કોષ્ટક તૈયાર કરવામાં આવ્યું છે. તેમાં પ્રથમ મે માસ દરમ્યાન કેટલી આયાત થઇ પડી હતી તે તથા કસ્ટમ હાઉસના રીટર્ન પ્રમાણે તેની એક હંડ્રવેટની સરેરાશ શી કીંમત હતી તે આપવામાં આવ્યું છે, અને બીજા કોલમમાં વરશની શરૂઆતથી આજ સુધી થયેલી કુલ આયાત તથા તેટલા વખત દરમ્યાન તેની સરેરાશ કીંમત શી રહી છે તે પણ આપેલું છે.

| ખાંડની જાત | ઇ. સ. ૧૯૧૫ ના મે માસમાં થયેલી આયાત. | | ૧૯૧૪ અકટોબરથી મે ૧૯૧૫ સુધીમાં થયેલી આયાત. | |
|---|---|---|---|---|
| | જથ્થો. હંડ્રવેટ | દર હંડ્રવેટની સરેરાશ કીંમત. રૂ. આ. | જથ્થો. હંડ્રવેટ | દર હંડ્રવેટની સરેરાશ કીંમત. રૂ. આ. |
| ખાંડ ગાંગડીવાળી બીટ જાતની | ......... | ......... | ૬૮ | ૧૦—૮ |
| ,, ,, સુંવાળી ચીનમાં સુધારેલી | ૧૮૭૮૭ | ૧૬—૮ | ૮૭૨૦૭ | ૧૫—૮ |
| ,, ,, જાપાનમાંથી | ૨૫,૬૪૧ | ૧૭—૦ | ૪૦,૦૩૯ | ૧૬—૪ |
| ,, ,, સુંવાળી ઈજીપ્ટમાંથી | ૧૧,૩૪૭ | ૧૬—૪ | ૧૦૬,૦૦૫ | ૧૫—૮ |
| ,, ,, જાવાની ૨૩ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉપરની | ૫૪,૪૭૨ | ૧૬—૮ | ૨૪,૧૩,૯૯૪ | ૧૩—૧૨ |
| ,, ,, જાવાની ૧૬ થી ૨૨ ડચ સ્ટેન્ડર્ડની | ૪૧,૭૭૪ | ૧૩-૧૨ | ૧૫,૬૪,૯૬૧ | ૧૨—૪ |
| ,, ,, જાવાની ૧૫ ડચ સ્ટેન્ડર્ડની અને હલકી | ...... | ...... | ૬૪,૯૯૭ | ૧૦—૪ |
| ,, મોરીસીયસની ૧૬ ડચ સ્ટેન્ડર્ડ ની તથા ઉંચી સારી ... | ૮૨,૫૫૬ | ૧૫-૧૨ | ૮૪૬,૭૭૦ | ૧૫—૦ |

# NEW PATENTS.

## નવાં પેટંટો.

કલકત્તાની પેટંટ ઑફીસમાં નવી શોધો માટે પેટંટો મેળવવા સને ૧૯૧૫ ના મે અને જુન માસમાં નીચે મુજબ અરજીઓ કરવામાં આવી હતી.

| અરજી કરનારનું નામ. | શા માટે. |
|---|---|
| મીસીસ ઇ. એલ. ફ્રેરેટ. | સેરવા વગેરે માટેની બરણીઓમાં સુધારો કરવા માટે |
| ઇ. બી. ક્રીલેન. | ગાડીઓમાં એકાએક આચકો લાગે તે સમાવી દેવાની યોજનામાં સુધારો. |
| એચ. પીલીંગ. | પીસ્ટન ઇન્જીનોમાં સુધારો. |
| જે. ઇ. હાઉ. | ગ્રેમોફોન તથા બીજી રેકર્ડોના બારીમાં યા બીજી જગ્યાએ જાહેર દેખાવ કરવા માટેની ગોઠવણી. |
| સી ટી. ગ્રેનોન. | ખાવાના તથા બીજા પદાર્થો થંડા યા ગરમ રાખવા માટેનાં કેસ. |
| આર. જે. આલકૉક. | ટીનનાં ડબ્બાઓને તાળું દેવામાં સુધારો |
| બી. પી. રેડફર્ડ. | રેલ્વેના ડબ્બાઓ તથા બીજી ગાડીઓનાં બારણાં બંધ કરવાના સાધનોમાં સુધારો. |
| એ. એ. ભીંસે. | નળ યા ઝાડ પર ઉંદર, ખીસખોલી કીડી વગેરેને ચઢતાં અટકાવવાને માટે લગાડવાનો પટો. |
| સુમેરોંય લીમીટેડ. | ક્રીકેટ બૅટ વિગેરેનાં હેન્ડલના સંબંધમાં સુધારો. |
| એ. ઇ. બી. સ્મીથ | ફોટોગ્રાફ તથા પીકચર કાર્ડો વિગેરેને માઉન્ટ તથા ફ્રેઈમ કરવાના સંબંધમાં સુધારો. |
| ડનલૉપ રબર કું. લીમીટેડ. | ટાયરનાં કવરની બનાવટમાં સુધારો કરવા માટે. |

# IMPORTS OF SUGAR.

## પરદેશી ખાંડની આયાત.

ઇ. સ. ૧૯૧૫ ના મે માસમાં હિંદુસ્તાનમાં નીચે પ્રમાણે ખાંડની આયાત થઇ હતી.

| જે દેશોમાંથી આયાત થઇ હોય તેનું નામ. | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|
| | હંડ્રવેટ. | હંડ્રવેટ. |
| યુનાઇટેડ કીન્ગડમ ... ... ... | ૮૪૫ | ૬૭૭ |
| જર્મની ... ... ... | ૪૮ | ...... |
| હૉલાંડ ... ... ... | ...... | ...... |
| બેલજીયમ ... ... ... | ...... | ...... |
| ફ્રાન્સ ... ... ... | ૮૦ | ...... |
| ઑસ્ટ્રીયા હંગરી ... ... ... | ૧,૮૮,૯૦૯ | ...... |
| સ્ટેટ્સ સેટલમેન્ટસ. ... ... ... | ૬,૮૯૬ | ૩,૬૦૨ |
| જાવા ... ... ... | ૧,૮૧,૯૮૪ | ૯૩,૪૪૧ |
| ચીન ... ... ... | ૨,૧૪૭ | ૧૯,૫૫૬ |
| જાપાન ... ... ... | ...... | ૨૫,૬૪૧ |
| ઇજીપ્ત ... ... ... | ...... | ૧૧,૩૪૭ |
| મોરીશિયસ ... ... ... | ૫,૨૫,૧૫૮ | ૮૨,૯૬૯ |
| વેસ્ટ ઇન્ડીઝ ... ... ... | ...... | ...... |
| સાઉથ અમેરિકા ... ... ... | ...... | ...... |
| ઓસ્ટ્રેલીયા ... ... | ...... | ૭૩ |
| બીજા દેશો ... ... . | ૨૦ | ...... |
| કુલ- | ૯,૦૬,૦૮૭ | ૨,૩૭,૩૦૬ |

બ્રિટીશ હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમા નીચે પ્રમાણે ખાંડની આયાત થઇ હતી.

| નામ | બીટની ખાંડ | | શેરડીની ખાંડ. | | ટોટલ | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૪ હંડ્રવેટ. | ૧૯૧૫ હંડ્રવેટ | ૧૯૧૪ હંડ્રવેટ. | ૧૯૧૫ હંડ્રવેટ. | ૧૯૧૪ હંડ્રવેટ. | ૧૯૧૫ હંડ્રવેટ. |
| બંગાળા | ૨૨,૨૮૬ | . | ૩,૪૫,૩૧૭ | ૮,૬૦,૯૩ | ૩,૬૭,૬૦૩ | ૮૬,૦૯૩ |
| મુંબઇ | ૧૦,૭૭૨ | | ૨,૩૭,૫૪૪ | ૧,૧૦,૩૮૦ | ૨,૪૮,૩૧૬ | ૧,૧૦,૩૮૦ |
| સિંધ | ૧,૩૭,૯૫૦ | ... | ૧,૦૩,૪૩૭ | ૫,૭૭૩ | ૨,૪૧,૩૮૭ | ૫,૭૭૩ |
| મદ્રાસ | ૧૭,૪૦૩ | .. | ૨૩,૩૬૦ | ૨૮,૩૧૪ | ૪૦,૭૬૩ | ૨૮,૩૧૪ |
| બર્મા | ૧,૦૪૮ | . | ૬,૬૪૦ | ૬,૭૪૬ | ૭,૯૮૮ | ૬,૭૪૬ |
| કુલ . | ૧૮૯,૪૫૯ | ... | ૭,૧૬,૬૨૮ | ૨,૩૭,૩૦૬ | ૯,૦૬,૦૮૭ | ૨,૩૭,૩૦૬ |

ધી બોમ્બે ટાઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

# SPINNING & WEAVING RETURNS.
## સુતર અને સુતરાઉ કાપડના આકડાઓ.

ઇ. સ. ૧૯૧૫ ના એપ્રીલ માસમા હિંદુસ્તાનની મીલોમાં નીચે પ્રમાણે સુતર તથા સુતરાઉ કાપડ બનાવવામાં આવ્યાં હતાં.

સુતર (રતલ)

| બ્રિટીશ ઇન્ડીયા | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|
| મુંબઇ | ૪,૧૮,૭૪,૫૬૭ | ૪,૨૦,૭૬,૬૨૨. |
| મદ્રાસ | ૩૪,૧૩,૩૮૧ | ૩૩,૫૮,૪૮૮ |
| બંગાળા | ૨૫,૯૪,૮૫૫ | ૨૭,૨૬,૦૬૬ |
| યુનાઇટેડ પ્રૉવીન્સીઝ | અ. ૪૦,૮૫,૬૫૯ | ૪૧,૧૨,૭૬૪ |
| | ક. ૩૩૩,૨૫૯ | |
| પંજાબ | ખ. ૪,૦૧,૯૦૩ | ૬,૯૮,૯૫૧ |
| | ગ ૨૬૦,૦૨૭ | |
| મધ્યપ્રાંતો તથા બિરાર | ૨૯,૪૦,૪૩૯ | ૩૦,૬૯,૨૯૮ |
| બ્રિટીશ ઇંડીયામાં કુલ | ૫,૫૬,૦૭,૮૫૨ | ૫,૬૩,૧૫,૨૦૧ |
| દેશી રાજ્યો | ૩૩,૪૮,૯૯૨ | ૩૧,૫૬,૮૪૩ |
| કુલ .. | ૫,૮૯,૫૬,૮૪૪ | ૫,૯૪,૭૨,૦૪૪ |

કાપડ

| બ્રિટીશ ઇન્ડીયા | | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|---|
| મુંબઇ | રતલ | ૨,૦૨,૦૬,૩૯૯ | ૨,૪૩,૨૯,૧૫૨ |
| | વાર | ૮,૬૬,૮૦,૪૭૦ | ૧૦,૧૩,૭૬,૭૩૬ |
| મદ્રાસ | રતલ | ૭,૬૯,૦૫૯ | ૮,૭૨,૦૧૩ |
| | વાર | ૨૭,૦૪,૫૧૬ | ૨૬,૭૨,૩૪૦ |
| બંગાળ | રતલ | ૨,૩૮,૨૦૦ | ૧,૫૮,૨૮૩ |
| | વાર | ૧૨,૯૩,૦૬૬ | ૮,૪૫,૪૯૨ |
| યુનાઇટેડ પ્રૉવીન્સીઝ | રતલ | અ. ૮,૫૮,૪૪૪ | અ. ૮,૭૨,૧૫૯ |
| | વાર | અ. ૩૨,૪૬,૪૫૪ | અ. ૨૯,૭૩,૪૦૨ |
| પંજાબ | રતલ | ક. ૬૬,૩૦,૧૫૨ | ૩૪,૩૯૪ |
| | વાર | ૮૧,૯૧૭ | ૧,૬૩,૭૯૨ |
| મધ્ય પ્રાંતો અને બિરાર | રતલ | ૧૦,૮૦,૬૮૦ | ૧૧,૮૨,૭૫૨ |
| | વાર | ૪૨,૨૯,૭૫૬ | ૪૫,૬૯,૪૮૮ |
| અજમેર મેવાડ | રતલ | ઠ | ૯૪,૪૨૫ |
| | વાર | | ૫૦૭,૨૦૩ |
| દીલ્હી | રતલ | ગ | ૨૪,૦૬ |
| | વાર | | ૫૧;૬૫ |
| બ્રિટીશ હિંદુસ્તાનમાં કુલ | રતલ | ૨,૩૧,૮૨,૯૩૪ | ૨,૭૫,૪૫,૫૮૪ |
| | વાર | ૯,૮૨,૩૬,૧૭૬ | ૧૧,૩૧,૧૩,૬૧૮ |
| દેશી રાજ્યો | રતલ | ૧૭,૧૮,૭૦૨ | ૧૬,૧૭,૪૮૭ |
| | વાર | ૬૯,૭૫,૦૦૯ | ૬૩,૪૬,૨૪૪ |
| એકંદર ટોટલ | રતલ | ૨,૪૯,૬૧,૬૩૬ | ૨,૯૧,૬૩,૦૭૧ |
| | વાર | ૧૦,૫૨,૧૧,૧૮૮ | ૧૧,૯૪,૫૯,૮૬૨ |

## IMPORTS OF COTTON YARN.

## સુતરની આયાત.

ઇ. સ. ૧૯૧૫ ના મે મહિનામાં બ્રિટીશ હિંદુસ્તાનમાં પરદેશથી નંબર ૩૧ તથા તેથી ઉંચા નંબરનું સુતર નીચે પ્રમાણે આયાત થયું હતુ.

| જાત અને નબર. | બ ગાળા. | મુંબાઇ. | સિધ. | મદ્રાસ. | બર્મા. | ટોટલ. |
|---|---|---|---|---|---|---|
| ગ્રુલઍન્ડ વૉટર | પાઉન્ડઝ. | પાઉન્ડઝ | પાઉન્ડઝ | પાઉન્ડઝ. | પાઉન્ડઝ | પાઉન્ડઝ. |
| નં. ૩૧ થી ૪૦ | ૩૨૬,૯૧૭ | ૬૪૪,૯૯૭ | ૭૮,૭૨૪ | ૨૩૧,૫૦૦ | ૪૦૦૦ | ૧૨,૮૬,૧૩૮ |
| નં. ૪૧ થી૫૦. | ૪૬૦૨૨ | ૧૧૪,૨૪૯ | ...... | ૮૧,૦૦૦ | ...... | ૨૪૧,૨૭૧ |
| નં.૫૦ થી ઉપર | ૧૦૨,૪૮૦ | ૧૧૩,૦૨૮ | ...... | ૮૪,૦૦૦ | ...... | ૨૯૯,૫૦૮ |
| ઑરેન્જ, રેડ અને બીજા રંગોવાળું | | | | | | |
| નં. ૩૧ થી ૪૦. | ૭૫૪,૮૯૬ | ૨૧૧,૩૦૯ | ૧૬૬,૮૫૩ | ૪૦૪,૮૬૬ | ૩૫,૪૦૦ | ૧૫,૭૩,૩૨૮ |
| નં. ૪૧ થી ૫૦ | ૧૦૦૦ | ...... | ...... | ...... | ૬૪૦૦ | ૭૪૦૦ |
| નં. ૫૦થી ઉપર | ૧૧,૨૭૦ | . ... | ...... | ૪૭,૩૦૦ | ૨૭૫૦ | ૬૧,૩૨૦ |
| ટોટલ | ૧૨,૪૨,૫૮૫ | ૧૦,૮૩,૫૮૩ | ૨૪૫,૫૮૧ | ૮૪૮,૬૬૬ | ૪૮,૫૫૦ | ૩૪,૬૮,૯૬૫ |

## COMPARATIVE STATEMENT OF TRAFFIC AT THE PORT TRUST WAREHOUSES FOR THE MONTH OF JUNE 1915.

## ઇ. સ. ૧૯૧૫ ના જુન માસ માટે પોર્ટટ્રસ્ટની વેરહાઉસીઝમાંના વેપારને લગતા સરખામણી કરનારા આંકડા.

| માલની જાત | ૧૯૧૫ ના તા. ૩૧ મી મે ને દિને સ્ટૉક | ૧૯૧૫ ના જુન માં થયેલી ડીલીવરી | ૧૯૧૫ ના જુનની ૩૦ મી તારીખે સ્ટૉક. | ૧૯૧૪ ની ૩૦મી જુન ને દિને સ્ટૉક. |
|---|---|---|---|---|
| રૂના કાપડની ગાંસડી | ૪૯,૨૦૦ | ૫૫૯૬ | ૪૮,૮૪૪ | ૪૯,૪૧૮ |
| „ „ પેટી | ૬૮,૨૪૨ | ૧૨,૬૫૨ | ૬૨,૯૭૫ | ૮૩,૮૦૭ |
| રેશમ તથા ઉનની પીસગુડઝ ગાંસડી | ૯૧૦ | ૧૨૨ | ૮૪૮ | ૯૨૫ |
| રેશમ તથા ઉનની પેટી | ૨૧૫૦ | ૧૬૯૨ | ૨૦૪૫ | ૨૫૯૮ |
| ટવીસ્ટ અને યાર્ન (સુતરાઉના) પેકેજીઝ | ૭૯૪૮ | ૪૬૫૦ | ૭૯૩૩ | ૯૮૮૧ |
| „ રેશમ તથા ઉનના પેકેજીઝ | ૨૩૦૮ | ૫૬૨ | ૨૩૭૬ | ૧૬૯૪ |
| ટોટલ | ૧,૩૦,૭૫૮ | ૨૫,૨૭૪ | ૧,૨૫,૦૨૧ | ૧,૪૭,૩૨૩ |
| ત્રાંબાના ટન | ૪૦૦૫ | ૩૨૪ | ૩૯૮૩ | ૪૬૧૦ |
| પીતળના ટન | ૨૨૧૧ | ૩૨૫ | ૨૦૨૫ | ૩૭૬૮ |
| ટોટલ | ૬૨૧૬ | ૬૪૯ | ૬૦૦૮ | ૮૩૭૮ |

ધી બોમ્બે ટાઇમ્સ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

# મુંબઇના પ્રદર્શનમાં સોનાનો ચાંદ મેળવનારા ઝવેરીઓ.

અમોને અમારા સોનાના દાગીનાના સુંદર અને વીલાયતી જેવા સફાઇદાર કામ માટે છેલ્લાં પ્રદર્શનમાં સોનાનો ચાંદ આંપવામાં આવ્યો છે.



## મોહનલાલ એન્ડ કાનજી

ઝવેરીઓ

દરેક જાતના સોના, ચાંદી, અને ઝવેરાતના Up-to-date દાગીના ગંજાવર જથ્થામાં તૈયાર મળશે.

ટેલીફોન નં. ૧૭૯૫.

૧૯૭,–૨૦૧ શેકમેમન સ્ટ્રીટ—મુંબઇ.

---



પ્રસન્નનું

## કેશમણી તેલ.

માથાના વાળનું પ્રતિદાન કરે છે.

દરેક તેલોમાં કેશમણી તેલ શ્રેષ્ટ છે. શુદ્ધ વનસ્પતિમાંથી બનાવેલું અને ઉમદા અત્તરોથી સુગંધી કરેલું છે. વાળને નરમ રેશમ જેવા બનાવી કુદરતી ખુબસુરતી બક્ષે છે. માથાનો ખોડો સાફ કરી તાલ પડવાનું સબળ કારણ દુર કરે છે. વાળને મજબુત બનાવી ખરતા અટકાવે છે.

કીંમત . એક બાટલીના રૂ. ૧–૦–૦ પોસ્ટેજ જુદું.
" ત્રણ બાટલીના રૂ. ૩–૦–૦ પોસ્ટેજ સાથે.

## પ્રસન્નનું ભારતાંજન.

અજમાવી ખાતરી કરો.

હરેક પ્રકારના દુઃખાવા, સંધિવા, રાંઝણ યાને શ્રોણી, શીરોવેદના, વાતરોગ, કટિવસુ તથા સાધાના સોજા વિગેરે એવી જાતના દુઃખ ટાળવાનો રામબાણ ઇલાજ

કીમત ફક્ત છ આના બાટલીના વી. પી. ખર્ચ જુદો.

બનાવનાર–સી. પ્રસન્નની કું.

ઉંચા પરફયુમર—ગીરગામ, મુંબઇ.

# તીજોરીવાળાઓની જુઠી

# સરટીફીકેટો.

થોડા વખત ઉપર ભુલેશ્વરનાં એક ઘરમાં આગ લાગી ઘરમાં પહેલા માળ ઉપર મી૰ મગનલાલ નામે એક માણસ સાબરકાંઠા લૉજ નામે હૉટલ ચલાવતા હતા. એઓ પાસે મુંબઇના મી૰ કનૈયાલાલની બનાવેલી તિજોરી હતી. એઓની જગ્યામાં આગ એટલી થોડી હતી કે રૂનાં ગાદલાં પણ સલામત રહ્યાં હતાં તેમ તીજોરીનું લાકડાનું સ્ટૅંડ પણ જેવુંને તેવું રહ્યું હતું. આટલું છતાં મી૰ મગનલાલે તીજોરી બનાવનારને એવી સરટીફીકેટો લખી આપી હતી કે આખા ઘરમાં સૌમાં સખત આગ મારી જગ્યામાં હતી અને તમારી તીજોરીમાં સર્વ સલામત રહ્યુ હતું

ગોદરેજે ખરી હકીકત બહાર પાડી અને જણાવ્યું કે મી૰ મગનલાલની સરટીફીકેટ જુઠી હતી અને તેઓએ પોતાના ભાઇ માટે એક તીજોરીનો ઓર્ડર ગોદરેજને આપ્યો હતો આ ઉપરથી મી૰ મગનલાલે છપાવ્યું કે ગોદરેજ જુઠું બોલે છે. ગોદરેજે આ ઉપરથી મી૰ મગનલાલને રા. બા. સેતલવડ મેજીસ્ટ્રેટ આગળ ઉભા કર્યા. મેજીસ્ટ્રેટ સામે જુબાની એવી પડી કે મી૰ મગનલાલની જગ્યામાં ગાદલાં સલામત હતાં તેમજ તીજોરીનું સ્ટૅંડ પણ સલામત હતું. આ જોતાં મી૰ મગનલાલ વિચારમાં પડી ગયા અને માફી માગી અને લખી આપ્યું કે મેં જે વાતો છપાવી તે સર્વ જુઠી હતી.

## જાણીતા મોટા મેકરોની તીજોરીઓ લીલામમાં

મુંબઇમાં થોડા વખત ઉપર જુદે જુદે ઠેકાણે આગો થઇ તેમાં જુદા જુદા મેકરોની તીજોરીઓનો કેવો હાલ થયો તે જાણ્યા પછી કેટલાકોએ હજારોની કિંમતની બીજા મેકરોની તીજોરીઓ લીલામમાં મોકલવાનો ઠરાવ કરી ગોદરેજને ની તીજોરીઓના ઓર્ડર આપ્યા છે.

૧ સર સાસુન જે. ડેવીડ પોતાની હજારોની તીજોરીઓ લીલામમાં મોકલવાનું ઠરાવ્યું અને ગોદરેજને મોટા ઓર્ડરો આપ્યા છે.

૨ મેસર્સ બ્રેડબરીની કંપનીએ પણ એ મુજબ કર્યું છે.

## ગોદરેજ એન્ડ બોઇસ મેન્યુફેક્ચરીંગ કુંપની.

કારખાનું:—ગેસ કંપની પાસે, પરેલ, મુંબઇ.

## SEA-BORNE TRADE OF INDIA.

## હિંદુસ્તાનનો દરિયાઈ વેપાર.

ઇ૦ સ૦ ૧૯૧૫ ના મે માસમાં થયેલી આયાત અને નિકાશ નીચે પ્રમાણે હતી.

| ચીજનું નામ. Imports. | આયાત. ૧૯૧૪ માં | ૧૯૧૫ માં |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| જીવતાં જનાવરો ... ... ... | ૧૧૯,૨૫૨ | ૬૩,૦૦૫ |
| દારૂગોળો હથીયાર વિગેરે. ... | ૨૮૦,૨૩૮ | ૩,૪૮,૩૪૨ |
| છાપેલી ચોપડી, નકશા વિગેરે ... | ૪૯૦,૫૩૬ | ૩,૬૭,૧૨૯ |
| બુટ્સ અને શુઝ ... ... ... | ૪૬૧,૨૪૧ | ૨,૫૮,૨૫૪ |
| ઘર બાંધવાનો સામાન ... ... | ૯૩૪,૫૪૧ | ૧૨,૫૧,૩૦૩ |
| મીણબત્તી ... ... ... | ૭૨,૨૪૫ | ૩૯,૨૮૨ |
| રેલ્વે ગાડાં સિવાયની ગાડીઓ ... | ૧૭૩,૦૧૮ | ૬૦,૦૭૩ |
| રસાયણિક પદાર્થો ... ... ... | ૯૨૫,૧૫૮ | ૧૦'૫૫,૬૯૬ |
| ઘડીયાળો ... ... ... | ૨૦૬,૬૧૭ | ૧૬૯,૭૯૬ |
| કોલસા ... ... ... | ૧૪,૪૫,૫૭૭ | ૩,૬૬,૭૨૫ |
| કૉફી ... ... ... ... | ૨૫,૬૨૨ | ૫૮,૯૮૭ |
| કાથો (સીંદરી) ... ... ... | ૧૬,૭૪૨ | ૨,૪૧૮ |
| દોરડાં ... ... ... ... | ૧૨૧,૯૦૦ | ૧૧૬,૭૨૮ |
| કટલરી (કાપકુપ કરવાનાં હથીયાર) ... | ૧૮૨,૧૬૬ | ૮૩,૪૫૩ |
| સાઇકલો ... ... ... | ૨૭૭,૫૫૦ | ૧૪૯,૯૦૪ |
| કપુર ... ... ... | ૬૭,૩૭૧ | ૧૬૦,૫૨૬ |
| બીજી જાતની દવા મળી કુલ ... | ૧૦,૫૬,૮૪૭ | ૯,૪૪,૩૪૯ |
| લુગડાં રંગવાની ચીજો ... ... | ૧૧,૮૪,૭૭૭ | ૪,૪૦,૮૮૮ |
| ફટાકડા ... ... ... | ૫૭,૩૭૯ | ૨૩,૬૪૩ |
| ફરનીચર ... ... ... | ૧૮૨,૭૯૫ | ૧૦૩,૬૦૬ |
| કાચનો સામાન ... ... ... | ૧૪,૦૯,૮૨૪ | ૮૦૨,૨૯૬ |
| ચોખા ... ... ... | ૨,૩૧,૪૪૮ | ૫,૨૩,૨૪૧ |
| ઘઉં ... ... ... | ...... | ...... |
| ઘઉંનો લોટ ... ... ... | ૨૪,૯૧૬ | ૧૭,૨૦૮ |
| હાર્ડવેર .. ... ... | ૩૩,૪૮,૫૪૮ | ૧૫,૫૧,૦૬૭ |
| ધુપ ... ... ... | ૨૦,૩૯૮ | ૧૫,૦૩૯ |
| ચામડાં બિન કેળવાયલાં ... ... | ૧૪૭,૨૪૪ | ૭૩,૬૭૦ |
| ઈલેકટ્રીસીટીને લગતાં હથીઆરો ... | ૧૧,૬૮,૮૧૫ | ૫૭૮,૭૦૬ |
| સંગીત વિગેરેને લગતાં હથીઆરો કુલ. | ૧૩૩,૧૩૧ | ૬૫,૨૨૫ |
| હાથીદાંત ... ... ... | ૩૨૩,૩૨૦ | ૧૨૮,૪૩૬ |
| ઝવેરાત ... ... ... | ૬૯,૧૯૧ | ૩૬,૮૨૮ |

| | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| કેળવાએલાં ચામડાં ... ... | ૨૯૫,૮૪૬ | ૧,૬૩,૮૦૧ |
| દારૂ ... ... ... ... | ૧૭,૭૯,૩૪૮ | ૧૫,૦૫,૧૭૧ |
| મશીનરી અને મીલ સ્ટોર્સ ... ... | ૬૬,૧૨,૬૬૬ | ૪૩,૯૩,૮૨૩ |
| દીવાસળી ... ... ... ... | ૭૨૩,૧૦૬ | ૧૬,૨૧,૬૬૩ |
| પીત્તળ ... ... ... ... | ૧૪૭,૯૭૯ | ૧૨૯,૬૬૯ |
| ત્રાંબું ... ... ... ... | ૪૨,૮૩,૯૯૭ | ૧૪,૭૭,૦૮૯ |
| જર્મન સીલ્વર ... ... ... | ૨,૦૫,૯૩૦ | ૩૭,૦૭૯ |
| લોઢું ... ... ... ... | ૩૪૨,૭૬૦ | ૨૧૩,૬૯૭ |
| લોઢું અને સ્ટીલ ... ... ... | ૧,૧૬,૫૪,૮૯૦ | ૬૩,૯૧,૩૬૮ |
| સ્ટીલ ... ... ... ... | ૨૬,૭૫,૫૦૦ | ૭,૭૩,૮૬૬ |
| સીસું ... ... ... ... | ૨,૪૧,૮૦૨ | ૨,૬૨,૫૨૮ |
| મોટર ગાડીઓ અને સાઇકલો ... | ૯૨૭,૯૫૦ | ૧૦,૦૭,૭૫૪ |
| કેરોસીન તેલ ... ... ... | ૩૫,૦૬,૯૨૨ | ૧૭,૬૭,૧૯૩ |
| અળસીનું તેલ ... ... ... | ૬૦,૮૫૧ | ૮૩,૯૯૮ |
| બીજી જાતનાં તેલો મળી કુલ .. | ૪૭,૪૦,૩૫૪ | ૨૯,૧૭,૨૫૫ |
| રંગ રોગાન વિગેરે ... ... ... | ૬૯૨,૬૬૬ | ૫,૧૬,૧૦૭ |
| કાગળો ... ... ... ... | ૧૪,૦૧,૭૩૭ | ૧૦,૨૪,૯૧૩ |
| રેલ્વે ગાડાંઓ તથા સામાન મળી કુલ | ૧૦૧,૪૦,૭૮૧ | ૪૨,૨૬,૧૭૩ |
| મીઠું ... ... ... .. | ૬,૬૩,૦૯૬ | ૬,૨૮,૪૩૮ |
| સાબુ ... ... ... ... | ૯,૧૦,૩૩૮ | ૮,૧૫,૬૩૮ |
| સોપારી ... ... ... ... | ૧૪,૧૯,૮૨૭ | ૧૦,૦૩,૪૪૬ |
| તેજાનો કુલ ... ... ... | ૧૭,૦૧,૦૧૮ | ૧૩,૨૨,૧૧૧ |
| સ્ટેશનરી ... ... ... ... | ૫૦૬,૭૬૦ | ૪,૩૨,૧૩૦ |
| ખાંડ ... ... ... ... | ૮૩,૫૪,૨૯૬ | ૪૨,૩૨,૨૬૯ |
| સુતર કાચું ... ... ... | ૭૫,૭૧૩ | ૪૬,૭૨૮ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... ... | ૩૯,૯૩,૯૮૭ | ૩૭,૪૧,૪૨૯ |
| વગર ધોએલાં પીસ ગુડઝ ... ... | ૧૮૦,૭૦,૬૩૩ | ૧,૭૬,૨૯,૨૯૧ |
| ધોયેલાં પીસ ગુડઝ... ... ... | ૮૯,૩૬,૪૭૪ | ૭૧,૮૧,૦૭૯ |
| રંગીન અને છાપેલાં પીસ ગુડઝ ... | ૮૪,૬૫,૧૦૫ | ૪૮,૦૭,૬૭૪ |
| શીવવાના દોરા ... ... ... | ૪૬૮,૭૭૯ | ૨,૫૮,૩૨૦ |
| સુતર એકંદર ... ... ... | ૪,૧૩,૮૯,૨૩૨ | ૩,૪૭,૮૩,૦૧૯ |
| રેશમ કાચું ... ... ... | ૬૫૬,૮૫૪ | ૩,૭૧,૭૩૧ |
| રેશમના પીસ ગુડઝ... ... ... | ૧૩,૭૫,૯૦૨ | ૧૭,૪૪,૩૦૮ |
| કાચું ઉન ... ... ... | ૩૪૯,૫૩૦ | ૨૦૭,૯૧૦ |
| હોઝીઅરી ... ... ... | ૫૭,૩૪૨ | ૪૦,૪૪૭ |
| ઉનના પીસ ગુડઝ ... ... ... | ૭,૯૩,૩૭૬ | ૩,૭૯,૭૮૧ |
| ઉન કુલ ... ... .. | ૧૪,૮૪,૦૨૯ | ૭,૦૮,૪૫૧ |
| તંબાકુ ... ... ... | ૬,૯૦,૪૪૦ | ૫૮૯,૧૧૬ |

| | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| લાકડાં ... ... ... | ૯,૩૩,૩૧૧ | ૪૯૫,૫૦૫ |
| રમકડાં ... ... ... | ૨,૪૨,૭૯૧ | ૧,૪૯,૦૬૩ |
| છત્રીઓ ... ... ... | ૨૩૧,૬૭૭ | ૧૧૯,૧૨૭ |
| છત્રીઓનો સામાન ... ... ... | ૫૭૯,૧૦૩ | ૨૫૩,૪૬૬ |
| કુલે આયાત ... | ૧૩,૫૮,૯૬,૯૦૬ | ૯,૪૨,૪૯,૯૫૯ |

Exports. નિકાશ.

| ચીજનું નામ. | ૧૯૧૪–રૂા. | ૧૯૧૫–પૌંડ. |
|---|---|---|
| જીવતાં જનાવરો ... ... ... | ૨૭૯,૯૦૨ | ૧૬૨,૬૧૦ |
| બ્રસ કરવા માટે રેસા ... ... | ૧૭૯,૦૯૦ | ૨૩૧,૫૨૩ |
| મીણબત્તી ... ... ... | ૨૧૫,૮૪૯ | ૫૩,૧૨૬ |
| સૅાલ્ટ પીટર ... ... ... | ૨૯૮,૫૭૯ | ૭૬૩,૭૯૧ |
| કોલસા ... ... ... ... | ૫૫૭,૫૭૩ | ૫૧૩,૦૯૩ |
| કૉફી ... ... ... ... | ૩૬,૦૮,૬૯૪ | ૧૭,૭૫,૧૦૪ |
| કાથો, ( સીંદરી ) ... ... ... | ૫,૪૭,૯૧૩ | ૧૧,૯૮,૯૭૭ |
| દોરડાં ... ... ... ... | ૯૬,૩૬૦ | ૮૩,૭૨૩ |
| દવાઓ ... ... ... ... | ૯૭,૦૩૯ | ૯૨,૩૦૯ |
| ગળી ... ... ... ... | ૯૬,૧૭૬ | ૩૦૧,૬૦૭ |
| હરડાં બેડાં ... ... ... | ૯૩૦,૦૮૩ | ૫૩૫,૪૯૭ |
| લુગડાં, ચામડાં રંગવાની ચીજો કુલ... ... | ૧૨,૮૫,૦૬૨ | ૯,૬૦,૫૧૮ |
| ફળ ને શાક ... ... ... | ૫,૭૦,૪૭૦ | ૫૪૯,૮૮૭ |
| ડાંગર ... ... ... ... | ૩૮,૧૦૦ | ૧,૧૮,૫૦૨ |
| ચોખા ... ... ... ... | ૧૮૬,૯૬,૮૮૩ | ૧,૪૮,૭૪,૩૦૫ |
| ઘઉં ... ... ... ... | ૨૭,૨૭,૨૦૫ | ૧૫,૦૩,૧૬૬ |
| ઘઉંનો લોટ ... ... ... | ૫૧૦,૬૧૧ | ૪૨૭,૭૬૪ |
| ણીજી જાતનો દાણો ... ... | ૨૭,૫૬,૦૫૦ | ૨૫,૬૩,૧૧૫ |
| વગર કેળવાયલાં ચામડાં ... ... | ૧,૧૨,૧૧,૧૯૦ | ૬૫,૯૫,૪૪૧ |
| લાખ ... ... ... ... | ૨૦,૧૨,૬૩૬ | ૧૩,૧૪,૭૦૦ |
| કેળવાયલાં ચામડાં ... ... ... | ૩૭,૬૩,૬૨૨ | ૪૯,૫૭,૫૫૯ |
| દારૂ ... ... ... ... | ૧૭૫ | ૨૩૪ |
| રબર ... ... ... ... | ૨૦૬,૭૩૭ | ૩૧૯,૪૦૯ |
| ખાતર ... ... ... ... | ૭૩૩,૪૪૩ | ૩૨૬,૨૬૨ |
| મેંગેનીઝ ... ... ... | ૧૨,૩૫,૬૬૨ | ૩૭૦,૭૮૯ |
| લોઢું અને સ્ટીલ ... ... ... | ૨૦૭,૫૫૨ | ૨૩૯,૪૪૦ |
| ધાતુ કુલ ... ... ... | ૨૧,૪૦,૯૫૪ | ૧૧,૨૭,૮૭૩ |
| મીણ ... ... ... | ૬૧,૫૯૫ | ૨૫,૧૮૩ |
| અબરખ ... ... ... | ૪૧૯,૭૦૦ | ૨૭૮,૭૧૬ |
| દીવેલ ... ... .. | ૧૦૯,૩૬૮ | ૮૬૮,૮૦૫ |
| કોપરેલ ... ... ... | ૩૦૩,૯૪૭ | ૭૨૪,૧૦૮ |

| | ૧૯૧૪<br>રૂ. | ૧૯૧૫<br>રૂ |
|---|---|---|
| અળસીનું તેલ ... ... ... | ૧૪,૨૪૪ | ૫૧,૨૬૬ |
| બીજી જાતનાં તેલો મળી કુલ... ... | ૮,૬૯,૧૩૨ | ૧૪,૧૯,૮૫૩ |
| ખોળ ... ... ... ... | ૧૨,૫૨,૫૮૭ | ૧૧,૦૫,૭૩૫ |
| અફીણ ... ... ... ... | ૧૬,૨૨,૫૨૦ | ૧૨,૨૬,૦૭૫ |
| ઘી ... ... ... ... | ૨૫૧,૭૩૨ | ૨,૪૯,૮૯૩ |
| દીવેલી ... ... ... ... | ૧૬,૮૯,૩૮૦ | ૧૧,૪૨,૯૦૬ |
| ટોપરાં ... ... ... ... | ૩૨,૩૬,૩૩૦ | ૨૪,૦૨,૯૭૮ |
| કપાસીયા... ... ... ... | ૨૬,૫૭,૮૧૫ | ૪૯,૪૪૫ |
| ભોંયસીંગ ... ... ... | ૪૦,૧૩,૭૦૭ | ૧૮,૬૩,૯૬૫ |
| અળસી ... ... ... ... | ૬૬,૦૪,૦૫૧ | ૨૨,૪૬,૫૫૨ |
| ખસખસ... ... ... ... | ૪૩૫,૦૭૨ | ૧૬૬,૮૪૬ |
| સરસવ ... ... ... ... | ૩૮,૧૫,૯૫૮ | ૩,૧૨,૯૧૩ |
| તલ ... ... ... ... | ૧૭,૫૪,૨૮૨ | ૯૨,૪૪૬ |
| તેજાનો ... ... ... ... | ૧૧,૪૪,૫૯૬ | ૧૯,૬૨,૪૯૯ |
| ખાંડ ... ... ... ... | ૯૦,૭૪૭ | ૨૯,૪૭૯ |
| ચા ... ... ... ... | ૨૬,૪૯,૦૩૫ | ૫૦,૪૫,૦૨૮ |
| કાચું રૂ ... ... ... | ૭૨૩,૦૦,૭૫૪ | ૨,૨૪,૮૦,૫૮૩ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... | ૧,૨૦,૭૬,૨૯૫ | ૬૫,૧૭,૯૫૧ |
| રૂમાલ અને શાલો ... ... ... | ૭૦,૧૯૭ | ૮૬,૫૪૭ |
| પીસ ગુડઝ ... ... ... | ૧૭,૮૩,૭૪૭ | ૧૮,૦૧,૦૯૫ |
| શણ ... .. | ૯,૫૨,૪૯૩ | ૧૪,૯૯,૫૯૩ |
| જ્યુટ કાચુ .. ... | ૯૯,૮૮,૭૪૫ | ૧,૧૯,૫૧,૪૬૭ |
| ટવીસ્ટ અને યર્ન ... .. | ...... | ........... |
| ગની બેગઝ ... .. ... | ૧૦૬,૧૪,૪૬૨ | ૧,૫૧,૮૨,૩૨૯ |
| ગુણપાટ ... ... | ૯૪,૫૫,૮૩૦ | ૧૨૩,૪૮,૮૪૨ |
| રેશમ ( કાચું ) ... ... ... | ૧૧૭,૭૭૩ | ૫૭,૧૫૧ |
| રેશમ કુલ ... ... .. | ૧૫૯,૬૨૫ | ૭૭,૧૮૭ |
| ઉન કાચું ... ... ... | ૧૫,૪૨,૩૦૩ | ૩૮,૫૮,૩૫૮ |
| ઉનની ધાબળીઓ ને ગાલીચા વગેરે .. | ૧૯૯,૯૩૯ | ૨૦૧,૩૭૭ |
| તંબાકુ, બીડી વિગેરે ... ... | ૩૭૦,૩૨૦ | ૨૪૨,૬૦૦ |
| લાકડાં, પાટીયાં વિગેરે ... .. | ૧૦૮૪,૫૮૪ | ૯૫૩,૬૬૭ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નિકાશ ઘઉંની સરકારી નિકાશ સાથે | ૨૧,૦૪,૪૧,૭૩૦ | ૧૫,૩૬,૮૩,૦૧૩ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નિકાશ ઘઉંની સરકારી નિકાશ સિવાય | ..... | ૧૪,૦૭,૮૦,૧૦૩ |

## COMMERCIAL INTELLIGENCE.

## વેપારી બાતમી.

આ મથાળાં નીચે અમે જુદા જુદા દેશના કૉન્સલો તરફથી તથા બીજા મુલકો તરફથી મળેલી બાતમીઓ આપશું. એ બાબત કંઈ પણ વધારે માહિતી જોઇતી હોય તો આ ચેમ્બરના સેક્રેટરીને લખ્યાથી ખુલાસો મળી શકશે. અત્રેના કોઇ પણ વેપારીને આ દેશ અથવા પરદેશના વેપારી સાથે કોઇ પણ જાતની વેપારી બાબત સંબંધ બાંધવા ઇચ્છા હશે તે પણ આ કૉલમમાં દાખલ કરીશું.

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઇ બાબતનો વેપાર કરવા માંગે છે તે. |
|---|---|---|
| ધી ઇન્ડીઅન ટ્રેડ જર્નલ ,, ઇ ૫૭ | ઇજીપ્ટમાં કેરોની એક પેઢી. | કોથળા તથા કોથળીઓના કારખાનાવાળાઓના એજન્ટ તરીકે નીમાવા માગે છ |
| ,, ઇ. ૫૮ | બનારસની એક પેઢી. | પગે ઘસવાના પથરા (soap stone) ખરીદનારાઓ સાથે પત્ર વ્યવહાર કરવા માંગે છે. |
| ,, ઇ. ૫૯ | નાગપુરનો એક વેપારી | સફેદ અને પીળું અબરખ ખરીદનારાઓ સાથે પત્ર વ્યવહાર કરવા માંગે છે. |
| ,, ઇ. ૬૦ | મારસેલ્સનો એક વ્હેપારી. | સુકાં વનસ્પતી, વટાણા, ચોખા, શીંગો, તેલનાં બીયાંઓ વિગેરે નિકાશ કરનારાઓના એજન્ટ તરીકે કામ કરવા માંગે છે. |
| ,, ઇ. ૬૧ | બરમીન્ગહામની એક પેઢી. | ચાબુકો, તથા ફૅન્સી ચામડાના માલો વેચવા એજન્ટ નીમવા માંગે છે. |
| ,, ઇ. ૬૨ | લીવરપુલની એક પેઢી | ક્રોમાઇટ અને બૅરીટીસ (બૅરીયમ સલફેઇટ) ખરીદનારાઓ સાથે પત્ર વ્યવહાર કરવા માગે છે. |
| ,, ઇ. ૬૩ | લન્ડનની એક પેઢી. | ફૅન્સી ચામડાના માલો ખરીદનારાઓ યા એજન્ટો સાથ પત્ર વ્યવહાર કરવા માંગ છે. |
| ,, ઇ. ૬૪ | સીન્ગાપુરની એક પેઢી. | Letex ભરવામાં કામમાં આવે એવાં કાચનાં પ્યાલાં બનાવનારાઓ સાથે પત્ર વ્યવહાર કરવા માગે છે. |

ફરનીચરના માટે ફેન્સી ટાઇલ્સનો મોટો જથ્થો ક્યાં છે?

| ખબર મોકલનારનું નામ | વેપાર કરવા ઈચ્છતી કંપનીનું નામ. | કઈ બાબતનો વેપાર કરવા માંગે છે તે. |
|---|---|---|
| ,, ઈ. ૬૬ | યામતહારા ( જાપાન ) નો એક વેપારી. | જીવડાં મારી નાંખવા માટેના પાઉડર તથા મચ્છર મારવા માટે ધુપસળીઓ ખરીદનારા સાથે પત્ર વ્યવહાર કરવા માંગે છે. |
| ,, ઈ. ૬૭ | કેનેડામા ટૉરન્ટોનો એક વેપારી | ડબ્બામાં તથા જથ્થાબંધ ચાહ વેચવા માટે કેનેડામાં પ્રતિનિધિ રાખવા માંગતી હોય તેવી પેઢીઓ સાથે પત્ર વ્યવહાર કરવા માંગે છે. |
| ,, ઈ. ૬૮ | લન્ડનની એક પેઢી | ડીસઇન્ફેક્ટન્ટસ યાને દુર્ગંધી દૂર કરનારી દવાઓ વેચવા માટે એજન્ટ નીમવા માંગે છે |
| ,, ઈ. ૭૦ | કાનપોરનો એક વેપારી. | ગુળીનાં બીયાઓ ખરીદનારા સાથે પત્ર વ્યવહાર કરવા માગે છે. |
| ઈ. ૭૧ | મદ્રાસની એક પેઢી. | ભોંયશીંગ, ગુળી, ઝેરકચુલો, હળધર, આમલી, તથા ભોંયશીંગના તેલના ખોળ ખરીદનારાઓ સાથેપત્ર વ્યવહાર કરવા માંગે છે. |
| દેશી વેપારી ચેંબર | મલબાર કોસ્ટમાં કોચીનની એક ગુજરાતી પેઢી. | કોપરાં, કોપરેલ, ખોળ, કાથો, કાથાની બનાવટો, કાળાં મરી, સુંઠ, હળધર, એળચી, કાજુ, તજ, આરારૂટ, ઝેરકચુલા, વિગેરે ખરીદી નિકાશ કરવાનું કમિશનથી કામ કરે છે. તેઓ પાસે કેટલીક જાતના કાથા ( સીંદરી ) નો ઇજારો છે તેઓ હિંદી તથા પરદેશી કારખાનાવાળાઓ તથા નિકાશ કરનારાઓની એજન્સી મેળવવા માગે છે |

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી
# વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૮ મું VOL. VIII. SEPT. 1915. No. 3 સપ્ટેમ્બર ૧૯૧૫. અંક ૩ જો.

અનુક્રમણિકા.



INDEX.

ઉતારો આપ્યો હતો. ત્યાં આ અમલદારની પરોણાગત બહુ સારી રીતે કરવામાં આવી હતી.' આ અમલદાર ગામડાંમાંથી જતી વેળા દરબાર ગઢમાં રાજમાતાને મળવા ગયા. બાળ દરબાર થોડું ઇંગ્રેજી ભણ્યા હતા. તેમની મદદથી અમલદારે રાજમાતા સાથે કેટલીક વાતો કરી અને છેવટે ઉપકાર માની તેમની રજા લીધી. ત્યાંથી સ્ટેશન તરફ પગે ચાલતાં તે યુરોપીઅન અમલદાર અર્ધે રસ્તે ગયા હશે તેવામાં તે બાળ દરબાર તેમની પાછળ દોડતા દોડતા તેમની પાસે આવી પહોંચ્યા. અમલદારને લાગ્યું કે શિષ્ટાચાર પ્રમાણે તે છોકરો તેમને સ્ટેશન સુધી વળાવવાને આવતો હશે. તેથી તેમણે બોલ્યા ચાલ્યા વિના ચાલવા માંડ્યું. બાળ દરબારે ચાલતાં ચાલતાં પૂછ્યું કે સાહેબ, આપને કેટલો પગાર મળે છે તે મારાં માતુશ્રીએ પૂછાવ્યું છે. (આ વાત મૂળ લેખકે ઇંગ્રેજી અમલદાર પાસેથીજ સાંભળેલી હતી.) વિદાય થયેલા પરોણા પાછળ માણસ દોડાવી તેમના પગાર સંબંધી પૂછપાછ કરાવવાની કુતુહલ વૃત્તિ કદાચ બીજી સ્ત્રીઓમાં નહિજ હોય, તો પણ હિંદુસ્તાનમાં લોકોની કુતુહલવૃત્તિ કેટલે સુધી જાય છે તે આ વાત પરથી સમજાશે.

ખરી જીજ્ઞાસા—કાર્યકારણ સમજવાની જીજ્ઞાસા-કુતુહલ વૃત્તિથી તદ્દન ભિન્ન છે અને એવી જીજ્ઞાસા હિંદવાસીઓમાં ક્વચિતજ જોવામાં આવેછે. એક દૃષ્ટાંત લઇએ. મોટાં શહેરોમાં વીજળીની ટ્રામગાડી ઘણા વર્ષોથી ચાલે છે તે છતાં પણ જેઓએ કૉલેજમાં ઐચ્છિક વિષય તરીકે વિજ્ઞાન-શાસ્ત્રનો અભ્યાસ કર્યો હોય તેવા માણસોને બાદ કરીએ તો હજારમાંથી એક પણ માણસ એવો નહિ નીકળે કે જે ટ્રામ કેવી રીતે ચાલે છે તે સંબંધી ભાંગી તૂટી માહિતી આપી શકે.

હિંદુસ્તાનમાં વસ્તુસ્થિતિ આવી છે; અને યુરોપમાં ઘણા ખરા માણસો દરેક બનાવના કાર્યકારણ જાણવાની જીજ્ઞાસા ધરાવે છે. જો કોઇ યૂરોપીયન ગૃહસ્થ આગબોટમાં પહેલીવાર મુસાફરી કરે તો તે સ્વાભાવિક રીતે ઇન્જીનની ઓરડીમાં જશે અને પૂરતું અવલોકન કરશે. ગાડીની મુસાફરી કરતાં કદી ગાડીનું ઇંજીન બગડી જાય તો યૂરોપીયન મુસાફર અવશ્ય નીચે ઉતરી ઇંજીન ડ્રાઇવરને કેટલીક પૂછપાછ કરશે અને પોતે જોડા દુરસ્ત કરનાર હોય તોપણ જાણે ઇંજીન દુરસ્ત કરનાર હોય તેટલી માહિતી મેળવશે. આવી જીજ્ઞાસા મોટા માણસોમાં હોય છે એટલુંજ નહિ પણ યૂરોપના નાના બાળકોમાં પણ આ વૃત્તિ બહુ સતેજ હોય છે. ત્યાંના બાળકોના હાથમાં કમાન વડે ચાલતુ રમકડું આવ્યું હોય તો થોડા દિવસમાં તે રમકડું બાળક પોતાને હાથે તોડી નાખ્યા વિના રહેજ નહિ. કારણ કે તેને રમકડાંની અંદરની રચના જાણવાની જીજ્ઞાસા હોય છે. ત્યાંના બાળકો આવી વૃત્તિને લીધેજ અસંખ્ય પ્રશ્નો પૂછી તેમના વડીલોને ઘણીવાર કંટાળો પણ આપે છે. એક નાનકડું ચિત્ર અહિં અસ્થાને નહિ ગણાય.

(ઓરડામાં પિતા વર્તમાન પત્ર વાંચે છે; બાળક પાસે બેઠું બેઠું ચિત્રો જુએ છે; ચિત્ર જોતાં જોતાં ઘડીયાળ તરફ સહેજ નજર કરે છે)

બાળક—( જરા વિચારમાં પડીને ) બાપાજી,
પિતા—( અર્થશાસ્ત્રના ગૂઢ પ્રશ્નની ચર્ચામાં લીન થયેલા હોવાથી જરા મ્હોં બગાડીને બાળક સામુ જુએ છે ) કેમ શું છે?
બાળક—બાપાજી, ઘડીઆળ શાથી ચાલે છે?
પિતા—( બાળકની બુદ્ધિ ખીલવવાના વિચારથી છતાં કંઇક ઉતાવળથી ) જો! ઘડીઆળને કુંચી આપીએ એટલે કમાનનું ઘુંચળું વળે છે. અને તેથી ચક્રો ફરવા માંડે છે ( વર્તમાનપત્ર વાંચવા માંડે છે )
બાળક—( થોડીવાર રહીને ) બાપાજી,
પિતા—( બહુજ નારાજ થઇને ) વળી શું છે?
બાળક—બાપાજી, કમાન કેવી હોય ?

આ બધાં જુદાં જુદાં કારણોમાં ઉમેરવા જેવું એક નજીવું પણ ગંભીર કારણ એ છે કે કેલવણી ખાતાના નિયામકોના સુભાશયો, હોવા છતાં હિંદમાં પ્રચલિત કેલવણીના સંસ્કાર એવા નથી પડતા કે જીજ્ઞાસા વૃત્તિ સારી રીતે ખીલવા પામે. હિંદમાં તો સ્થિતિ એવી છે કે સ્કુલ અને કૉલેજમાં અભ્યાસ પૂરો કર્યા પછી ઘણા ખરા માણસોમાં સ્વાભાવિક જીજ્ઞાસા વૃત્તિનો કંઇ વિકાસ થવાને બદલે તે વૃત્તિ બહેર મારી જતી હોય એવું દેખાય છે; એનું કારણ એ છે કે હિંદી વિદ્યાર્થીને પરીક્ષાની પરંપરામાંથી પસાર થવાનાજ કામમાં ગુંચવાઈ રહેવાનું હોવાથી એમની વિચારશ્રેણી એવો માર્ગ પકડી લેછે કે પરીક્ષા પાસ કરવામાં અત્યક્ષ રીતે ઉપયોગી ન હોય તે બધા વિષય તરફ દુર્લક્ષ રાખવામાં તેમનું કર્તવ્ય સમાયલું છે. યૂરોપના યુવકને મન પરીક્ષાના સર્ટીફીકેટ અને યુનિવ્હર્સિટીની પદ્દી એ તેમના વિદ્યાર્થીજીવનના ભૂષણરૂપજ હોય છે. તેથી વિદ્યાર્થીજીવનમાં પોતાની પસંદગીના વિષય તરફ પૂરતું લક્ષ આપવામાં તે જરા પણ અમચાતો નથી. હિંદુસ્તાનમાં તો પરિક્ષાના સર્ટિફિકેટની કીમત એટલી બધી થઇ પડી છે કે મનુષ્યના નિર્વાહનો અને ગૃહજીવનના સુખનો આધાર ઘણે ભાગે આવાં સર્ટિફિકેટપરજ રહેલો હોય છે જ્ઞાન જ્ઞાનની ખાતર મેળવાતું નથી. નિરીક્ષણ અને અવલોકનમાં વ્યતિત કરેલો વખત, નકામો ગુમાવ્યાં બરોબર ગણાયછે. "રેડીઅમ" ધાતુની માહિતી ભલે બહુ આકર્ષક અને ઉપયોગી હોય છતાં પરીક્ષાના અભ્યાસક્રમમાં રેડીઅમને સ્થાન આપવામાં ન આવ્યું હોય તો હિંદમાં વિજ્ઞાનના અભ્યાસીઓ તે સંબંધી જરા પણ માહિતી મેળવવા તસ્દી લેશે નહિ. પરીક્ષા માટે કામ કરવા સંબંધી વિદ્યાર્થીનો ખ્યાલ એવો હોય છે કે જેમ બને તેમ ઓછી મહેનતે દરેક વિષયમાં પાસ થવા જેટલા માર્ક મેળવવાના માર્ગ શોધી કાઢવા. યુનિવ્હર્સિટિ તરફથી અભ્યાસક્રમમાં મૂકાયેલી ઇંગ્રેજી ચોપડીઓનો બારિક અભ્યાસ કરવામાં જો કદી શોધક બુદ્ધિ વાપરવી પડતી હોય તો તે બુકસેલરને ત્યાં જઇ સવાલ જવાબ વાળી નોટ શોધી કાઢવામાંજ વપરાયછે. આવી શોધક બુદ્ધિ પ્રત્યેક વિષયના અધ્યયનમાં વાપરવામાં આવે છે. પોતાની પરીક્ષા ઉત્તિર્ણ કરવા અને પોતાની જીવન-નૌકા સરલ રીતે આગળ દોરવા હિંદના વિદ્યાર્થીઓ આવા પ્રકારની સામગ્રી એકઠી કરે છે. એ સામગ્રી એકઠી કરવામાં કદાચ તેમણે પોતાની યાદશકિત માટે ખોરાક એકઠો કર્યો હોય પરંતુ પોતાની બુદ્ધિનું યોગ્ય પોષણ થવા તેમના તરફથી કંઇ એકકું થતું નથી. બીજા માણસો અમુક વિષયપર શું કહેછે તે તેઓ યાદ રાખેછે, પણ અમુક વિષયપર પોતાને કંઇક સ્વતંત્ર રીતે કહેવાનું છે કે કેમ તેનો વિચાર ઘણા થોડાનેજ આવતો હશે. બીજાના જ્ઞાનદીપકનો ઉપયોગ તેઓ કરતા શીખે છે પણ પોતાનો જ્ઞાનદીપક હોલવાઇ જાય છે તેનું તેમને ભાન રહેતું નથી. આવી સ્થિતિ દૂર કરવાનો ઉપાય માત્ર એટલો છે કે માબાપોએ પોતાના બાળકોના માનસિક વિકાસ માટે પુરતી કાળજી રાખવી જોઇએ. બાળકો રોજ નિશાળે જઇ પોતાના અભ્યાસના વિષય ગોખી તૈયાર થાય છે કે નહિ એટલીજ બીનાથી માબાપે સંતોષ માનવો નહિ. જેમ બને તેમ બાળકોની જીજ્ઞાસાવૃત્તિ સતેજ રહેવા દેની જોઇએ. જો એક વખત જીજ્ઞાસા વૃત્તિ જવલંત થવા પામે તો આધુનિક કેળવણીના ભારથી ગમે તેટલી દબાય તો પણ તે વૃત્તિ છેક તો બુઝાઇ નહિજ જાય. હિંદની આશા ભવિષ્યની પ્રજાપરજ રાખી શકાય અને તેમનામાં જીજ્ઞાસા વૃત્તિનું યોગ્ય રીતે પ્રસ્ફોટન થવા તરફ માબાપો વિશેષ ધ્યાન આપે એ આ પ્રકરણનો મુખ્ય ઉદ્દેશ છે.

---

## WASTE COTTON. ITS INDUSTRIAL IMPORTANCE
## વેસ્ટ કૉટનનો ઉપયોગ.

લખનારઃ—ડા. પ્રભાકર કૃષ્ણાજી પંગે.

હાલ મુંબઈમાં કેટલીએક વખારોમાં લડાઈની શરૂઆતથી વેસ્ટકૉટન ભેગું કરવામાં આવેલું છે. તે અગાઉ જરમની મોકલવામાં આવતું અને ખાંડીનો આસરે આઠેક રૂપીઆ ભાવ આવતો પણ હવે વખારવાળા ૧૦ રૂપીયે ખાંડી આપવા માગે છે પણ કોઈ ભાવ પુછતું નથી. આપણા લોકો બીચારા તેનું શું કરવું તે જાણતા નથી. મોટા લોકોને દરકાર નથી. કેટલાક શેઠીયાઓ વેસ્ટ કોટનને ઉપયોગમાં લેવા માટે મોટા પાયાપર કારખાનાઓ તૈયાર કરવા માગે છે પણ આ લડાઈની ગડબડમાં તેમનું સાંચાકામ ક્યારે આવે અને કારખાનું ક્યારે શરૂ થાય તે કાંઈ નક્કી નથી તો પછી મોટા પાયાપર નહી તો નાના પાયાપર થોડી મુડીવાળાઓ તથા માધારણ સ્થીતીવાળા અને ધંધાદારીઓએ તેની કેમ તપાસ કરવાની કોશેશ કરી નહી એ મોટું આશ્ચર્ય છે. આજ કાલ મુંબઈ શહેરમાં ઘણા માણસો કામ વિના રખડતા અને નવરા માણસો દેખવામાં આવે છે. એવા વખતમાં નાના ધંધાઓ કાઢીને લોકોનું પેટ ભરવાના કાંઈ સાધન શરૂ થાય તેમ તજવીજ કરવાની ખાસ જરૂર છે. તેમ કરવામાં મુડીવાળા લોકોને મનગમતો નફો નહિ મળે પણ આ જમાનો એવો છે કે જેમ વધારે મનુષ્ય પ્રાણીઓની સંખ્યાનો નીર્વાહ થાય તેમ કરવાથી આખા જનસમાજનો ફાયદો છે. હાલની લડાઈમાં ગામડાઓ અને મકાનો બાળી નાખવામાં અને જુદી જુદી જાતનો દારૂગોળો તૈયાર કરવામાં કૉટનની સહાયતા શીવાય કંઈ પણ બની શકતું નથી. લડાઈમાં હાલ ગીણબત્તીનો બહુ ખપ છે કારણ ત્યાં બીજી કોઈ પણ જાતની બત્તી કામ આવતી નથી. અને સાથે રાખવામાં પણ સહેલી છે તેવી વાટ કૉટન વેસ્ટનીજ સરસ બની શકે છે. તે બનાવવી બહુ સહેલી છે. પવનપાવડી તથા ઉદ્યાણયંત્રોમાંના સાંચાકામ સાફ કરવામાં આ કૉટનનો ઉપયોગ થાય છે. મોટર એનજીનમાં તો તેનો ઉપયોગ થાય છેજ. તેલીકૉટન (oiled waste) બંદુકમાં તેને સાફ અને કામચલાઉ રાખવામાં બહુ ઉપયોગી થઇ પડે છે. બંદુકની ગોળી છુટયા પછી ત્યાંનું છેદ સાફ કરવામાં બીજી કોઇ ચીજ કામ આવતી નથી. જે સીપાઇઓ જખમી થાય છે તેમના જખમપર બાધવાને માટે ચુસવાનો આહી ગુણ ધરાવનાર absorbent Cotton wool બને છે અને ઘણી ઈસ્પીતાલો અને લશ્કરના ગાદલાં ગોદડામાં આ કાપુસ વપરાય છે. જેમાં ઉંચી જાતનો કાપુસ વાપરે તો બહુ ખરચ વધી પડે અને દરેક જાતનો માલ પેક કરવામાં કૉટન વેસ્ટ જેવું અચ્છું કામ બજાવશે તેવી તેવી કોઇ પણ ચીજ બજાવી નહી શકે. તેમાંથી ચીકાસ અને માટી અને કચરો કાઢી નાખવા માટે એસીડ અને બ્લીચીંગ વીગેરે બાથમાંથી પસાર કરવાથી તે ઘણા કામને માટે ઉપયોગી થઇ પડે છે. માટે આ બાબતમાં તે ચીજની પાકી માહિતી અને પ્રયોગો કરવાની ઘણી જરૂર છે. આ બાબત લોકોની જીજ્ઞાસા કંઇ જાગૃત થશે એવી મને આશા છે.

---

## PAPER PULP. AN IMPORTANT REPORT BY AN EXPERT.
## વાંસદા રાજ્યના જંગલમાં ઊગતા વાંસમાંથી પેપર પલ્પ બનાવવાના ઉદ્યોગ માટે બહાર પડેલો રિપોર્ટ.

વાંસદા રાજ્યના કન્સલ્ટીંગ પેપર પલ્પ એક્સ્પર્ટ મી. ધ્રુવ સુમનસ તરફથી સ્ટ્રીકટસ બાબુ ઑફ ધી ડાંગસ" એ નામનું એક ન્હાનકડું પુસ્તક રિપાર્ટના રૂપમાં પ્રકટ થયું છે ત્હેની ઉપકાર સહિત નોંધ લેતાં અમને ઘણો આનન્દ થાય છે. અને આ કામ

વાંસદાના મહારાજાએ હાથ ધરેલું હોવાથી વાંસદાના નામદાર મહારાજાને ધન્યવાદ ઘટેછે.¹ આપણા દેશી રાજાઓ અને રાજ્યો આવો દાખલો લઇ પોતાના રાજ્યમાં ઉત્પન્ન થતી ચીજોનો સદુપયોગ કરી પોતાની આવકના તેમજ દેશોન્નતિના કાર્યમાં ભાગ લેશે તો આપણા દેશમાં ઘણા નવા ઉદ્યોગો ચાલૂ થઇ શકે તેમ છે.

વાંસદાના જંગલમાં તેમજ વાંસદાની પૂર્વે આવેલા બ્રિટીશ ડાંગના જંગલમાં 'માનેલ' અને 'કંટસ' નામથી જાણીતી વાંસની જાતો ઉગે છે તેમની લંબાઇ ૨૦ થી ૪૦ અને ૪૦ થી ૬૦ ફીટ એમ અનુક્રમે છે અને વજનમાં ૬ થી ૧૦ અને ૨૫ થી ૪૦ રતલ છે.

હિંદુસ્તાનમા કાગળના ઉદ્યોગને રસ્તા-પર આણવા માટે નામદાર સરકાર કંઇ નહીં તો પચાશ વર્ષથી અને તે અગાઉથી કાગળનો માવો બનાવવા માટે ઉપયોગમાં આવે એવા ઝાડ, ઘાસ અને વનસ્પતિની શોધ કર્યા કરેછે અને અખતરા પણ કરેછે 'સબાઈ' અને 'મુંજ' ઘાસ સિવાય 'વાસ'ની ઉપયોગિતા કાગળ બનાવવાના માવા માટે શોધી કહાડ-વામા આવી છે ૧૯૦૫મા બર્મા સરકારે જાણીતા પલ્પ એક્સપર્ટ મી. આર. ડબલ્યુ સીન્ડલ એફ. સી એસ (લન્ડન)ને બર્મામાં ઊગતા વાસની કાગળ બનાવવાનો માવો એટલે પેપર પલ્પ તૈયાર કરવાની લાયકાત નકકી કરવા બોલાવ્યા ત્યારથી ખાસ લક્ષ દોરાયુ છે. ૧૯૦૬મા મી સીન્ડલનો રિપોટ બર્મા સરકારે બહાર પાડયો તે પછી ૧૯૦૯ મા વાસમાથીજ બનાવેલા કાગળ ઉપર બીજો રિપોર્ટ બહાર પડયો હતો. આ વિષય ઉપર દેહરાડુનની ફોરેસ્ટ રિસર્ચ ઇન્સ્ટીટ્યુટના સેલ્યુલસ એક્સપર્ટ મી. ડબલ્યુ રેઇટ (એફ સી. એસ.) ના કરેલા પ્રયોગો મનન કરવા જેવા છે અને તે "ઇન્ડિયન ફોરેસ્ટ રેકર્ડસ" ના ૩ પુસ્તકના ૩ જા ભાગમાં પ્રકટ થયા છે, તે પછી ૪ થા પુસ્તકના ૫ માં ભાગમાં હિન્દુસ્તાનમાં આવેલા વાસના જંગલોના વિસ્તાર અને વર્ણન તથા બીજા કેટલાક પ્રયોગો કલકત્તા પાસેના ટીટાગર મીલમાં સરકાર તરફથી કરવામાં આવ્યા હતા તેનો અહેવાલ પણ આપવામાં આવ્યો છે

૧૯૧૪ માં વાંસદાના નામદાર મહારાજાએ વાસદાના જંગલમા ઉગતા વાંસની બાબતમાં તપાસ કરવા માટે તથા તે વાંસમાંથી કાગળ બનાવવા માટે ઉપયોગી પલ્પ થઇ શકે કે નહિં અને વાંસદા રાજ્યમાં એ ઉદ્યોગ નફાકારક થઇ શકે કે નહિ તે નકકી કરવા માટે આ બાબતના એકસપર્ટ મી. સુમનસને રોકયા હતા અને જંગલો તથા વાંસ તપાસ્યા પછી મી. સુમનસ મ્હોટા જથ્થામાં વાંસ પોતાની સાથ યુરોપ લઇ ગયા હતા અને કેટલાક પ્રયોગો કર્યા પછી સારી જાતનો કાગળ બનાવવા માટેજ નહિ પરન્તુ લન્ડનનાજ બજારમા તે કાગળનો ઘણો સારો ભાવ ઉપજાવી શકવા માટે ફતેહમંદ થયા એ ઘણીજ સંતોષની બીના છે, અને તે બદલે અમે તેમને આ તેમના શુભ પરિણામ માટે ધન્ય-વાદ આપીએ છીયે. આ રિપોર્ટ પણ તેજ ડેન્ડ્રોકેલેમસ સ્ટ્રિક્ટસ યાને 'માનેલ' વાંસમાથી પોતે બનાવેલા કાગળ ઉપર છાપવામા આવ્યો છે.

તમામ પ્રયોગોએ વાસની અને વાંસમાંથી નીપજતા પલ્પની કાગળ બનાવા માટેની ઉપયોગિતા સાબીત કીધી છે અત્યાર સુધી જે અનેક મુશ્કેલીઓ જેવી કે વાસના ગાઠા જે બરાબર બફાતા નહિ હતા તે, તથા માવાની નીપજ જે અચોક્કસ હમેશા આવતી હતી તે અને વાસની ઉમ્મરને લઇને જે વાધા પડતા હતા તે તથા માવાને બ્લીચ કરી સફેદ બનાવવાનુ ભારી ખર્ચ થતો તે-સર્વે હવે નાબુદ થયું છે અને સફાઇથી માવો બની શકે છે.

¹ વાંસમાંથી માવો બનાવવાની બે મુખ્ય રીતો છે જેમાંની એકને સલ્ફાઇટ અને બીજીને સોડા કહે છે. બધી જાતના વાસને એકજ પ્રકારની રીતથી માવો બનાવવાના કા-

મમાં લેવાય છે, અને જે કોઇ રીત લેઇયે તેમાં શરૂઆતની ક્રિયા એકજ સરખી છે. ખર્ચમાં બચાવ થતો હોવા છતાં સલ્ફાઇટ રીતથી વાંસનો માવો બનાવવાની રીત અત્યાર સૂધીમાં થયેલા પ્રયોગોથી નિરૂપયોગી અને બિન ફ્હેવારૂ ઠરેલી છે. સલ્ફાઇટ.રીતથી રેસા ઉપર ઓછું નુકશાન થાય છે અને તેથી કરીને માવાની નીપજ પ્રમાણમાં વધે છે અને માવાના રંગને તપખીરીઓ નથી બનાવતી. આથી કરીને છેવટે માવાનો રંગ સ્હેજ પીળચટો રહે છે અને તેથી કરીને હલકી જાતના ન્યુઝપેપર અને એવા બીજા હલકી જાતના કાગળો બનાવવા માટે બ્લીચ કરી સફેદ બનાવ્યા વગર ઉપયોગમાં લઇ શકાય છે, પણ આ લાભ જ્યારે બ્લીચ કરી ઉંચી જાતના સફેદ કાગળ બનાવવાના હોય છે ત્યારે જતો રહે છે કેમકે આ પીળચટા 'સલ્ફાઇટ' રીતથી કરેલા માવા કરતાં 'સોડા' રીતથી કરેલો તપખીરીઓ રંગનો માવો વધૂ સહેલાઇથી અને ઓછા ખરચથી બ્લીચ કરી સફેદ બનાવી શકાય છે. આથી કરીને જો હલકી જાતના કાગળ બનાવવાં માટેની આવા પીળચટા માવાની બજારમાં માંગણી ન હોયતો સલ્ફાઇટ રીત નિરૂપયોગી છે. વળી વાંસનો માવો એટલે 'બામ્બુ પલ્પ' સારા અને ઉંચા સફેદ કાગળ બનાવવાની એટલી બધી લાયકત ધરાવે છે કે બ્લીચ કર્યા વગરનો સલ્ફાઇટ રીતથી પીળચટો માવો બનાવવો એ ભૂલ કરવા જેવું છે, અને તે વાંસના માવાનો દુરઉપયોગ કરવા જેવું છે. અને પીળચટા સલ્ફાઇટ માવાને બ્લીચ કરી સફેદ બનાવવાનું ખર્ચ સોડા રીતથી કરેલા તપખીરીઆ માવા કરતાં એટલું બધું વધારે છે કે સલ્ફાઇટનો જે લાભ નીપજના રૂપમાં મળે છે તે પણ જતો રહે છે.

દરેક જાતનાં લાકડાં અને બીજા રેસાવાળા પદાર્થો 'સોડા' રીતથી માવો બનાવવાના કામમાં લગાડી શકાય છે. લાકડાની અંદરના રેસા સિવાયના ઍસીડ પદાર્થો સાથે સોડા ભળી જઇ પૂરો ખપી જાય છે ત્યારે બાકી જે ભાગ 'રહે છે અને જે ખપી જતો નથી ત્હેને 'સેલ્યુલસ' યાને ચોખ્ખો રેસો કહે છે અને સોડા રીતથી કરેલા માવામાં સલ્ફાઇટ રીતથી કરેલા માવાના કરતાં બેરજો ઓછો રહે છે.

હાલમાં પ્રકટ થયેલા આ રિપોર્ટમાંની જાણવા યોગ્ય મુખ્ય બીના એ છે, કે અત્યાર સુધી નડતી બામ્બુ પલ્પને બ્લીચ કરી સફેદ બનાવવાની મુશ્કેલીને ટાળી દેવામાં આવી છે. અત્યાર સુધી બ્લીચ કરવામાં ખર્ચ ઘણો થતો હતો કેમકે માવાને સફેદ બનાવવા માટે બત્રીસથી બેતાલીસ ટકા જેટલો બ્લીચીંગ પાઉડર જોઇતો હતો તે હવે લગભગ આઠથી દશ ટકા જેટલોજ જોઇએ છે. અત્યાર સુધી થયેલા પ્રયોગોમાં આ સૌથી ઉપયોગી અને ધ્યાન ખેંચનારો બનાવ છે, કેમકે અત્યાર આગમચના બધા એકસપર્ટો આ સુધારો કરી મુખ્ય મુશ્કેલી ટાળી શકયા ન હતા. મી. સુમનસે કેટલાક પ્રયોગો કર્યા પછી આ સુધારો શોધી ક્હાડી યુનિટ કૉસ્ટમા ઘટાડો બતાવ્યો છે અને આથી માવો બનાવાના ખર્ચની લાગટમાં ઘણો બચાવ થશે. અત્યાર સુધી સરકારે કરેલા પ્રયોગોના રિપોર્ટોમા જે યુનિટકૅાસ્ટના આંકડા આપ્યા છે તે આંકડા સાથે મી. સુમનસના આંકડા સરખાવતાં ઘણો ઘટાડો દેખાય છે અને તેનું મુખ્ય કારણ બ્લીચના ખર્ચમાં ઘટાડો કરવાની રીતથી જોવામાં આવે છે.

મી. સુમનસે બનાવેલો કાગળ વિલાયતના બજારમાં સારા ભાવે વેચાઇ પણ ગયો છે તેજ આ કાગળની અને વાંસમાંથી બનતા કાગળ માટેના માવાની લાયકાતનો પુરાવો આપે છે. સદરહુ રિપોર્ટ આ વાંસમાંથી બનાવેલા કાગળ ઉપરજ આસદ્ધ કરવામાં આવ્યો છે તે પણ નોધમાં લેવા જેવું છે.

અત્યાર સુધી સરકાર તરફથી બામ્બુ પલ્પની કાગળ બનાવવા માટે એટલી બધી લાયકાત પુરેવાર કરી બટલાવવામાં આવી છે

અને આ ઉદ્યોગ કેટલો નફાકારક છે તે પણ બતાવવામાં આવ્યું છે તે છતાં પણ આ ઉદ્યોગ હાથ ધરવામાં આવ્યો નથી એ અફસોસની વાત છે પરદેશી 'પલ્પ,' જે સ્વીડન અને નોર્વે જેવા દૂર દેશથી અહિંના બજારમાં આવે છે તે સવા સોથી સવા બસો રૂપિયે ટનના ભાવે યુરોપથી આવે છે. એટલે હિન્દુસ્તાનમાં દર ટને ત્રીસ રૂપિયા બીજા નૂર વગેરેના લાગે છે, હમણાં મી. સુમનસે તેમના રિપોર્ટમાં બતલાવ્યું છે કે ચીનની એક મીલ 'બામ્બુ પલ્પ' ફ્રાન્સના બંદરે રૂ. ૧૮૭-૯-૭ ટન એકના ભાવથી વેચી શકી છે એ અહિયાં પલ્પ બનાવવા ઈચ્છતી પેઢીઓએ ધ્યાનમાં લેવા જેવું છે કેમકે મી સુમનસે હિંદમાં પલ્પ બનાવવા માટેનું ખર્ચ દર ટને રૂ. ૯૩ આપેલું છે તેને બદલે આપણે સો રૂપિયા ધારિયે તો પણ હિન્દના તેમજ યુરોપ અને જાપાનના બજારમાં આપણા દેશમા બનેલા બામ્બુ પલ્પના ઉઠાવ માટે ઘણી સારી આશાઓ અને સારૂં ભવિષ્ય છે આ ઉપરાન્ત કાગળ બનાવવાના ઉદ્યોગને પણ હિન્દમા પ્રગતિ મળશે અને પરદેશી કાગળ સાથે આપણો દેશી કાગળ ઘણી સારી રીતે હરિફાઈ કરી શકશે. બામ્બુ પલ્પની એક ખુબી એ છે કે બીજાં વુડપલ્પમાં એસપાર્ટો સ્ટૉ કે રેંગના પલ્પનું મિશ્રણ કરવું પડે છે. તેમ બામ્બુ પલ્પમાં જરૂર પડતી નથી. બામ્બુ પલ્પમાંથી કોઈ પણ જાતના મિશ્રણ વગર કોઇ પણ જાતનો સારો કાગળ બની શકે છે

સદરહુ રિપોર્ટમાં બામ્બુ પલ્પ ઉપરાન્ત ચોખાની પરાળમાંથી પણ બનાવવાની ભલામણ કરવામાં આવી છે અને તે ઘણાં લાયક છે અને તેનો સૌથી સારો ભાવ ઉપજે છે, એમ, કહેવામાં આવ્યું છે. તે ઘણું ઉપયોગી છે કેમકે, જર્મની અને ઓસ્ટ્રીયા વગેરે દેશો આવી જાતના ઘાસનો ઘણા જથ્થામાં પેપર પલ્પ માટે ઉપયોગ કરે છે. છેવટે અમે મી. સુમનસને તેમના આ કામમાં મળેલી ફતેહ માટે અને લોકોની જાણ માટે આ બીના જાહેરમાં લાવવા માટે ધન્યવાદ આપીએ છિયે અને ઇચ્છિયે છિયે કે વાંસદાના નામદાર મહારાજા આ લાભ ધ્યાનમાં લેઇ એક પલ્પ મીલ ઉભી કરશે તો તેમનો આ સ્તુતિ ભર્યો હુન્નર ફતેહમંદ થઇ દેશની આબાદાનીમાં જરૂર વધારે કરશે.

---

## IRRIGATION IN AUSTRALIA.

## ઑસ્ટ્રેલીઆમાં ખેડુતોને પાણી પુરૂં પાડવાની અદ્ભુત યોજના.

(આ માસિકને માટે ખાસ લખનાર:-મી. ચંદુલાલ છોટાલાલ દેસાઈ-માતર)

લંડન મેગેઝીનના જુલાઇ માસના અંકમાં ન્યુસાઉથ વેલસની સરકારના ગ્રેટબ્રીટન ખાતેના ઇરીગેશન ઓફીસર મી. જે. એસ કોરમેકની કલમથી લખાયલો આ ન્હેર સબંધી લેખ પ્રગટ થયો છે. એનો સાર નીચે આપવામાં આવેલો છે તે ઉપરથી માલુમ પડશે, કે ઑસ્ટ્રેલીઆની સરકારે ત્યાંના ખેડુતના લાભ માટે કેટલો મોટો ભગીરથ પ્રયત્ન કરેલો છે. વર્ષાદની તાણને લીધે જમીન ગમે તેટલી સારી અને ફળદ્રુપ હોય તોપણ ખેતીનો પાક નીષ્ફળ જવાનો ભય રહે છે તે ભય ઑસ્ટ્રેલીઆમાં આ ન્હેર કામની યોજનાથી દૂર થયેલો છે. હીંદુસ્તાનનો પણ ખેતી ઉપર મુખ્ય આધાર છે અને છેલ્લાં કેટલાંક વર્ષોથી, કમી વરસાદને લીધે ખેડુતોની માઠી દશા થઈ છે. અત્રે પણ જો ઑસ્ટ્રેલીઆની સરકારની માફક આવું સાહસીક પગલું લેવામાં આવે તો પછી ખેડુતોને પાક નીષ્ફળ જવાની બ્હીક રહે નહી.

ઑસ્ટ્રેલીઆની માફક અત્રે પણ ઘણે ઠેકાણે પર્વતોની હાર છે અને ત્યાં ઘણો વરસાદ પડે છે. તે પર્વતોની હાર વચ્ચેની ખીણ ઉપર એક સરોવર જેવો બંધ બાંધવામા આવે તો પહાડ ઉપરનું વર્ષાદનું

---

પાણી ત્યાં ઝીલવી અને ત્યાંથી પછી નહેર મારફતે જમીનોને પાવાના ઉપયોગમાં લેવામાં આવે તો ખેતીકામ હીંદમાં ઘણું આબાદ થાય.

મી. જે. એસ. કોરમેકના લેખનો સાર નીચે મુજબ છેઃ—

ઑસ્ટ્રેલીઆના ન્યુ સાઉથ વેલ્સના પ્રદેશમાં નહેર સંબંધી ગંજાવર યોજના હવે પુર્ણ થવા આવી છે. આ હેરત પમાડે તેવું ગંજાવર અને ઘણા મોટે ખર્ચે બાંધવામાં આવેલું નહેર કામ જાણવા લાયક છે.

આ યોજનાથી તે પ્રદેશ સારી પેદાશવાળો અને સુંદર બનાવવા માટેનો પ્રયત્ન ત્યાંની સાહસીક સરકારના ભગીરથ પ્રયત્નનો ઘણો ઉત્તમ અને વખાણવા લાયકદ દાખલો છે.

પર્વતોની હાર વચ્ચેની ઘણી ઉંડી ખીણ કે જેમાં થઇને મોટી નદી વહે છે તે ખીણ ઉપર ગંજાવર બાંધકામ તથા પાણી એકઠું કરી રાખવા માટે એક ગંજાવર સરોવર બનાવી તે સરોવરમાંથી પાણી બસોને છાસઠ માઇલ દુર આવેલી ખેતી લાયકની જમીનમાં લેઇ જવાની આ યોજના ઉપરથી સીદ્ધ થાય છે કે આ નહેર સંબંધી કામ ઇજનેરી કળાનો સરસ નમુનો છે.

ઑસ્ટ્રેલીઆમાં હંમેશાં વર્ષાદની તાણને લીધે પાક નીષ્ફળ જવાનો ઘણો ભય રહે છે, તે આ યોજનાથી દુર થશે.

ત્યાંની જમીન ખેતી માટે ઘણી ઉત્તમ છે. અને સારા નિયમીત પાક માટે ત્યાં ફકત એટલા પાણીનીજ તાણ છે. તે આ યોજનાથી પુરી પડશે. ઠાંડા ઉપર પહાડોમાં ઘણો વર્ષાદ પડે છે. વર્ષાદનું પાણી ત્યાં કેવી રીતે એકઠું કરી રસાળ જમીન ઉપર ત્યાંથી કેવી રીતે લેઇ જવું તે એક સવાલ છે.— જે પ્હાડ ઉપરથી પ્રખ્યાત મુરમબીજી નામની નદી વહે છે તે પહાડ ઉપરથી પશ્ચિમ દિશા તરફ ૨૬૬ માઇલ દુર આવેલા રીવેરીનીઆ નામના જીલ્લામાંની ફળદ્રુપ જમીનમાં પાણી લેઇ જવામાં આવે છે. ત્યાં આશરે પંદર લાખ એકર સારી ફળદ્રુપજ જમીન છે.

પર્વતોમાં સંપુર્ણ અને ખાત્રીપુર્વક માપણી કરતાં એમ માલુમ પડયું કે ત્યાંના ઉંચા ભાગ ઉપર દર સાલ ૬૦ થી ૭૦ ઇંચ વર્ષાદ પડે છે. કેટલાંક શીખરો તો દરીયાની સપાટી કરતાં આશરે પાંચહજાર ફીટ ઉંચાં છે; અને દરસાલ શીયાળામાં ત્યાં બરફ પડે છે.

આશરે આઠ હજાર ચોરસ માઇલ જેટલા વીસ્તારવાળા આ પહાડી પ્રદેશ ઉપર પડતા વર્ષાદથી અને તે ઉપરના ઓગળેલા બરફના પાણીથી અસંખ્ય નદીઓ અને વહેળા બને છે. મુરમબીજી તેમાંની એક નદી છે.

નીચાણના ફળદ્રુપ પ્રદેશમાં પાણી પુરું પાડવા માટે ઇજનેરોએ આ મહા નદીનો ઉપયોગ કર્યો છે.

બ્લેક એન્ડ્રયુ (Black Andrew) અને બુરીંજક (Burrinjuck) એ પહાડોનાં શીખરો આશરે બેહજાર ફીટ ઉંચાં છે. આ બે પહાડો વચ્ચેની ઉંડી ખીણમાં આવેલા આ નદીના આખા પટ ઉપર એક ઘણો ઉંચો બંધ બાંધવામાં આવ્યો છે. આ પ્રમાણે એકતાલીસ (૪૧) માઇલ સુધી આ નદીના પટ ઉપર બંધ નાંખવામાં આવેલ છે અને તે જગા ઉપર બીજી બે નદીઓ તેમાં મળે છે તે બે નદીઓ ઉપર પણ અનુક્રમે પંદર અને પચીસ માઇલ સુધી લાંબા બંધ નાંખી તેમને પણ અટકાવમાં રાખેલ છે; આ પ્રમાણે પાણી ભરી રાખવાનું સરોવર વાંકા ચુકા આકારનું છે અને તેની બાજુએ મોટામોટા પર્વતો આવેલા છે. ખરેખર પાણી ભરી રાખવા માટે આથી બીજી કોઇ સારી જગા ભાગ્યેજ મળી શકે. જાણે કે કુદરતે આ કામને માટેજ આ પહાડોની આવી રચના કરી હશે. અને માણસને માટેજ ફકત આ ખીણ ઉપર બંધ બાંધવાનું કામ બાકી રાખ્યું હશે એવું લાગે છે.

બધું પાણી એકજ ઠેકાણે એકઠું કરી રાખવા કરતાં આ પાણીને જુદી જુદી ત્રણ

# REVIEWS.

## સાભાર સ્વીકાર.



### ડીરેકટરી ઑફ મરચંટસ ઍન્ડ મેન્યુફેકચરર્સ ઈન ઇંડીયા ઈન્કલ્યુડીંગ કાઠીયાવાડ સ્ટેટસ ડીરેકટરી.

આ નામનું રાજકોટના મેસર્સ લક્ષ્મીચંદ ડોશાભાઇ એન્ડ બ્રધર્સ તરફથી ઇંગ્રેજીમાં એક પુસ્તક હમણાં બહાર પાડયું છે તેની નોંધ અમો આનંદ સહીત લઈએ છીએ.

આજે વ્યાપાર વ્હેવારના સરળ સાધનો હસ્તીમાં આવ્યાથી જગતના વ્યાપાર તે એક દેશના અને એક દેશનો તે એક શહેરના વ્યાપાર જેવો થઇ પડયો છે અને તેથી વ્યાપારી રસાકસી અને માલની હરીફાઇ વધી પડવાથી જે વ્યાપારી પોતાના ધંધાને લગતી વિવિધ ખબરોનું પુરતું જ્ઞાન ધરાવે છે તેજ ફત્તેહમંદ રીતે પોતાના ધંધાને ખીલવી શકે છે. પશ્ચિમાત દેશોના વ્યાપાર હુન્નરો આજે જગતમાં અગ્રસ્થાન ભોગવી રહ્યા છે તે તેમના આવાજ જ્ઞાનને આભારી છે ત્યાંનું વ્યાપારી સાહિત્ય વિવિધ ચોપાન્યા, માસિક અને "ઍન્યુઅલો" આદી સાધનોથી એટલું વીશાળ છે કે દુનિઆના દરેક ભાગના વ્યાપાર ધંધાની માહીતી સ્હેલાઇથી મેળવી શકે છે.

ઘાડી વસતીથી વસાયેલા હિંદ જેવા વિશાળ દેશમાં કે જ્યાનો વ્યાપાર અબજો રૂપીઆની સંખ્યામાં અંકાય છે ત્યાં આવા સાહિત્યની કશી ખીલવણી થઇ નથી તે બીના અફસોસકારક છે. આવા સાહિત્યના અભાવે હિન્દની અનેક કુદરતી પેદાશ, ધંધા, હુન્નરો પ્રકાશમાં આવ્યા નથી અને તેથી દેશના ભલાની ખાતર દેશહિતકારી પુરૂષોએ ઔદ્યોગીક સાહિત્યની ખીલવણી માટે બહાર આવવાની જરૂર ઉભી થઇ છે.

આવા સમયમાં પ્રગટ થયેલી મેસર્સ લક્ષ્મીચંદ ડોશાભાઇ એન્ડ બ્રધર્સની "ડીરેકટરી" આવકારદાયક લેખાશે.

આ ડીરેકટરીમાં વ્યાપારીઓ અને ઓફીસને ઉપયોગી થઇ પડે તેવી ઘણી વીગતો આપવામાં આવી છે. જેમાં જુદા જુદા આંકડાઓ, ઇંડીયન ટૅરીફ ઍકટ, સ્ટેમ્પ એકટ, પગાર અને વ્યાજ ગણવાની જંત્રીઓ, ટપાલ અને તારખાતાને લગતા મુખ્ય નીયમો ઉપરાંત હિંદુસ્થાનના વ્યાપારીઓ અને કારખાનાઓના નામો અને સરનામાઓ અનુક્રમ મુજબ આપવામાં આવ્યા છે. વળી ઈંગ્લાંડ, અમેરીકાના મુખ્ય મુખ્ય કારખાનાઓ અને વ્યાપારીઓના સરનામાઓ પણ આપવામાં આવ્યા છે જેથી અવનવા વ્યાપારી સંબંધો બાંધવાને આ ડીરેકટરી ઘણી સહાયક થઇ પડશે વધુમાં તેમાં કાઠીઆવાડના નાનામોટા રાજ્યો અને તાલુકાઓની જાણવા લાયક હકીકત કે જે બીજા પુસ્તકોમાંથી ભાગ્યેજ મળી શકે તેમ છે તેનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે એકંદરે આ ડીરેકટરી તૈયાર કરવામાં મેસર્સ લક્ષ્મીચંદ ડોસાભાઇ એન્ડ બ્રધર્સે પુષ્કળ મહેનત લીધેલી જણાય છે તેમનું આ સાહસ ફત્તેહમંદ નીવડે તેવું ઇચ્છીએ છીએ.

ઇગ્લાંડ જેવા સુધરેલા દેશોમાં આવા સાહિત્યની બહોળી ખીલવણી થઇ છે. ત્યાં નાનામોટા દરેક ધંધાઓની જુદી જુદી ડીરેકટરીઓ અને એન્યુઅલ બુકો સેંકડોની સખ્યામા પ્રતિવર્ષ બહાર પડે છે પણ આપણા દેશમાં આવી ડીરેકટરીઓ આંગળીના ટેરવે ગણી શકાય તેટલી ભાગ્યેજ બહાર પડે છે તેથી અમો માનીએ છીએ કે આ ડીરેકટરીમાં બીજી વિવિધ હકીકતો અને આંકડાઓનો સમાવેશ કરવાનું તેના પ્રગટ કર્તા બીજી આવૃતી વખતે

ધ્યાનમાં લેશે તો તેથી તેની ઉપયોગીતામાં ઘણો વધારો થશે

આ ડીરેકટરીની રૅાયેલ અને પીપલ એમ બે આવૃત્તીઓ બહાર પાડવામાં આવી છે. રોયલ એડીશન જાડા કાગળ ઊપર છાપવામાં આવી છે અને કપડાંનું પુઠું કરવામાં આવ્યું છે તે ઉપરાંત તેમાં રાજાઓ અને ગૃહસ્થોના ફોટાઓ પણ આપવામાં આવ્યા છે. તેની કીંમત રૂ. ૧૦ છે જ્યારે પીપલ એડીશનની કીંમત રૂ. ૩ છે.

---

નડિયાદ હ્દુંદુ અનાથાશ્રમ

આ સંસ્થા તરફથી ગયા વર્ષના એના કામકાજનો જે રિપોર્ટ બહાર પાડવામાં આવ્યો છે તે પરથી એ સંસ્થાએ કરેલા કામકાજના સંબંધમાં હમારો સંતોષ જાહેર કરતાં હમને ઘણી ખુશી ઉપજે છે. આપણા દેશ કે જેને દુકાળના ત્રાસથી વખતો વખત ખમવું પડે છે તેને માટે આવી સંસ્થાઓ કેટલી જરૂરની છે તથા પરમાર્થ અને દાન કરવા માટે આવી સંસ્થાઓજ ઉત્તમ સાધન છે, એ વિષે બે મત હોઇ શકે એમ હમે માનતા નથી. આ પત્રમાં આવી આવી સંસ્થાઓનાં કાર્યનું વખતો વખત અવલોકન કરવામાં આવે છે. બીજી કેટલીક સંસ્થાઓના કરતાં આ સંસ્થા સંબંધી બે ત્રણ બાબતો ખાસ ધ્યાન ખેંચનારી છે તે એકે જાહેર ખબરો વિગેરેથી જનસમુહને આ સંસ્થાને જાણીતી કરવો માટેનો એના કાર્યવાહકોનો પ્રયાસ તથા હિંમત પ્રશંસનિય છે. એ સંસ્થાનું વર્ષનું કાર્ય તથા વર્ષમાં પૈસાની આવક જાવક થાય તેનો હિસાબ જનસમુહ સમક્ષ ચોખ્ખી અને સરળ રીતે મુકવામાં આવે છે તે ઘણીજ ઉત્તમ રૂઢી છે. વળી આ સંસ્થાએ "બાળક મુકવાની પેટી" દાખલ કરી સંસ્થાના કાર્યમાં ઘણોજ અગત્યનો વધારો કર્યો છે. છેલ્લા રિપોર્ટમાં એક ત્યજાયેલી કાઠીઆવાડી બાલીકાનું ચીત્ર ખાસ ધ્યાન ખેંચનારૂં છે. બાળક ઉંચ કુળનું લાગે છે. આ સંસ્થાની મદદ ન મળી હોત તો આ બાળક હાલ હૈયાત હતે? સંશય રહે છે.

આપણા દેશી વેપારી સજ્જનો તથા આ માસિકના વાંચનાર દેશહિતાર્થી સદગૃહસ્થોને આવી આવી સંસ્થાઓને બનતી મદદ કરવા હમારી ભલામણ છે.

---



ધી બોમ્બે ટાઇલ માર્ટ ૨૧ એંક ઑટ ફોર્ટ મુંબઇ.

# WAR NOTES AND NOTIFICATIONS.

## લડાઇ અને વેપાર સંબંધી વધુ સરકારી જાહેરનામાં.

**રેટેન તથા વાંસની નિકાશની મનાઈ.**

નામદાર હિંદ સરકાર તરફથી એક જાહેરનામું તા. ૨૪ મી જુલાઈ ૧૯૧૫ ને રોજ બહાર પાડવામાં આવ્યું છે તેમાં રેટેન ( એક પ્રકારનું ઉનનું જાડું કપડું ) તથા વાંસની યુનાઈટેડ કીન્ગડમ, ફ્રાન્સ, ઇટલી, રસીયા ( બાલ્ટીક બંદરો સિવાય ) સ્પેઇન અને પોરચ્યુગલનાં બંદરો સિવાયનાં યુરોપ, ભુમધ્ય અને કાળા સમુદ્ર પરનાં બીજાં તમામ બંદરો ખાતે નિકાશ કરવાની મનાઇ કરવામાં આવી છે.

આ જાહેરનામું નીચેની વિગતો બાબે લાગુ પડશે નહિં.

૧ ) સરકાર તરફથી યા સરકાર અર્થે એ માલ ચઢાવવામાં આવે તે.

૨ ) મુસાફરી દરમ્યાન - વપરાસ માટે માલ ચઢાવવો હોય તે.

---

**સરટીફીકેટ ઑફ ઑરીજીન.**

નામદાર હિંદ સરકાર તરફથી તા. ૧૭ મી જુલાઇ ૧૯૧૫ ને રોજ એક છાપાજોગી ખબર બહાર પાડવામાં આવી છે તેમાં જણાવવામાં આવ્યું છે કે તા. ૨૦ મી જુલાઇ ૧૯૧૫ પછી નોરવે, સ્વીડન, ડેન્માર્ક, હોલેંડ, સ્વીટઝરલેંડ અને ઇટલી દેશોમાંથી દરિયા માર્ગે બ્રિટીશ હિંદમાં, બ્રિટીશ યા મધ્યસ્થ રાજ્યોનાં વ્હાણોમાં દરેક માલ લાવવામાં આવે અને ડક્કા પર ઉતારવામાં આવે યા બ્રિટીશ સિવાયનાં બીજાં બંદરોએ લઇ જવા માટે બ્રિટીશ હિંદી બંદરોએ હોડીઓમાં ઉતારવામાં આવે તે માલોના સંબંધમાં સરટીફીકેટ ઓફ ઓરીજીન આપવાં પડશે. ઉપર જણાવેલા દેશોમાંથી જે માલ અત્રે લાવવામાં આવે પણ તેજ વ્હાણમાં પરદેશી બંદરોએ લઇ જવામાં આવે તે માલોના સંબંધમાં આવાં સરટીફીકેટ આપવા પડશે નહિ.

ઉપલા પત્રના સંબંધમાં બીજો પત્ર હમને તા. ૧૧ મી ઑગષ્ટને રોજે નામદાર મુંબઇ સરકાર તરફથી મળ્યોછે. તેમાં જણાવવામાં આવ્યું છે કે તા. ૨૪ મી જુલાઇને રોજે નામદાર હિંદી સરકાર તરફથી એક છાપાજોગી ખબર બહાર પાડવામાં આવીછે તેમાં જણાવવામાં આવ્યું છે કે ઉપરના જાહેરનામામાં જણાવેલી વિગતો બ્રિટીશ તથા મધ્યસ્થ રાજ્યોનાં વ્હાણોમાં તેમજ મિત્ર રાજ્યોનાં વ્હાણોમાં લાવવામાં આવતા માલને માટે પણ લાગુ પડેછે.

---

યુનાઇટેડ કીન્ગડમમાંથી નિકાશ માટે મનાઇ થયેલી ચીજોની યાદીમાં કેટલાક સુધારા વધારા કરવામાં આવ્યા છે એ સંબંધી નામદાર હિંદ સરકાર તરફથી તા. ૧૭ મી જુલાઇને રોજ એક જાહેરનામું બહાર પાડવામાં આવ્યું છે. આ જાહેરનામું જે સાહેબોને જોવું હોય તેમણે ચેમ્બરની ઑફીસમાંથી મંગાવવું.

## નામદાર મુંબઇ સરકારની.

ગવર્નમેન્ટ લેબોરેટરીમાં વિદ્વાન સરકારી ડાકટરે અમારી બનાવેલ બાદશાહી યાકુતી અનંગ વિલાસની ગોળીઓ એનાલાઇઝ કરીને તેમાં કોઇ પણ જાતની નુકસાનકારક ચીજ નથી એવું સરટીફીકેટ આપેલ છે. અને એ ઉમદા રાજવંશી દવા અકસીર હોવાથીજ વિલાયતમાં પાસ થયેલા મોટા ડાકટરો, રાજા મહારાજાઓ, નવાબો તથા દેશી અને ઇંગ્રેજ ગૃહસ્થો અને મોટા સરકારી અમલદારોમાં પણ બહુ વખણાય છે.

# બાદશાહી યાકુતી

## અનંગ વિલાસ.

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવેછે. પુરૂષાતન કાયમ રાખેછે. આ રાજવંશી યાકુતી વીર્યવીકારની તમામ વ્યાધી મટાડે છે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપેછે. ખરી મરદાઇ આપનાર અને નબલા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઇ પણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂ. દશ.

## બાદશાહી ચુનાની લેપ.

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે અને તે નસોને પુરતી તાકાત આપે છે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઈલાજ છે. આઉંસ એકની ડબીના રૂપીયા આઠ તમામ દવાઓનું પોસ્ટખર્ચ જુદું.

**ડાકટર કાલીદાસ મોતીરામ-રાજકોટ-કાઠીયાવાડ.**

---

દરેક જાત તથા વજનના બ્રાઉન પેપરો સફેદ તેમજ રંગીન છાપવાના તથા લખવાના કાગળો ફુલ્સકેપ અને કવર પેપરો, તથા ઘર સ્કુલ, અને ઓફીસ બરની સ્ટેશનરીનો મોટો લોટ તૈયાર છે, જાણીતા મેકર સ્ટીફનની ઇંગ્લીશ શાહીને ટક્કર મારે તેવી બ્લુ બ્લેક, લાલ અને કાળી શાહી, કીમતમાં અતી સસ્તી, છતાં ઉત્તમ કવૉલીટી નમુનાની બાટલીનાં આના ૦।= પો. સાથે (૧ બાટલીમાંથી ૨૪ ઔંસ શાહી મળે છે) મેન્ટલ્સ ઇનવર્ટેડ યા વર્ટીકલ, હરેક પ્રેશરની લાઇટ માટે ટકાઉ મજબુત પણ સસ્તા, છુટક તેમજ જથ્થાબંધ મળશે. મુંબઇમાં નમુના તથા ટ્રાયલ મતે બતાવીશું.

કેલેન્ડર ૧૯૧૬ ના માલ માટે, નમુના અને ડીઝાઇનો તૈયાર છે. ભાવતાલ માટે પુછો.

**હોમી સો. ભાનજી,**

**૧૧૭, ગીરગામ રોડ, મુંબઇ ૨.**

---

## શુદ્ધ સાચા મોતીનો સુરમો.

આંખના અસંખ્ય દરદો માટે

જેવાં કે શોર્ટ સાઇટ, રતાંધળાંપણું, આંખની ગરમી, આખનું દુખવું, રતાશ, કઠણ, ઝાખ પડવી અજવાળાથી અંજાઈ જવું, પાંપણોનું ખરવું, પાણીનું ઝરવું, ટુંક મુદતમાં પડેલાં ફુલાં, નજલો વિગેરે તમામ દરદને આ સુરમો જડમૂળથી નાશ કરેછે.

કિંમત—નંબર ૧ તોલા ૧ ના રૂ. ૧૦ નંબર ૨ તોલા ૧ ના રૂ. ૪
નંબર ૩ ,, ૧ નો રૂ. ૧॥

**ઇસાજીમુલ્લા ઇશમાલજી અત્તરીઆ.**

ઠે. ફુલ બજાર, જામનગર. (કાઠીઆવાડ).

૬) તોપના સરંજામ, તોપની ગાડીની ધરી, તથા દાંડા વિગેરે; લશ્કરી ગાડાં; ભઠ્ઠી તથા તેના જુદા જુદા ભાગો.

૭) તોપ ફોડવા માટે વચમાંની જમીનની માપણી કરનારાં યંત્રો તથા તેના ભાગો

૮) લશ્કરી પોશાક તથા સાજ.

૯) લડાઇમાં ઉપયોગમાં આવે એવા સવારીનાં ભાર ખેંચનારાં તથા ગાડાં ખેંચનારાં જાનવરો.

૧૦) ઘોડાના જુદી જુદી જાતના લશ્કરી સામાન.

૧૧) છાવણી માટેના સરંજામ તથા તેના જુદા જુદા ભાગો. બખ્તરની પ્લેટ

૧૩) લોખંડના મીશ્રણો ફેરો–ટન્ગસ્ટન; ફેરો-મોલીબ્ડેનમ; ફેરોમેન્ગેનીઝ; ફેરોવેનેડીયમ; ફેરોક્રોમ સાથે.

૧૪) નીચેની ધાતુઓ.

ટન્ગસ્ટન, મોલીબડેનમ; વેનેડીયમ, નીકલ, સેલેનીયમ, કોબૅલ્ટ, હીમેટાઇટ. લોખંડના ચોરસા; મેન્ગેનીઝ.

૧૫) નીચેની કાચી ધાતુ,

વોલ્ફ્રેમાઇટ, શીલાઇટ, મોલીડેનાઇટ, મેન્ગેનીઝ, નીકલ; ક્રોમ; હીમેટાઇટ લોખંડ; જસત; સીસું; બૉકસાઇટ.

૧૬) ઍલ્યુમીનીયમ, ઍલ્યુમીના અને એલ્યુમીનમ સૅાલ્ટસ.

૧૭) ઍન્ટીમની, ઍન્ટીમની સલ્ફાઇડ તથા ઑકસાઇડ.

૧૮) ત્રાંબું, અને ત્રાંબાના તાર.

૧૯) સીસું, (ચોરસાં પતરાં યા નળી)

૨૦) આંકડાવાળા તાર તથા તેને ગોઠવવાનાં તથા કાપવાનાં હથીઆર.

૨૧) લશ્કરી વ્હાણુ મછવા સાથે તથા જુદા જુદા ભાગ જે લશ્કરી વ્હાણપર વપરાસમાં આવે.

૨૨) સબમરીન માટે સીગનલને લગતુ ઍપરેટસ.

૨૩) દરેક જાતના હવાઇ વિમાન, બલુન, વિગેરે તથા તેના જુદા જુદા ભાગો તથા હવાઇ વિમાન, બલુન વિગેરેના સંબંધમાં વપરાસમાં આવે એવી ચીજો..

૨૪) દરેક જાતની મૅાટરગાડીઓ તથા તેના જુદા જુદા ભાગ.

૨૫) મૅાટરગાડીઓ તથા સાઇકલો મૅાટર ટાયરો તથા કવરો તથા ટાયર બનાવવામાં યા રીપેર કરવામાં ઉપયોગમાં આવે એવી ચીજો તથા સામનો.

૨૬) રબર તથા ઍકલા રબરના બનેલા માલો.

૨૭) આયર્ન પાઇરાઇટ.

૨૮) ખનીજ તેલો, મૅાટર સ્પીરીટ (ખનીજ તેલો કાચાં તથા ગાળેલાં, પેટ્રોલ, બેન્ઝીન, નખતેલ તથા મૅાટરમાં વપરાસમાં આવે એવા સ્પીરીટ.)

૨૯) લડાઇને માટેનો દારૂગોળો બનાવવા માટે, હથીઆરો બનાવવા માટે યા રીપેર કરવા માટે તથા જમીનપરની અને દારયાઇ લડાઇ માટે વપરાસમાં આવે એવી ચીજો બનાવવાનો સરંજામ.

૩૦) કાચું ઉન છુટું પાડેલું અથવા પીંજેલું, ઉનના દોરા છુટા પાડેલા અથવા પીંજેલા, તથા રફી ઉન.

૩૧) ટીનની કાચી ધાતુ, ટીન અને ટીન કલોરાઇડ.

૩૨) દીવેલ.

૩૩) મીણબત્તી વગેરેની બનાવટ યા ઉપયોગમાં આવતું પૅરૅફીન વૅકસ.

૩૪) કૉપર આયોડાઇડ.

૩૫) લ્યુબ્રીકન્ટ તેલો.

૩૬) ગાય, બળદ, ભેંસ, વાછરડાં, ઘોડા, ડુક્કર, ઘેટાં, બકરાં, હરણ વગેરે દરેક જાતની ચામડીઓ કાચી યા કેળવેલી; જીન, ઘોડાના સામન, બુટ તથા લશ્કરી સાજ માટે કામમાં આવે એવું ચામડું.

૩૭) ઍમોનીયા સૉલ્ટસ સાદાં યા ભેળવાળાં, ઍમોનીયા દારૂ, યુરીયા, ઍનીલાઇન, અને તેનાં મીશ્રણો.

કન્ડીશનલ કૉન્ટ્રૅબેન્ડ.

૧) ખોરાકી માલો.

૨) જાનવરોનો ખોરાક.

૩) સીવેલાં કપડાં, કપડાં સીવવા માટેનું કાપડ, લડાઇમાં ઉપયોગી થાય એવાં બુટ તથા શુ.

૪) સોના રૂપાના સીક્કા તથા લગડી; પેપરમની.

૫) લડાઇમાં ઉપયોગમાં આવે એવી દરેક જાતની ગાડીઓ (મોટર ગાડીઓ સિવાય) તથા તેના જુદા જુદા ભાગો.

૬) દરેક જાતનાં વ્હાણ તથા મછવાઓ, તરી શકે એવા ડૉક, તથા તેના ભાગો.

૭) રેલ્વે સામન, જડેલાં તથા ગાડાં ગાડીઓ; ટેલીગ્રાફ વાયરલેસ તથા ટેલીફોનનાં સામન.

૮) ખનીજ તેલ સિવાયનાં બળતણ.

૯) લડાઇ માટે વપરાસમાં આવે એવો ખાસ બનાવવામાં નહિ આવ્યો હોય એવો પાઉડર તથા સળગી ઉઠે એવા પદાર્થો.

૧૦) ઘોડાની નાળ અને નાળ જડવાના સામન.

૧૧) ઘોડાના સામન, જીન વિગેરે.

૧૨) ટેલીસ્કોપ, ક્રોનોમીટર, તથા દરેક જાતના નૌકાશાસ્ત્રને લગતાં ઓજારો.

૧૩) ચામડાં કેળવવામાં ઉપયોગમાં આવે એવા દરેક જાતના માલો (ટેનીન વિગેરે સાથે)

---

સ્પેનીશ અને પોરચુગીઝ બંદરોમાં આશરો લીધેલાં દુશ્મની વ્હાણો પરનો માલ છોડવવા માટેની ગોઠવણના સંબંધમાં ચાલેલા પત્ર વ્યવહારની નકલો નામદાર હિંદ સરકાર તરફથી હમને મોકલવામાં આવી છે જેઓને એ નકલો જોવી હોય તેમને ચેમ્બરની ઑફીસમાંથી મળી શકશે.

બીલ્સ ઑફ લેડીંગના સંબંધમાં નામદાર હિંદ સરકાર તરફથી

બીલ્સ ઑફ લેડીંગ. નામદાર કસ્ટમ્સ કલેક્ટરોને મળેલા હુકમ મુજબ તેઓ તરફથી નીચે મુજબની નોટીસ તા.૨૪ મી જુલાઈ ૧૯૧૫ ને રોજ કાઢવામાં આવી છે.

૧) અત્રે ખબર આપવામાં આવે છે કે નામદાર હિંદ સરકારના હુકમ મુજબ દરેક માલ જે યુરોપના કોઇપણ દેશો યા ટુર્કીમાંના એસીયાટીક પ્રદેશો ખાતે મોકલવા માટે ચઢાવવામાં આવ્યો હોય તે માલ એબ્સોલ્યુટ યા કન્ડીશનલ કાંટ્રેબેન્ડ માલોની યાદીમાંનો હોય યા નહિ તો પણ તે માટેના બીલ ઑફ લેડીંગ યા કસ્ટમ્સ ખાતા તરફથી મંજુર થયેલી તેની નકલો સ્ટીમરપર હોવી જોઇએ.

૨) રસીયા યા યુરોપમાંના મધ્યસ્થ રાજ્યોએ મોકલવા માટેના માલના સંબંધમાં બીલ્સ ઑફ લેડીંગ ખરેખરી રીતે જેના પર માલ મોકલવામાં આવ્યો છે તે ગૃહસ્થના નામપર યા તો કોઇ બેંક યા શરાફી પેઢીના નામપર કરવા પડશે જો બેંક યા તેવી પેઢીના બીલ ઑફ લેડીંગ કરવામાં આવે તો તે સાથે માર્જીન પર ખરા માલ મોકલનારનું નામ જણાવવું પડશે.

૩) યુનાઇટેડ કીન્ગડમ, ફ્રાન્સ તથા ઇટલી ખાતે મોકલવા માલ ચઢાવવામાં આવે તે સંબંધમાં ખરેખરી રીતે જેનાપર માલ મોકલવામાં આવ્યો છે તેનું નામ જણાવવાની જરૂર નથી પણ બીલ ઑફ લેડીંગમાં તથા સ્ટીમરના મૅનીફેસ્ટમાં જે જગ્યાએ માલ મોકલવા ધારેલો છે તે જગ્યાનું નામ ચોખ્ખી રીતે જણાવવું પડશે.

૪) નેધરલૅન્ડસ મોકલવા માટેના માલ માટેનાં બીલ ઑફ લેડીંગ નેધરલૅન્ડસ ઓવરસી ટ્રસ્ટના નામનાં બનાવવાં પડશે.

૫) ઉપર જણાવેલાં દરેક કન્સાઇન્મેન્ટ માટે કૅપ્ટનની નકલ તથા ડેકલરેશન ઑફ ડેસ્ટીનેશન તથા લાઇસન્સ તથા સ્ટીમર-

ના મૅનીફેસ્ટ સાથે સરખાવવા સ્ટીમરના એ-જન્ટ યા માલ ચઢાવનાર તરફથી બીલ ઑફ લેડીંગ કસ્ટમ હાઉસના નિકાશી ખાતાને આપવાં પડશે. સ્ટીમરના મૅનીફેસ્ટની નકલ સ્ટીમરના એજન્ટે બનતી તાકીદે આપવી પડશે કે જેથી બંદર છોડવા માટે સ્ટીમરને હુકમ મળવામાં ઢીલ ન થાય. તે હુકમ સાથે કસ્ટમ્સના નિકાશી ખાતા તરફથી મંજુર થયેલી બીલ્સ ઑફ લેડીંગની નકલો તથા સ્ટીમર મેનીફેસ્ટની એક મંજુર થયેલી નકલ આપવી પડશે.

૬. સ્ટીમરના એજન્ટને મૅનીફેસ્ટ બનાવવાની સવડ પડે તે માટે માલની ચઢત કરનારાઓએ માલ જેને મોકલવાનો છે તેનાં નામ તથા ઠેકાણાં શીપીંગ બીલ્સમાં જાહેર કરવાં પડશે જે બીલ્સ ઑફ લેડીંગમાં કરવામાં આવેલી નોંધની બરાબર હોવાં જોઇએ.

૭. યુરોપની બહારના મધ્યસ્થ દેશો ખાતે મોકલવા માટેના શીપમેન્ટમાં, યુરોપમાંના મધ્યસ્થ દેશોએ માલ ચઢાવવા માટેની જે રીત ઉપર જણાવવામાં આવી છે તે રીત વાપરવાની જોકે ખાસ જરૂર નથી તો પણ તે રીત પ્રમાણે ચઢત કરવાની જાહેર પ્રજાને ખાસ ભલામણ કરવામાં આવે છે.

ટર્કીમાંના એસીયાટીક પ્રદેશોએ માલ મોકલવાના સંબંધમાં યુરોપમાંના મધ્યસ્થ દેશો ખાતે માલ ચઢાવવાનાં કન્સાઇન્મેન્ટ માટે જણાવવામાં આવેલી રીત બરાબર વાપરવી પડશે.

૮) સ્ટીમરોને ખોટી થવા, યા સ્ટીમરો તથા માલો જપ્ત થવાનું જોખમ બને તેટલું ઓછું કરવા સોમવાર તા. ૨૬ જુલાઈ ૧૯૧૫ ના દિવસથી જે વ્હાણો માલ ચઢવા માંડયો હોય તેના સંબંધ ઉપર જણાવેલી રીત લાગુ પાડવામાં આવશે એમ છતાં પણ ખાસ દાખલાઓ જેમાં દિવસથી એ રીત લાગુ પાડવાનું અશક્ય અઘવડ ભરેલું જણાશે તે દાખલાઓમાં મુ તમાં થોડોક વધારો કરવામાં આવશે.

માલ જેના પર મોકલવામાં આવ્યો તેના નામ તથા ઠેકાણાં જે શીપીંગ બીલ્સ લખવામાં આવે તે ખાનગી રાખવામાં આવશે

---

નામદાર હિંદ સરકાર તરફથી છાપ જોગી ખબર બહાર પાડવામાં આવી છે તે જણાવવામાં આવ્યું છે કે સને ૧૯૦૯ ફેબ્રુઆરી માસની ૬ ઠ્ઠી તારીખે લન્ડન સહી થયલું ડેકલરેશન (તેમાંની અમુક કલમ સિવાય) ઇટલીએ માન્ય કર્યું છે. આ ડેકલેરેશનની સંપુર્ણ વિગત જેઓને જાણવી હો તેમને આ ચેમ્બરનો ઑફીસમાંથી મળી શકશે

---

ઑસ્ટ્રીયન લૉઇડસ્ટીમર ટ્રીએસ્ટ ઘણે કરીને ટ્રીએસ્ટમાં અને હુંમ્બર્ગ અમેરી સ્ટીમર "નીકોમીડીઆ" ઘણું કરીને હુંમ્બર્ગમાં હાલ છે એવી ખબર મળીછે એમ નામદા હિંદ સરકાર તરફથી જણાવવામાં આવ્યું છે.

---

**દરિયા પારની બ્રિટીશ ઈનામી કોર્ટ સમક્ષ ચાલેલું કામકાજ.**

લન્ડન ગૅઝીટમાંથી નીચેના ફકરો છાપાજોગ ખબર તરીકે નામદા સરકાર તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

"એવી ખબર મળી છે કે નીચે જણાવેલા વ્હાણો પરના અમુક માલના સંબંધમાં નીચેની પ્રાઈઝકોર્ટમાં કામ ચલાવવામાં આવ્યું હતું.

| પ્રાઇઝ કોર્ટ. | વ્હાણનું નામ. | તારીખ. | ચુકાદો |
|---|---|---|---|
| કમરશીયલ કોર્ટ ઑફ માલ્ટા | ટઇયણી | ૧૬ મી જુન | ? |
| ,, | પાઇરીન | ૨૪ મી જુન | ? |
| ,, | ઍપીઑસ નીકોલા ઑસ | ૧ લી જુલાઇ | ? |
| ,, | એલેની | ૧ લી જુલાઇ | ? |
| ફૉકલૅંડ આયર્લૅન્સની વડી અદાલત | પૅકસ (આરજેન્ટાઇન) | | |
| કમરશીયલ કોર્ટ ઑફ માલ્ટા | માલ્ટા | ૧૧ મી જુલાઈ | ? |

---

# CHAMBER'S SECTION.

# ચેમ્બરનો વિભાગ.

મુંબઈ તા. ૧૨ મી ઑગષ્ટ ૧૯૧૫
નામદાર મુંબઈ સરકારના મહેસુલ ખાતાના સેક્રેટરી સાહેબ જોગ
મું. મુંબઈ.

સાહેબ,

આ શહેરમાં તંબાકુનો વ્હેપાર કરનારા હિંદી વ્હેપારીઓ અને બીજાઓને પડતી અગવડો સંબંધી આ વિજ્ઞપ્તી પત્ર આ ચેમ્બરની કમિટીની ફરમાસથી નામદાર સરકાર સમક્ષ રજુ કરવા હું રજા લઉં છું.

નામદાર સરકારને વિદિત છે તે મુજબ ગામઠી તંબાકુના વ્હેપારીઓની, બોમ્બે કન્ટ્રીટોબેકો ટ્રેડ એસોસિએશન નામની એક સંસ્થા અત્રે છે એ મંડળના સભાસદોમાં કેટલાક જથ્થાબંધ, તથા કેટલાક છુટક ધંધો કરનારા વ્હેપારીઓ છે, કે જેઓ નામદાર સરકાર તરફથી પરવાનગી ( લાઇસન્સ ) મેળવી પોતાનો ધંધો ચલાવે છે. આ એસોસિએશને તેઓને પોતાના હકનો ધંધો રોજગાર ચલાવવામાં જે અગવડ તથા દુઃખ અત્યારે પડે છે તે પર વિચાર કરવા ચેમ્બરના સભાસદ તરીકેના તેઓના હકની રૂએ વિનંતી કરી હતી. આ દુઃખ ત્વરિત નિવારણ કરવામાં આવે એવી ખાશ જરૂર મ્હારી કમિટીને લાગેલી હોવાથી એ બાબત નામદાર સરકારને અરજ કરવા તેઓ રજા લે છે અને આ એસોસિએશને આ ચેમ્બર પર એક પત્ર લખી, કલાઇવ સ્ટ્રીટની જુની ગોડાઉનોમાંથી તંબાકુની વખારો ખાલી કરી કસ્ટમ હાઉસ રોડપરની નવી ગોડાઉનોમાં લઇ જવા માટે નામદાર સરકારના તંબાકુ ખાતા તરફથી મળેલો હુકમ ચેમ્બરને વિદિત કરી નામદાર સરકાર સમક્ષ તેઓની ફરિયાદ રજુ કરવા ચેમ્બરને અરજ કરી હતી. આ સંબંધીની તેઓની ફરિયાદની તમામ દલીલો ઑન. મી. એચ. ઓ. કવીન કમીશનરને તા. ૩ જી ડીસેમ્બર ૧૯૧૪ ને રોજ તેઓએ એક અરજીથી રજુ કરી હતી (પુરવણી).

મ્હારી કમિટીએ મુંબઇના કલેકટર પર પત્ર લખી તેઓની સત્તા હેઠળના તંબાકુ ખાતા તરફથી જે હુકમ બહાર પાડવામાં આવ્યો હતો કે તા. ૩૧મી ડીસેમ્બર ૧૯૧૪થી કલાઇવ સ્ટ્રીટની વખારોમાં તંબાકુ ભરવા દેવામાં આવશે નહિં, પણ કસ્ટમ હાઉસ રોડ પરની અગ્નીખુની વખારો પોર્ટ ટ્રસ્ટ પાસેથી તંબાકુ માટે લેવામાં આવીછે જ્યાં તંબાકુ લઇ જઇ ભરવો.' એ હુકમ તરફ તેમનું ધ્યાન ખેંચ્યુ.

આ પત્રનો એવો જવાબ મળ્યો કે કમિટીના પત્રમાંના ઘણાખરા મુદ્દાઓ પર મજકુર હુકમ સંબધી ઠરાવ કરતા પહેલાંજ કમિશનર તથા કલેકટર તરફથી ઘણી કાળજીથી વિચાર ચલાવવામાં આવ્યો હતો. ( પુરવણી )

આ પત્રમાં તેઓએ એવી દલીલ કરી હતી કે નવી વખારોનું મકાન ઘણું સારૂં અને સગવડ ભરેલુંછે અને વળી અધિકારી કબજો અને દેખરેખ અત્રે વધુસારી રીતે રહી શકે એવો ખાસ ફાયદો છે. પણ તંબાકુના વેપારીઓને તેઓના ધંધા માટે આ વખારો તદન અયોગ્ય માલુમ પડી અને જોકે મ્હારી કમિટી કબુલ કરેછે કે એ વખારોમાં કલેકટરને "અધિકારી અમલ અને કબજા સંબંધીનો મોટો કુદરતી

ફાયદો મળે" તોપણ નવી વખારની સ્થિતિથી જે સઘવડ, આર્થિક નુકશાન, મુશ્કેલી એ વેપારને થયાંછે તે માટે કાળજી પૂર્વક અને તાકીદે ધ્યાન આપવાની જરૂર છે.

મ્હારી કમિટીએ શરૂઆતમાં, જે કાર્ય માટે આ વખારો વપરાવાની હતી તે કાર્ય માટે તેની યોગ્યતાનો નિર્ણય કરવાનું, ઉચિત ધાર્યું. અને આ માટે સીવીલ એન્જીનીયર મી, ચેમ્બર્સ હસ્તક બન્ને ગોડાઉનોની સરવે કરવા દેવા ઍસીસ્ટંટ કલેક્ટર પાસે રજા માંગી જે નહિં આપવામાં આવી. ત્યારબાદ કમિશનર પર પત્ર લખી (પુરવણી) તેમની પાસે રજા માંગી તેમના તરફથી મળેલો જવાબ આ સાથે ટાંકવામાં આવ્યોછે. (પુરવણી) આવી સરળ માંગણીને માટે પણ જે ના પાડવામાં આવીછે એ ઘણીજ દીલગીરીની વાતછે કારણ જો આ માંગણી મંજુર કરવામાં આવી હતે તો એ નવી ગોડાઉનના મકાનની અઘવડો અને તંબાકુના વ્હેપારીઓને તેનાથી થતા નુકશાન સંબંધી તેઓને જે કંઇ ફરિયાદ કરવાની હતે તે આંકડાઓની મદદથી નામદાર સરકાર સમક્ષ રજુ કરવાનું કમિટીનું કાર્ય સુલભ થતે. તે ન થતાં તંબાકુ ખાતાં તરફથી મોકલવામાં આવેલા માપણીના આંકડાઓ પરજ મ્હારી કમિટીને આધાર રાખવો પડે છે. જે આંકડાઓમાં નીચે જણાવવામાં આવે છે તે મુજબ ઘણી અગત્યની વિગત ખાતલ કરવામાં આવી છે.

તા. ૫ મી એપ્રીલ ૧૯૧૫ ના પત્રમાં કલેક્ટરે જુની તથા નવી ગોડાઉનોની ઉંચાઇ તથા તેના ક્ષેત્રફળના આંકડા મોકલાવ્યા. (પુરવણી) પણ નવી ગોડાઉનના સંબંધમાં એમના આંકડા મુંબઇની પોર્ટ ટ્રસ્ટના સીવીલ એન્જીનીયરના રિપોર્ટને મળતા આવતા નથી. આ રિપોર્ટમાં સીવીલ એન્જીનીયરે એવી ફરમાસ કરી હતી કે નવી ગોડાઉનોના ઉપલા માળો પર એક ચોરસ ફૂટ જેટલી જગ્યા પર ૧૪૦ રતલથી વધારે વજન મુકવું નહિં... અને ૩'૬+૩'૬ ના માપની ૭૨૦ રતલની વજનની તંબાકુની ગાંસડીઓ બેથી - વધારે ચઢાવવી નહિ. મ્હારી કમિટીને ખબર મળી છે કે આ રિપોર્ટ અમલમાં મુકવામાં આવ્યો, છે અને ઉપલા માળો, પર એકપર એક એમ બેથી વધારે ગાંસડી ચઢાવવા દેવામાં આવતી નથી. આથી વખારોમાંના વાંપરી શકાય એવા કુલ ક્ષેત્રફળમાં ગંભીર ઘટાડો થવા પામ્યા છે અને જગ્યાના પ્રમાણમાં ભાડામાં વધારો થયલો હોવાથી તંબાકુના વ્હેપારીઓની ફરિયાદ વાજબી ઠરી છે. નવી ગોડાઉનોની તંબાકુની વખારો તરીકે વાપરવા માટેની અયોગ્યતા સંબંધી તંબાકુના વ્હેપારીઓની ફરિયાદને તા. ૮ મી માર્ચ ૧૯૧૫ને દિને તંબાકુ ખાતાના સુપ્રીન્ટેન્ડન્ટ તરફથી કાઢવામાં આવેલી નોટીસથી ટેકો મળ્યોછે આ સંબંધમાં ત્યાં થયેલા કેટલાક અકસ્માતો ખાસ કરીને તા. ૪ થી જુન ૧૯૧૫ને રોજ ત્રીજે માળે એકાએક ક્રેઇન છટકવાથી થયેલા અકસ્માત પર નામદાર સરકારનું ધ્યાન ખેંચવા મ્હારી કમિટી રજા લેછે.

કલેક્ટરે આપેલા આંકડા પ્રમાણે કુલ ક્ષેત્રફળ (Cubic contents) ૩૩,૧૧,૨૯૬ જણાવવામાં આવ્યું છે જ્યારે ચીફ એન્જીનીયરે ગાંસડી મુકવાના સંબંધી જે હદ જણાવીછે તે ગણતાં કુલ ક્ષેત્રફળ ફક્ત ૧૫,૪૧,૮૩૨જ થાયછે.

મ્હારી કમિટી, આ એસોસીએશન તથા નામદાર સરકારના તંબાકુ ખાતા વચ્ચે અત્યાર સુધી પત્રવ્યવહાર ચાલ્યો છે પણ અત્યાર સુધીમાં તંબાકુના વ્હેપારીઓની એક પણ અગવડનું નિવારણ થયું નથી.

આ પત્ર સાથે ટાંકવામાં આવેલી કેટલીક પુરવણીઓ ખાસ કરીને એ એસોસીએશને કમીશનરને કરેલી અરજી, મ્હારી કમિટીએ એજ અધિકારીને લખેલો પત્ર (પુરવણી) તથા એ એસોશિએશન તરફથી મેસર્સ ક્રૉગી, બ્લન્ટ અને કેરો સોલીસીટરોએ કલેકટરને લખેલા પત્ર પરથી નામદાર સરકારને વિદિત થશે કે છેલ્લા આઠ મહિના થયાં તંબાકુના વ્હેપારીઓને બિન જરૂરી દુઃખ અગવડ અને ખર્ચ થયા છે જે, જો કલેક્ટરે શરૂઆતથીજ તંબાકુના વ્હેપારીઓ પર ભરોંસો રાખી નવી વખારની અયોગ્યતા વિષે તેઓના વાંધા સાંભળ્યા હતે અને માયાળુપણે વિચારોના વિનિમય કરી તેઓના વાંધા દુર કર્યા હતે તો, અટકાવી શકાતે.

જે અગવડો અને દુઃખ વિષે ફરિયાદ કરવામાં આવી છે તેનો ચોખ્ખો ખ્યાલ

જુના ગોડાઉનમાં જ્યાં ૧૦૦૦ ગાંસડી સમાઈ શકતી હતી ત્યાં માસિક ભાડું રૂ. ૧૦૮ હતું ત્યારે નવા ગોડાઉનમાં જ્યાં ફક્ત ૧૭૫ ગાંસડી રહી શકે છે ત્યાં માસિક રૂ. ૮૦ થી ૧૫૦ ભાડું આપવું પડેછે. આ પ્રમાણે ૧૦૦૦ ગાંસડી સમાવવા માટે રૂ. ૪૫૦ થી ૭૫૦ સુધીનું ભાડું પડે છે. આ મોટું ભાડું આ વ્હેપાર પર મોટા બોજા રૂપે ધારવામાં આવે છે.

મ્હારી કમિટી નામદાર સરકારને એવી અરજ કરેછે કે ઉપલી વિગતો ધ્યાનમાં લઇ તંબાકુના વ્હેપારીઓને હાલ ખમવી પડતી અઘવડો બનતી તાકીદે નીવારણ થઈ શકે એવા હુકમો ફરમાવવા નામદાર સરકાર મ્હેરબાની કરશે. તેઓને એવો વિશ્વાસ છે કે આ દેશના એક સ્વદેશી ઉદ્યોગ કે જેને ઘણાએક નિયમો અને ધારાઓથી ખમવું પડયું છે તેને વધુ અઘવડમાં લાવવા નામદાર સરકારની ઇચ્છા નહિજ હોઇ શકે. વિદેશીય તંબાકુથી આ દેશના ઉદ્યોગને થોડું ખમવું પડયું નથી અને મ્હારી કમિટી ધારી શકતી નથી કે કલેકટર તરફથી હાલ બહાર પાડવામાં આવેલા હુકમો જેવી રીતથી આવા દેશી ઉદ્યોગને વધુ અઘવડ કરવા નામદાર સરકારની ઇચ્છા હોઇ શકે.

છેવટે મ્હારી કમિટી જણાવવા રજા લે છે કે કલેકટર તરફથી રજુ કરવામાં આવેલા ૨ મુદ્દા એ છે કે (૧) નવી ગોડાઉન દરેક રીતે વધારે સારી અને સઘવડ ભરેલી છે. (૨) અને અધિકારી અમલ રાખવા માટે એમના વિચાર પ્રમાણે, એ ગોડાઉનમાં ખાસ વધારે ફાયદા છે

મ્હારી કમિટીને વિશ્વાસ છે કે ઉપર જણાવવામાં આવ્યું છે તે ઉપરથી નામદાર સરકારની ખાતરી થઇ હશે કે તંબાકુની વખાર માટે નવી ગોડાઉન યોગ્ય નથી. જુની ગોડાઉન કરતાં વધારે એ સઘવડવાળાં નથીજ, તે માટે ઉપર જણાવેલા આંકડા અને પોર્ટ ટ્રસ્ટના ચીફ એન્જીનીયરે મુકેલો પ્રતિબંધ પુરતી દલીલો છે જેથી આ કમિટી તરફથી વધુ ટીકાની જરૂર રહેતી નથી.

૨. આ ઉદ્યોગ ઉપર વિશેષ અધિકારી અંકુશ રાખવા માટેના કોઇ પગલાં લેવામાં આવે તે બાબે મ્હારી કમિટીને કઇ વાંધો નથી પણ તેઓ અત્રે રજુ કરવા હિંમત ધરે છે કે નવી ગોડાઉનની બુદ્ધ બાંધણીમાં એવી ખોડ છે કે જેથી એ ઉદ્યોગને મોટું નુકશાન થાય છે તેનો પણ સાથે સાથે વિચાર કરવામાં આવે તો જણાશે કે ઉપર જણાવેલા ફાયદામાં ઘણો ઘટાડો થાય છે.

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર ઍન્ડ, બ્યુરોની કમિટીની એક સભા તા. ૨ જી જુલાઇ ૧૯૧૫ ને રોજ સાંઝના ૨-૩૦ કલાકે (મું. ટા.) મળી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

(૧) ઑન. સર ફાઝલભાઈ કરીમભાઈ (પ્રમુખ)
(૨) ઑન. શેઠ મનમોહનદાસ રામજી
(૩) શેઠ ચતુર્ભુજ શીવજી
(૪) ઑન. શેઠ લલ્લુભાઇ સામળદાસ
(૫) શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ
(૬) શેઠ મોતીલાલ કાનજી
(૭) શેઠ મોતીલાલ વલ્લભજી

૧. ગઇ વખતની કમિટીની મીટીંગની મીનીટ જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે થોડા સુધારા સાથે પસાર કરવામાં આવી હતી.

૨. એકાઉન્ટન્સી ડીપ્લોમા બોર્ડ ઑડીટરોની થનારી નવી પરીક્ષા બાબે નિયમોનો જે ખરડો કમિટી ઉપર વિચાર માટે મોકલાવી આવ્યો હતો તે ખરડા ઉપર કમિટીએ વિચાર કરવાને સબ-કમિટી નીમી હતી. તે

સબ-કમિટીનો રિપોર્ટ પસાર કરવાનું ઠેરવવામાં આવ્યું હતું તથા તેણે ઘડેલો ખરડો મોકલાવી આપવાનું ઠેરવવામાં આવ્યું હતું.

૩. ધી બૉમ્બે કન્ટ્રી ટોબેકો ટ્રેઇડ એસોસિએશનની બાબત ઉપર નામદાર સરકાર ઉપર અરજી મોકલવા માટે જે સબ-કમિટી નીમવામાં આવી હતી તેના બાબે એમ ઠેરવવામાં આવ્યું હતું કે તે સબ-કમિટીનો ખરડો તૈયાર થયા પછી છપાવીને કમિટીના બધા સભાસદોમાં વ્હેંચવો અને ત્યારબાદ જો કોઇ તરફથી વાંધો ન હોય તો નામદાર સરકાર ઉપર મોકલી આપવો.

૪. મેંગેનીઝની નિકાશ કરનારાનાં નામ માટે કસ્ટમ્સ કલેકટરનો કાગળ આવ્યો હતો તે ઉપર વિચાર કરતાં તે પત્રની મતલબ સઘળા સભાસદોમાં ફેરવવાનું ઠેરવવામાં આવ્યું હતું તથા જોઇતી માહિતી લખી મોકલવાનું ઠેરવવામાં આવ્યું હતું.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર ઍન્ડ બ્યુરોની કમિટીની એક ખાસ સભા શનીવાર તા. ૧૭ મી જુલાઇ ૧૯૧૫ ને રોજ સાંજના ૨-૩૦ કલાકે ( મું. ટા. ) મળી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

(૧) ઑન. સર ફાઝલભાઇ કરીમભાઇ (પ્રમુખ)
(૨) શેઠ દીનશાહ એદલજી વાચ્છા
(૩) શેઠ પુરૂષોતમદાસ ઠાકોરદાસ
(૪) શેઠ ચતુર્ભુજ શીવજી
(૫) ઑન. શેઠ લલ્લુભાઇ સામળદાસ
(૬) શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી
(૭) શેઠ સોરાબજી એદલજી વૉર્ડન
(૮) શેઠ જયનારાયણ હિંદુમલ દાનો
(૯) શેઠ મોતીલાલ વલ્લભજી
(૧૦) શેઠ મોતીલાલ કાનજી
(૧૧) શેઠ રતનશી મુળજી

૧. કમરશીયલ કૉંગ્રેસની સબ-કમિટીએ એમ સુચના કરી હતી કે કૉંગ્રેસની રીસેપ્શન કમિટી, આ ચેમ્બરની કમિટીતથા તે સાથે મુંબઇની દરેક હિંદી વ્હેપારી ઍસોસિએશનના અકેક પ્રતિનિધિની બનેલી હોવી જોઇએ. આ સુચના પર વિચાર કરતાં કમિટીએ એમ ઠરાવ કર્યો હતો કે કમરશીયલ કાન્ગ્રેસની રીસેપ્શન કમિટી આ ચેમ્બરની કામટીની તથા તે સાથે મુંબઇની દરેક હિંદી વ્હેપારી ઍસોસિએશનના ઓછામાં ઓછા એક પ્રતિનિધિની હોવી જોઇએ, અને તેને પોતાની સંખ્યામાં વધારો કરવાની સત્તા રહેશે.

બાદ બીજું કંઇ કામકાજ નહિં હોવાથી સભા બરખાસ્ત થઈ હતી.

---

સુચના મુજબ એ કાયદામાં ફેરફાર કરવાનું મંજુર કર્યું હતું. સુધારાના ખરડામાં ચેમ્બરે એવો સુધારો સુચવ્યો હતો કે કલકત્તામાં જે સરટીફીકેટો આપવામાં આવે તે બંગાળ, બીહાર અને ઓરીસા જોડીઆ પ્રાંતો તથા આસામની જે નદીઓ પર વ્હાણો હરી ફરી શકે તે નદીઓ પર પણ ચાલી શકે.

---

**ઘઉંના પાકને લગતી યાદી.**

ડીરેકટર ઑાફ સ્ટેટીસ્ટીકસ તરફથી જુદા જુદા પાકની યાદીઓ બહાર પાડવામાં આવે છે તેમાં ઘઉંના પાકની યાદી બહાર પાડવાના સંબંધમાં કરવામાં આવેલી કેટલીક નીચે મુજબની સુચનાઓ પર ચેમ્બરનો અભિપ્રાય માંગવામાં આવ્યો હતો.

(૧) ઘઉંના વાવેતરને લગતી પહેલી યાદી જે દરેક વર્ષના જાનેવારીની તા. ૧ લી એ બહાર પાડવામાં આવે છે તેને બદલે તા. ૨૦ મી એ પાડવી.

(૨) ઘઉંના વાવેતરને લગતી બીજી યાદી જે ૧૫ મો માર્ચે બહાર પાડવામાં આવે છે તેને બદલે બીજી યાદી ઘઉંના વાવેતર તથા પાકના સંબંધમાં તા ૧૫ મી એપ્રીલે બહાર પાડવી.

(૩) છેલ્લી યાદી જે હાલ તા. ૩૧ મી મે ને દિને પ્રસિદ્ધ કરવામાં આવે છે તેને બદલે તા. ૧ લી જુલાઇને દિને પ્રસિદ્ધ કરવી.

કેટલીક એસોસિએશનોની કમિટીએ આ બાબત સલાહ લીધા બાદ તેઓને લાગ્યું કે ૧ લી તથા ત્રીજી સુચનાની તરફેણમાં જાહેર મત છે અને એ ફેરફારથી વ્હેપારને ફાયદો થવાની આશા છે પણ ૨ જી સુચના માટે એવો અભિપ્રાય ધરાવવામાં આવે છે કે ૨ જી યાદી બહાર પાડવા માટે ૧૫ મી એપ્રીલ એ ઘણું મોડું ગણી શકાય. કમિટીએ આ ઉપરથી એવી સુચના કરી હતી કે એ ૨ જી સુચના પર ફરીથી વિચાર કરવો. એકંદરે ઉપર જણાવેલી ત્રણ સુચના પ્રમાણે હાલની તારીખોમાં ફેરફાર કરવા કમિટીએ સંમતી બતાવી હતી અને એજ ધોરણે બીઆં અને બીજાં અનાજની યાદીઓ પ્રસિદ્ધ કરવાના સંબંધમાં પણ ફેરફાર કરવાથી ફાયદો થઈ શકશે કે કેમ તે બાબત પર વિચાર કરવા સ્ટેટીસ્ટીકસ ખાતાને ભલામણ કરી હતી.

---

**મદ્રાસ ચેમ્બર.**

**હિંદમાંની દુશ્મન પેઢીઓ.**

એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે યુરોપીઅન ઍસોસિએશને નામદાર હિંદ સરકારને તા ૧૬ મી જુન ૧૯૧૫ ને રોજ એક પત્ર લખ્યો હતો તેના ટેકામાં નામદાર હિંદ સરકારને એક પત્ર લખી એવો આગ્રહ કરવો કે હિંદમાની દુશ્મન પેઢીઓ સામે હાલ તાત્કાલીક તથા લડાઇ પછી મજબુત પગલાં લેવામાં આવે

---

*કરાંચી ચેમ્બર ઑાફ કૉમર્સ.*

**મર્ચન્ડાઈસ માર્કસ એક્ટ.**

આ કાયદામાં સુધારો કરવાની બર્મા ચેમ્બરે એક વિજ્ઞપ્તી પત્ર લખ્યો હતો તેને કરાંચી ચેમ્બર તરફથી ટેકો આપવામાં આવ્યો હતો તે સંબંધમાં નામદાર હિંદ સરકાર તરફથી જણાવવામાં આવ્યું હતું કે બર્મા ચેમ્બરની સુચના તેઓ માન્ય કરી શકતા નથી.

---

## નિરાશ થએલાંને એક ખાત્રી ભરેલો સંદેશો.



# કંદર્પ-કેસરી



પુખ્ત ઉમ્મરે પહોંચેલા અને સંસાર સંબંધમાં જોડાએલા કેટલાક પુરૂષો વીર્યના મહાન પ્રભાવથી અજાણ્યા હોવાને લીધે કે કાંતો પોતાની હદપારની ઇચ્છાના વેગને ન અટકાવી શકવાને લીધે વાસ્તવીક નિયમોનો ભંગ કરી વીર્યહીન - બની પોતાના શરીરની પાયમાલી કરી મૂકે છે. તેમજ યુવાન વયના વિદ્યાર્થીઓ પણ પોતાની વિષય વાસના પુરી પાડવા માટે ખરાબ સોબતે ચઢી નીતિ વિરૂદ્ધ કેટલાક કામો કરે છે, અને એવી કુટેવોથી પોતાના શરીરની અને આત્માની શકિતનો સદંતર નાશ કરે છે. આવાં કારણોથી તેમને અનેક પ્રકારનાં બીજાં દરદો પણ લાગુ પડે છે. જ્ઞાનતંતુઓ અને વીર્યવાહિની નસો નબળી પડી જાય છે. તેમની જીંદગી બહુ ઉદાસી થઈ રહે છે કામકાજ કરવામાં નાઉમેદી ઉત્પન્ન થાય છે. ભેજામાં કોઈ પણ રીતનો જુસ્સો રહેતો નથી. કમઝોરીને લીધે આખી જીંદગી ઉપર કંટાળો ઉત્પન્ન થાય છે. આવા પ્રકારની ઉપાધિથી મુક્ત થઇ જીંદગીને કાયમને માટે સુખી કરવા **કંદર્પ-કેસરીનોજ** ઉપયોગ કરવાને અમે ભલામણ કરીએ છીએ. શકિતની દવા માટે હવે હવે તમારે કોઇ પણ ઠેકાણે ફાંફાં મારવાની જરૂર નથી. તમારા મિત્રો કે સંબંધિયોને પણ **કંદર્પ-કેસરી** શિવાય બીજી કોઇ પણ શકિતની દવાનો ઉપયોગ કરવાને સાફ ના પાડી દેજો કારણકે એનું સેવન કરવાથી શરીરમાંની કાયમને માટે ગએલી શકિત પાછી સજીવન થાય છે મગજને પુષ્ટ કરી સ્મરણ શકિતને વધારે છે. આખો દિવસ શરીરમાં ખરો જુસ્સો તથા ઉત્સાહ ભરાએલા રહે છે. ધાતુ સંબધી કોઇ પણ જાતનો થએલો વ્યાધિ નિર્મૂળ કરે છે. પીળા પડી ગએલા, ફીકકા અને નિસ્તેજ ચ્હેરાને શરીરમાં શુધ લોહીનો પ્રવાહ વધારી તેજસ્વી બનાવી મૂકે છે. શરીરના એક એક અંગને સશક્ત તથા પુષ્ટ બનાવે છે. બળ અને આયુષ્યનો વધારો થાય તથા સારાં સતાન ઉત્પન્ન થઇ શકે એવા શુધ્ધ વીર્યનો પુષ્કળ વધારો કરે છે. જેઓ એક વખત **કંદર્પ-કેસરીનો** ઉપયોગ કરે છે. તેઓ પોતાનાં લાગતાં વળગતાને પૌષ્ટિક ઔષધિ તરીકે **કંદર્પ કેસરીનોજ** ઉપયોગ કરવાની ભલામણ કર્યા શિવાય રહી શકતાં નથી વૈદક શાસ્રના પ્રાચીન ગ્રંથો ઉપરથી સંશોધન કરેલી તથા સંત, ખાખી વિગેરે મહા પુરૂષોના સહવાસથી પ્રાપ્ત થએલી કોઇ પણ રીતે નુકશાન ન કરે એવી ઉતમ અને સિદ્ધ વનસ્પતિયો જડીબુટ્ટીઓના સત્વોથી તથા **અંબર, સોનું, મોતી, કસ્તુરી, કેસર, બરાસ,** વિગેરે કિંમતી વસ્તુઓના યોગથી ઉતમમાં ઉતમ વનસ્પતિયોના રસની ભાવનાઓ આપીને અમોએ આ ગોળીઓ તૈયાર કરેલી છે. વર્ષો થયાં અનેક મનુષ્યો એનો ઉપયોગ કરે છે. શરીરે તદ્દન અશકત અને સંસાર સુખ માટે નિરાશ થએલાંઓ પહેલીજ તકે જો **કંદર્પ-કેસરીનો** ઉપયોગ કરે તો વખત અને દ્રવ્યનો ઘણોજ બચાવ થાય છે, તથા ઉતમ રીતે શારિરિક સુખ મેળવી શકાય છે. કેટલાંએક સાધારણ કારણોને લીધે નબળાઈ રહેતી હોય તો તેવે વખતે **વીર્યસ્તંભન** માટે પણ આ ગોળીઓની જેટલી પ્રશંસા કરવામાં આવે એટલી ઓછી છે **તદ્દન નિરાસ થએલાંઓંએ એક વખત જરૂર કંદર્પ કેસરીનો ઉપયોગ કરવો ૫૦ ગોળીની શીશીના** ફકત રૂા ૧—૦—૦ પો૦ જુદું.

## કંદર્પ કળા તેલ.

કમજોર નસોને મજબુત કરવા માટે આ તેલનો બહાર લગાવવાના કામમાં ઉપયોગ થાયછે. એક ઔંસની શીશીના રૂ૦ ૪-૮-૦ પો. જુદું. મળો અથવા લખોઃ—

### વૈદ્ય હરગોવિન્દ હરિદત્ત ઠાકર.

માલેક—આર્ય ઔષધાલય અને સિંહનાદી ડીપો, ભુલેશ્વર રોડ, પાંજરાપોળ ઑફીસ પાસે, મુંબઈ નં. ૪.

☞ દરદીઓ સાથેનો તમામ પત્ર વ્યવહાર ખાનગીજ રાખવામાં આવે છે. જવાબ માટે અડધા આનાની પોષ્ટ ટીકીટ મોકલવી.

પ્રતિવાદીએ જે દલીલ રજુ કરી કે ૧૭ શીલીંગ આપતાં નુર મળ્યું નહિ તે દલીલ એ એકટના ૫૬ મા સેકશન પ્રમાણે ટકી શકતી નથી. પ્રતિવાદીએ વધારે ભાવ આપીને યા પોતાનું વ્હાણુ લઇને માલ પહોંચાડવો હતો.

કોર્ટનું ધારવું એવું છે કે કાયદાની રીતે દાવો વાદીની તરફેણમાં જઇ શકે છે અને જો કે ખરેખરી રીતે જોતાં તેઓ નુકશાન ખમ્યા નથી છતાં બુદ્ધિ ભરેલી રીતે પોતાનો દાવો રજુ કર્યો છે અને જોકે ૫૦૦ થી ૬૦૦ પૌંડ આવી રીતે કમાવા માટે દાવો ચલાવ્યો છે. તો પણ કાયદો તે કાયદોજ છે. અને કાયદા પ્રમાણે સોદાનો ભંગ થયલો હોવાથી વાદીની તરફેણમાં ચુકાદો જાય છે.

---

**અનાજની ચઢત કરનારનો સ્ટીમરના એજન્ટ પર દાવો. સોદાનો ભંગ.**

ન્યુઝપેપરો તરફથી ખબર મળી છે કે કરાંચીમાં મેસર્સ લુઇ ડ્રેઇફસની કું (અનાજની ચઢત કરનારાઓ) તરફથી એલરમેન લાઇન્સ સ્ટીમરોના એજન્ટ પર કોન્ટ્રેકટ પુરો નહિં કરવા બાબે દાવો માંડવામાં આવ્યો છે. એ કોન્ટૅકટ મુજબ વાદીના ચાર કન્સાઇન્મેન્ટ એક ટનના ૧૩ાા શીલીંગને દરે ચઢાવવાની ગોઠવણ કરવી પડી હતી. પ્રતિવાદિએ સોદો કર્યાનું કબુલ કર્યું છે પણ તેઓ તરફથી એવી દલીલ રજુ કરવા માટે સરકાર તરફથી સ્ટીમરો ભાડે લેવામાં આવી હતી તેથી સોદો પુરો કરી શકવો અશકય હતો.

---

**મુંબઈની સ્મૉલકોઝીઝ કોર્ટમાં દાવો દાખલ કર્યાની તારીખ પછી દાવાની રકમપર વ્યાજ.**

**સ્મૉલકૉઝ કોર્ટના હુકમનામાંપર વ્યાજ.**

વ્યાજ નહિ આપવાની જે રૂઢી પ્રચલિત હતી તે સંબંધમા દેશી વેપારી ચેમ્બર તરફથી તથા મુંબઇની કમીશન એજન્ટસ એસોસિએશન તરફથી નામદાર સરકારને એવી અરજ કરવામાં આવી હતી કે જેવી રીતે મદ્રાસ, કલકત્તા તથા રંગુનની સ્મૉલકોઝીઝ કોર્ટના જડજોને, યોગ્ય જણાય એવા દાખલાઓમાં વ્યાજ અપાવવા માટેની મુનસફી રહે એવો અધિકાર આપવામાં આવ્યો છે તેવો અધિકાર મુંબઇની સ્મૉલકોઝીઝ કોર્ટના જડજોને આપવામાં આવવો જોઇએ.

આ સંબંધમાં નામદાર સરકાર તરફથી હાલ એવું જાહેર કરવામાં આવ્યું છે કે રૂ. ૧૦૦૦ અને તેની ઉપરની રકમના દાવાઓમાં દાવો દાખલ થયાની તારીખથી વ્યાજ અપાવવા જડજોને અધિકાર રહેશે.

---

# COMMERCIAL NOTES.

# વેપારી ખબરો.

**મુંબઈના આંતર વ્યાપાર પર લડાઈની અસર.**

નીચેના કોઠામાં મુંબઈમાં ગયા વર્ષમાં તથા આગલા વર્ષમાં રૂ, ઘઉં અને બીજી કેટલીક મુખ્ય ચીજોની દેશાવરોમાંથી થયેલી આયાતની સરખામણી કરવામાં આવી છે. આગલા વર્ષ કરતાં ગયા વર્ષમાં થયલા ઘટાડા પરથી આંતર વ્યાપારને કેટલી અસર થઈ છે તે જણાશે.

| | | ૧૯૧૩-૧૪. | ૧૯૧૪-૧૫. |
|---|---|---|---|
| રૂ. | ગાંસડી | ૩૩,૯૪,૦૦૦ | ૨૭,૭૦,૦૦૦ |
| ઘઉં. | હંડ્રેવેટ | ૭૧,૭૩,૦૦૦ | ૨૬,૭૪,૦૦૦ |
| અળસી. | ,, | ૪૯,૩૩,૦૦૦ | ૧૫,૫૨,૦૦૦ |
| સરસી, રાઇ. | ,, | ૧૧,૦૫,૦૦૦ | ૫૬૩,૦૦૦ |
| સુંઠ. | ,, | ૨૧,૭૫,૧૦૦ | ૪૧૩,૦૦૦ |
| ભોયસીગ. | ,, | ૧૩,૧૬,૦૦૦ | ૬૩૯,૦૦૦ |
| દીવેલી. | ,, | ૨૩,૦૭,૦૦૦ | ૧૧,૭૧,૦૦૦ |
| ચોખા. | ,, | ૫૧,૬૦,૦૦૦ | ૫૦,૦૬,૦૦૦ |
| કપાસીયા. | ,, | ૫૫,૦૨,૦૦૦ | ૩૮,૫૯,૦૦૦ |
| ચણા. | ,, | ૮૧૫,૦૦૦ | ૬,૭૯,૦૦૦ |
| જુવાર. | ,, | ૧૧,૫૭,૦૦૦ | ૧૬,૧૬,૦૦૦ |

### વ્યાપારીઓને સરકારી મદદ.

યુનાઇટેડ કીન્ગડમમમાંના જુદા જુદા ઉદ્યોગોને લગતી લગભગ ૧૫૦ પેઢીઓ તરફથી સર વીલીયમ. બી પીટ મારફત તા. ૮ મી જુન ૧૯૧૫ને રોજ નીચે મુજબનો એક પત્ર લીવરપુલની વેપારી ચેમ્બર પર મોકલવામાં આવ્યો હતો.

આ દેશના નિકાશી વ્યાપારની જરૂરીયાત જોતા નિકાશ કરનારાઓને બની શકે તેટલી મદદ સરકાર તરફથી આપવામાં આવે એવી જરૂરીયાત નામદાર સરકારને જણાવવા માટે શું પગલાં લેવાં એ બાબતપર વિચાર કરવા જુદા જુદા ઉદ્યોગોના પ્રતિનિધિઓની એક સભા તા૦ ૨૧ મી જાન્યુઆરી ૧૯૧૫ને રોજ મળી હતી જેમાં એવો ઠરાવ થયો હતો કે નીચેનાં ધોરણે નામદાર સરકાર તરફથી મદદ આપવામાં આવે એવી રીતના વિજ્ઞપ્તિ પત્રો તેઓ પર મોકલવા.

૧. વ્યાપારને લગતું એક ખાતું હોવું જોઇએ.

૨ દરેક બ્રિટીશ એલચી ખાતાંઓના સંબંધમાં એક ખાસ એટેચીનું વેપારી ખાતું હોવું જોઇએ. જે એટેચી વ્યવહારૂ કાબેલીયત ધરાવનારો તથા જે દેશમાં તેને મોકલવામાં આવ્યો હોય તે દેશની ભાષા જાણનારો તથા દેશની વ્યાપારી જરૂરીયાતોથી માહિતગાર હોવો જોઇએ અને યુનાઇટેડ કીન્ગડમના કારખાનાવાળાઓના પ્રતિનિધિઓ કોઇ પણ બાતમી મેળવવા માટે અરજી કરે તો તેને મદદ આપવા તેને સુચના આપેલી હોવી જોઇએ. આ ખાતાંઓ તરફથી, વ્યાપારની આર્થિક સ્થિતિ, અને બ્રિટિશ કારખા-

જરૂરનું છે. અને તે જો પુરી પાડવામાં આવે તો આવા કેટલાક ઉદ્યોગો અત્રે સ્થાપવા મુશ્કેલ નથી.

---

**મુંબઈના બારામાં સ્ટીમરોનો વ્યવહાર.**

ગયા એપ્રીલ અને મે માસમાં અત્રેનાં બંદરોમાં થયેલી વ્હાણોની આવજા સંબંધી પોર્ટ-ટ્રસ્ટીઓ તરફથી હેવાલ બહાર પાડવામાં આવ્યો છે તેપરથી લડાઈને લીધે સ્ટીમરોના વ્યવહારનાપર શી અસર થઈ છે તેનો ખ્યાલ આવી શકે છે. મે માસમાં પ્રીન્સીસ, એલેકઝાન્ડ્રા અને વીકટોરીઆ બંદરોમાં ૨,૪૯,૪૩૩ ટનેજ સાથે ૯૨ વ્હાણ દાખલ થયાં હતાં અને લગભગ ૨,૩૩,૯૫૦ ટનેજ સાથે ૮૮ વ્હાણો બહાર ગયાં હતાં. ગયા વર્ષમાં એજ મહિનામાં ૨,૪૯,૬૩૨ ટનેજના ૯૪ વ્હાણો દાખલ થયાં હતાં અને ૨,૭૧,૮૮૨ ટનેજનાં ૯૮ બહાર ગયાં હતાં. એ બે વર્ષની સરખામણી કરતાં વ્હાણુની સંખ્યામાં દાખલ થવામાં ફક્ત ૨ નો તથા બહાર જવામાં ૧૦ નો તથા ટનેજમાં ૧૯૯ અને ૩૭,૯૩૨ ટનનો તફાવત જોવામા આવે છે. એપ્રીલ અને મે બે માસની આયાત આ વર્ષની સરખામણીમાં ગયા વર્ષમાં વ્હાણુની સંખ્યામાં દાખલ થવામાં ૧૪ તથા બહાર જવામાં ૨૧ વધારે હતી. આ આંકડા પરથી એટલું તો જણાય છે કે વ્હેપારરોજગારની જે મંદી ચાલુ છે તેના પ્રમાણમાં બારાના વ્હેપારને તેટલું નુકશાન થતું નથી અને એકંદરે આવા દુર્ઘટ સંજોગોમા પણ બારાંની ચાલુ રહેલી આબાદી સંતોષ ઉપજાવે છે.

---

**કપુરનો ઉદ્યોગ.**

આપણા દેશની ઐદ્યોગિક ખિલવણી કરવાની ચળવળમાં લડાઈ ઘણી મદદગાર નીવડી છે. આપણા દેશી રંગ તથા રંગવાની ચીજો, કાચના સામાન, જુદી જુદી જાતનાં તેલ, ખાંડ તથા ચામડાં વિગેરેની પેદાશમાં સુધારો કરવાની ચળવળ મદ્રાસ, બંગાળ તથા બીજા પ્રાંતોમાં સાર્વજનિક થઇ રહી છે. ૧૦૦૦૦ ચોરસ માઇલના વિસ્તારનાં ૮ હિંદી રાજ્યો લાખ અને ચામડાંનો દુશ્મનોનો વ્હેપાર હાથ કરવામાં રોકાયાં છે ઔદ્યોગિક ખીલવણી કરવામાં બર્મા પણ તેટલુંજ તત્પર થયું છે. બર્માના રબરના ઉદ્યોગને બર્મા સરકાર તરફથી ઉત્તેજન આપવામાં આવ્યું હતું. ત્યાંના તેલના ઉદ્યોગને હાલના વખતમાં ઉત્તેજન મળે તેમાં તો કંઇ નવાઇજ નથી. બીજા એક નવીન ઉદ્યોગ તરફ ત્યાંના વ્હેપારી વર્ગનું ધ્યાન ખેંચાયું છે. કપુરનાં ઝાડ બર્મામાં પુષ્કળ છે. ૩૦ વર્ષમાં એની કિંમત છ ગણી વધી ગઇ છે અને કપુરનો ઉદ્યોગ બર્મામાં ભવિષ્યમાં ઘણો સારો ખીલવી શકાશે એમ દરેક વકકી છે. કપુરના છોડ કુદરતી રીતે એક જથ્થામાં ઉગતા નથી અને તેથી અમુક કારખાનાને કાચા માલનો પુરતો જથ્થો અમુક હદમાંથી મળવો મુશ્કેલ પડે છે. જાપાને આ મુશ્કેલીનો રસ્તો દેખાડયો છે. આ ઉદ્યોગમાંથી ઘણો સારો નફો થઇ શકે એવી ધારણા રખાય છે તો નામદાર સરકાર એ ઉદ્યોગ બાબત તપાસ કરવા પ્રવીણની નીમણુક કરે તથા અખતરા માટે વાવેતર કરવાનું તથા કારખાના ખોલવાનું શરૂ કરી આ ઉદ્યોગ તરફ ઔદ્યોગિક પ્રજાને વાળે તો ખોટું નથી.

---

**બ્રિટીશ કૅાટન ગ્રોઈન્ગ ઍસોસિએશનની મેન્ચેસ્ટરમાં મળેલી વાર્ષિક સભા.**

બ્રિટીશ કૅાટન ગ્રોઈન્ગ ઍસોસિએશનની ગઇ તારીખ ૬ ઠી જુલાઇને દિને મેન્ચેસ્ટરમાં મળેલી વાર્ષિક સભામા સભાનાં પ્રમુખે કરેલાં ભાષણમાંથી રૂના પાકની હાલની સ્થિતિ તથા ભવિષ્યમાં તેની ખીલવણી સંબંધી ઘણી હકીકત મળી છે. આ ઍસોસિએશન તરફથી ગયે વર્ષે ૯૨,૩૫૦ ગાંસડી જેટલો પાક ઉગાડવામાં આવ્યો

---

હતો. તેઓએ એ વર્ષમાં ૧ લાખ ગાંસડી જેટલો પાક ઉગાડવાની આશા રાખી હતી જેની કિંમત લગભગ ૧૨ લાખ પૌંડ થતે. ફક્ત બાર વર્ષની આ એસોસીએશનની કારકીર્દીમાં રૂની ખેતીની આટલી ખીલવણીએ બહુ જ સંતોષકારક ગણી શકાય.

---

**બર્માથી ચોખાની નિકાશ.**

જુલાઇની આખર સુધીના છેલ્લા ૭ માસમાં બર્માથી ૧૯ લાખ ૬૦ હજાર ટન ચોખાની નિકાશ થઇ હતી. ગયે વર્ષે એજ મુદતમાં આના કરતાં ૧૪૯૦૦૦ ટન વધારે નિકાશ થઇ હતી. ઉપરના આંકડામાં ફક્ત રંગુનમાંથી ૧૪૭૫૦૦૦ ટન નિકાશ થઇ હતી જેમાં ૩૦૯૦૦૦ યુરોપ, ૮૩૬૦૦૦ હિંદ, ૫૭૦૦૦ ટન અમેરીકા અને ૨૭૩૦૦૦ ટન સ્ટેટ્સ તથા દુર પુર્વના દેશોમાં કરી હતી.

---

**મુંબઇમાં રૂના સ્ટોકનું અંદાજ પત્રક.**

તા-૧ લી સપ્ટેમ્બર ૧૯૧૪ ને રોજ અત્રે ૭ લાખ ૫૦ હજાર ગાંસડી સ્ટોકમાં હતી ત્યારથી ગઇ તા ૨૬ મી ઑગસ્ટ સુધીમાં થયેલી ચઢત તથા મીલોની ખપત નીચેના પત્રકપરથી જણાશે.

| | |
|---|---|
| તા. ૧ લી સપ્ટેમ્બર ૧૯૧૪ ને દિને સ્ટોક આશરે ગાં. ... ... ... | ૭,૫૦,૦૦૦ |
| તા. ૧ લી સપ્ટેંબરથી ૨૬ મી ઑગષ્ટ ૧૯૧૫ સુધીમાં આવક ગા. ... | ૨૬,૬૯,૦૦૦ |
| કુલ ... | ૩૪,૧૯,૦૦૦ |
| તા. ૧ લી સપ્ટેમ્બર ૧૯૧૪ થી ૨૬ મી ઑગષ્ટ ૧૯૧૫ સુધીમાં કુલ ચઢત. | ૧૮,૫૧,૦૦૦ |
| તા. ૧ લી સપ્ટેમ્બર ૧૯૧૪ થી ૨૬ મી ઑગષ્ટ ૧૯૧૫ સુધીમાં આંતર દેશાવરોમાં મોકલી ... ... | ૫૬,૦૦૦ |
| ,, મીલોમાં ખપત ... ... | ૮,૬૬,૦૦૦ |
| આશરે બાકી સ્ટૉક તા. ૨૬ મી ઑગષ્ટને દિને... ... ... ... | ૬,૪૬,૦૦૦ |

---

**ભાવોમાં થયેલો વધારો.**

ગઇ તા૦ ૮ મી ઑગષ્ટને રોજ હિંદ સરકારના આંકડા ખાતા તરફથી પ્રસિદ્ધ થયેલા રિપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કે હિંદમાં છેલ્લા ૨૦ વર્ષમાં જથ્થાબંધ કિંમતોમાં ૪૦ ટકા જેટલો વધારો થયો છે. આ વધારો ખસુસ કરીને સને ૧૯૦૫ થી પછીના વર્ષમાં થયો હતો. મુખ્ય વધારો ચામડાં, ચામડીઓ અનાજ, બાંધવાના સામન તથા તલના બાયાંઓમાં થયલા જણાયો છ.

**હિંદના શુળીના ઉદ્યાગની ખીલવણી.**

હિંદના શુળીના ઉદ્યાગની ખીલવણી કરવાનો સવાલ ગયા શિયાળામાં દીલ્હીમાં કૉન્ફરન્સ ભરી ચર્ચાયો હતો. આ ઉદ્યાગના સંબંધમાં એક બાહોશ રસાયણની નિમણુંક કરવા માટે નામદાર હિંદ સરકારે નામદાર સેક્રેટરી ઓફ સ્ટેટની મંજુરી માંગી છે.

---

# COMMERCIAL INTELLIGENCE & STATISTICS.

# વેપારી બાતમીઓ અને આંકડાઓ.

## TARIFF VALUATION OF SUGAR.

## ખાંડની જગાત વખતે આંકેલી કીંમત

◊ ◊ ◊ ◊ ◊ ◊ ◊ ◊ ◊ ◊ ◊ ◊ ◊

ઇ. સ ૧૯૧૧ ની સાલના કસ્ટમ સરકયુલર નંબર ૫ મા માં બતાવેલી રૂઢી પ્રમાણે ઇ. સ. ૧૯૧૬ મા ખાંડ ઉપર કેટલી જગાત થશે તે અંદાજ કાઢવો સહેલો થઇ પડે તેવા હેતુથી આ કોષ્ટક તૈયાર કરવામાં આવ્યું છે. તેમા પ્રથમ જુન માસ દરમ્યાન કેટલી આયાત થઇ પડી હતી તે તથા કસ્ટમ હાઉસના રીટર્ન પ્રમાણે તેની એક હંડ્રવેટની સરેરાશ શી કીંમત હતી તે આપવામાં આવ્યું છે, અને બીજા કોલમમા વરશની શરૂઆતથી આજ સુધી થયેલી કુલ આયાત તથા તેટલા વખત દરમ્યાન તેની સરેરાશ કીંમત શી રહી છે તે પણ આપેલું છે.

| ખાંડની જાત | ઇ. સ. ૧૯૧૫ ના જુન માસમા થયેલી આયાત | | ૧૯૧૪ અકટોબરથી જુન ૧૯૧૫ સુધીમાં થયેલી આયાત. | |
|---|---|---|---|---|
| | જથ્થો. | દર હંડ્રવેટની સરેરાશ કીંમત. | જથ્થો. | દર હંડ્રવેટની સરેરાશ કીંમત. |
| | હંડ્રવેટ | રૂ. આ. | હંડ્રવેટ | રૂ. આ. |
| ખાડ ગાંગડીવાળી બીટ જાતની | ... .. | ..... .. | ૬૮ | ૧૦—૮ |
| ,, ,, સુંવાળી ચીનમા સુધારેલી | ૧૪,૨૭૨ | ૧૬—૮ | ૧,૦૧,૪૭૯ | ૧૫—૧૨ |
| ,, ,, જાપાનમાથી | ૧૮,૧૧૭ | ૧૬—૦ | ૫૮,૧૫૬ | ૧૬—૪ |
| ,, ,, સુંવાળી ઈજીપ્ટમાંથી | ૨,૦૦૦ | ૧૮—૪ | ૧,૦૮,૦૦૫ | ૧૫—૧૨ |
| ,, ,, જાવાની ૨૩ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉપરની | ૧,૯૬,૪૦૭ | ૧૬—૮ | ૨૬,૧૦,૪૦૧ | ૧૪—૦ |
| ,, ,, જાવાની ૧૬ થી ૨૨ ડચ સ્ટેન્ડર્ડની | ૫૩,૮૪૧ | ૧૪-૧૨ | ૧૬,૧૮,૮૦૨ | ૧૨—૪ |
| ,, ,, જાવાની ૧૫ ડચ સ્ટેન્ડર્ડની અને હલકી | ..... | ..... | ૬૪,૯૯૭ | ૧૦—૪ |
| ,, મોરીસીયસની ૧૬ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉંચી સારી .. | ૧,૦૩,૩૨૩ | ૧૬-૧૨ | ૯,૫૩,૦૯૩ | ૧૫—૪ |

# IMPORTS OF SUGAR.

## પરદેશી ખાંડની આયાત.

ઇ. સ. ૧૯૧૫ ના જુન માસમાં હિંદુસ્તાનમાં નીચે પ્રમાણે ખાંડની આયાત થઇ હતી.

| જે દેશોમાંથી આયાત થઇ હોય તેનું નામ. | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|
| | હંડ્રવેટ. | હંડ્રવેટ. |
| યુનાઇટેડ કીન્ગડમ ... ... ... | ૭૩૬ | ૬૪૫ |
| જર્મની ... ... ... | ૨૦૦૦ | ...... |
| હૉલાંડ ... ... ... | ..... | ...... |
| બેલજીયમ ... ... ... | ...... | ...... |
| ફ્રાન્સ ... ... ... | ૨૬ | ...... |
| ઑસ્ટ્રીયા હંગરી ... ... ... | ૧૯,૦૦૧ | .... |
| સ્ટેટસ સેટલમેન્ટસ. ... ... ... | ૩,૫૪૪ | ૬,૧૫૨ |
| જાવા ... ... ... | ૭૨,૯૮૨ | ૨,૪૪,૩૪૫ |
| ચીન ... .. ... | ૨,૮૯૫ | ૧૪,૭૩૩ |
| જાપાન ... ... ... | .... | ૧૮,૧૧૭ |
| ઇજીપ્ત ... ... ... | ...... | ૨,૦૦૦ |
| મોરીશિયસ ... ... ... | ૭૬,૫૯૫ | ૧,૧૨,૩૯૭ |
| વેસ્ટ ઇન્ડીઝ ... ... ... | ...... | ...... |
| સાઉથ અમેરિકા ... ... ... | ..... | ...... |
| ઓસ્ટ્રેલીયા ... ... .. | ...... | ...... |
| બીજા દેશો ... ... .. | ૩૫ | ૮૩ |
| કુલ- | ૧,૭૭,૮૧૪ | ૩,૯૮,૪૭૨ |

બ્રિટીશ હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં નીચે પ્રમાણે ખાડની આયાત થઇ હતી.

| નામ | બીટની ખાડ | | શેરડીની ખાડ. | | ટોટલ. | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૪ હંડ્રવેટ. | ૧૯૧૫ હંડ્રવેટ | ૧૯૧૪ હંડ્રવેટ | ૧૯૧૫ હંડ્રવેટ. | ૧૯૧૪ હંડ્રવેટ. | ૧૯૧૫ હંડ્રવેટ. |
| બંગાળા | ૯૩ | .. | ૧,૧૫,૨૧૮ | ૨,૫૮,૯૨૪ | ૧,૧૫,૩૧૧ | ૨,૫૮,૯૨૪ |
| મુંબઇ | ૧,૪૪૦ | . | ૧,૯૮૮ | ૧,૦૭,૭૩૦ | ૩,૪૨૮ | ૧,૦૭,૭૩૦ |
| સિંધ | ૧૯,૭૭૫ | ... | ૨૬,૪૭૪ | ૧૦,૪૩૯ | ૪૬,૨૪૯ | ૧૦,૪૩૯ |
| મદ્રાસ | ૭૦ | ... | ૭,૪૦૩ | ૧૨,૭૫૪ | ૭,૪૭૩ | ૧૨,૭૫૪ |
| બર્મા | ૧૭ | .. | ૫,૩૩૬ | ૮,૬૨૫ | ૫,૩૫૩ | ૮,૬૨૫ |
| કુલ | ૨૧,૩૯૫ | .. | ૧,૫૬,૪૧૯ | ૩,૯૮,૪૭૨ | ૧,૭૭,૮૧૪ | ૩,૯૮,૪૭૨ |

ધી બોમ્બે ટાઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

# SPINNING & WEAVING RETURNS.
## સુતર અને સુતરાઉ કાપડના આંકડાઓ.

ઇ. સ. ૧૯૧૫ ના મે માસમાં હિંદુસ્તાનની મીલોમાં નીચે પ્રમાણે સુતર તથા સુતરાઉ કાપડ બનાવવામાં આવ્યાં હતાં.

સુતર (રતલ)

| બ્રિટીશ ઈન્ડીયા | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|
| મુંબઇ | ૩,૯૯,૦૭,૦૬૮ | ૪,૨૮,૨૪,૩૫૪ |
| મદ્રાસ | ૩૪,૨૯,૮૬૬ | ૩૪,૩૩,૧૩૩ |
| બંગાળા | ૨૬,૬૬,૨૨૦ | ૨૭,૨૪,૧૩૩ |
| યુનાઇટેડ પ્રૉવીન્સીઝ | અ. ૩૯,૮૧,૩૧૦ | ૪૦,૧૧,૧૪૨ |
| અજમેર મેવાડ | ક. ............ | ૩૧૭,૪૬૭ |
| પંજાબ | ૬૭૮,૭૩૦ | ૩૫૨,૭૨૫ |
| દીલ્હી | ખ. ......... | ૨૨૨,૧૨૯ |
| મધ્યપ્રાંતો તથા બિરાર | ૨૯,૦૫,૩૭૧ | ૩૦,૭૮,૯૫૭ |
| બ્રિટીશ ઈંડીયામાં કુલ | ૫,૫૩,૬૮,૫૬૫ | ૫,૬૯,૬૪,૦૪૦ |
| દેશી રાજ્યો | ગ ૩૪,૭૫,૬૦૧ | ૩૨,૫૨,૧૪૩ |
| કુલ ... | ૫,૭૦,૪૪,૧૬૬ | ૬,૦૨,૧૬,૧૮૩ |

કાપડ

| બ્રિટીશ ઇન્ડીયા | | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|---|
| મુંબઇ | રતલ | ૧,૬૯,૬૭,૧૬૮ | ૨,૩૧,૯૫,૪૩૯ |
| | વાર | ૭,૪૦,૨૯,૮૯૯ | ૧૦,૪૪,૭૦,૯૬૧ |
| મદ્રાસ | રતલ | ૭૦૮,૦૩૩ | ૯,૫૨,૭૪૩ |
| | વાર | ૨૫,૧૦,૦૪૩ | ૩૦,૩૧,૩૯૮ |
| બંગાળ | રતલ | ૨,૭૮,૮૪૬ | ૨૦૨,૩૦૭ |
| | વાર | ૧૫,૦૩,૨૫૯ | ૧૧,૧૯,૪૨૦ |
| યુનાઇટેડ પ્રૉવીન્સીઝ | રતલ | અ. ૭,૩૧,૯૪૮ | ૭૭૩,૮૧૬ |
| | વાર | ૩૨,૪૦,૫૩૧ | ૨૫,૪૧,૯૭૮ |
| પંજાબ | રતલ | ખ. ૩૩,૧૧૮ | ૧૩૭,૧૬૨ |
| | વાર | ૧૨૦,૦૬૭ | ૫૭૨,૪૭૪ |
| મધ્ય પ્રાંતો અને બિરાર | રતલ | ૧૦,૪૪,૩૫૯ | ૧૨,૧૩,૩૭૮ |
| | વાર | ૩૯,૧૬,૩૮૪ | ૪૫,૦૫,૦૯૨ |
| અજમેર મેવાડ | રતલ | ક | ૧૦૮,૧૬૩ |
| | વાર | | ૬૫૫,૮૦૪ |
| દીલ્હી | રતલ | ઘ | ૨,૭૪૫ |
| | વાર | | ૧૦,૯૮૩ |
| બ્રિટીશ હિંદુસ્તાનમાં કુલ | રતલ | ૧,૯૭,૬૩,૪૭૨ | ૨,૬૫,૮૫,૭૫૩ |
| | વાર | ૮,૪૮,૩૪,૨૦૭ | ૧૧,૬૯,૦૮,૧૧૦ |
| દેશી રાજ્યો | રતલ | ૧૭,૦૫,૩૯૦ | ૧૫,૬૯,૦૬૦ |
| | વાર | ૬૮,૩૬,૨૬૨ | ૬૦,૮૩,૯૫૬ |
| એકંદર ટોટલ | રતલ | ૨,૧૪,૬૮,૮૬૨ | ૨,૮૧,૫૪,૮૧૩ |
| | વાર | ૯,૧૬,૭૦,૪૬૯ | ૧૨,૨૯,૯૨,૦૬૬ |

# તીજોરીવાળાઓની જુઠી સરટીફીકેટો.

થોડા વખત ઉપર ભુલેશ્વરનાં એક ઘરમાં આગ લાગી ઘરમાં પહેલા માળ ઉપર મી૦ મગનલાલ નામે એક માણસ સાબરકાંઠા લૉજ નામે હૉટલ ચલાવતા હતા. એઓ પાસે મુંબઇના મી૦ કનૈયાલાલની બનાવેલી તિજોરી હતી. એઓની જગ્યામાં આગ એટલી થોડી હતી કે રૂનાં ગાદલા પણ સલામત રહ્યાં હતાં તેમ તીજોરીનું લાકડાનું સ્ટેંડ પણ જેવુંને તેવું રહ્યું હતું. આટલું છતાં મી૦ મગનલાલે તીજોરી બનાવનારને એવી સરટીફીકેટો લખી આપી હતી કે આખા ઘરમાં સોમાં સખત આગ મારી જગ્યામાં હતી અને તમારી તીજોરીમાં સર્વ સલામત રહ્યું હતું

ગોદરેજે ખરી હકીકત બહાર પાડી અને જણાવ્યું કે મી૦ મગનલાલની સરટીફીકેટ જુઠી હતી અને તેઓએ પોતાના ભાઇ માટે એક તીજોરીને ઓર્ડર ગોદરેજને આપ્યો હતો આ ઉપરથી મી૦ મગનલાલે છપાવ્યું કે ગોદરેજ જુઠું બોલે છે. ગોદરેજે આ ઉપરથી મી૦ મગનલાલને રા. બા. સેતલવડ મેજીટ્રેસ્ટ આગળ ઉભા કર્યા. મેજીસ્ટ્રેટ સામે જુબાની એવી પડી કે મી૦ મગનલાલની જગ્યામાં ગાદલાં સલામત હતાં તેમજ તીજોરીનું સ્ટેંડ પણ સલામત હતું. આ જોતાં મી૦ મગનલાલ વિચારમાં પડી ગયા અને માફી માગી અને લખી આપ્યું કે મેં જે વાતો છપાવી તે સર્વ જુઠી હતી.

## જાણીતા મોટા મેકરોની તીજોરીઓ લીલામમાં

મુંબઇમાં થોડા વખત ઉપર જુદે જુદે ઠેકાણે આગો થઇ તેમાં જુદા જુદા મેકરોની તીજોરીઓને કેવો હાલ થયો તે જાણ્યા પછી કેટલાકોએ હજારોની કિંમતની બીજા મેકરોની તીજોરીઓ લીલામમાં મોકલવાનો ઠરાવ કરી ગોદરેજને નવી તીજોરીઓના ઓર્ડર આપ્યા છે.

૧ સર સાસુન જે. દેવીડે પોતાની હજારોની તીજોરીઓ લીલામમાં મોકલવાનું ઠરાવ્યું અને ગોદરેજને મોટા ઓર્ડરો આપ્યા છે.

૨ મેસર્સ ભ્રેડબરીની કંપનીએ પણ એ મુજબ કર્યું છે.

**ગોદરેજ એન્ડ બાઇસ મેન્યુફેકચરીંગ કંપની.**

કારખાનું:—ગેસ કંપની પાસે, પરેલ, મુંબઇ.

| | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|
| | રૂ: | રૂ. |
| | ૮,૧૧,૦૩૬ | ૫૧૮,૨૧૯ |
| લાકડાં ... ... ... | ૨૪૬,૭૪૫ | ૧૭૨,૬૫૪ |
| રમકડાં ... ... ... | ૧૭૬,૯૭૭ | ૧૩૫,૨૧૨ |
| છત્રીઓ ... ... ... | ૩૧૭,૨૩૬ | ૧૯૯,૩૭૧ |
| છત્રીઓનો સામાન ... ... ... | | |
| કુલે આયાત ... | ૧૨,૬૮,૧૯,૫૮૩ | ૧૦,૪૦,૨૫,૦૩૬ |

Exports.

| ચીજનું નામ. | ૧૯૧૪-રૂા. | નિકાશ.<br>૧૯૧૫-પોંડ. |
|---|---|---|
| જીવતાં જનાવરો ... ... ... | ૩૬૦,૫૧૩ | ૧૬૫,૬૧૭ |
| બ્રસ કરવા માટે રેસા ... ... | ૧૬૬,૦૦૬ | ૧૭૬,૪૮૫ |
| મીણબત્તી ... ... ... | ૨૦૦,૪૪૪ | ૧૫૦,૩૫૪ |
| સૉલ્ટ પીટર ... ... ... | ૨૬૪,૫૬૭ | ૪૮૮,૦૩૪ |
| કોલસા ... ... ... ... | ૬૧૫,૩૩૭ | ૬૨૮,૭૮૫ |
| કોફી ... ... ... ... | ૨૧,૪૦,૦૯૦ | ૪૧૩,૨૦૮ |
| કાથો, (સીંદરી) ... ... ... | ૭૭૬,૧૯૩ | ૪૯૦,૨૧૩ |
| દોરડાં ... ... ... ... | ૫૪૦,૮૬ | ૮૦,૪૭૫ |
| દવાઓ ... ... ... ... | ૧૩૫,૪૫૦ | ૮૫,૬૦૮ |
| ગળી ... ... ... ... | ૮૨,૨૫૪ | ૨૭૦,૪૩૩ |
| હરડાં બેડાં ... ... ... | ૭૯૬,૭૧૭ | ૬,૫૮,૧૫૨ |
| લુગડાં, ચામડાં રંગવાની ચીજો કુલ... ... | ૧૧,૨૬,૭૮૨ | ૧૧,૬૬,૬૧૭ |
| ફળ ને શાક ... ... ... | ૪૮૯,૫૫૫ | ૪૪૭,૨૪૪ |
| ડાંગર ... ... ... ... | ૭૮,૪૯૦ | ૧૦૬,૬૩૦ |
| ચોખા ... ... ... ... | ૧૩૩,૯૯,૬૯૩ | ૧૪૨,૦૮,૫૪૧ |
| ઘઉં ... ... ... ... | ૧૮૩,૩૫,૧૪૨ | ૫૪,૪૦,૫૧૬ |
| ઘઉંની સરકારી ચઢત. ... ... ... | ......... | ૩૨૪,૧૫,૫૯૦ |
| ઘઉંનો લોટ ... ... ... | ૭૭૧,૮૮૬ | ૯૧૫,૬૨૯ |
| બીજી જાતનો દાણો ... ... | ૩૪,૧૪,૯૧૮ | ૨૯,૪૪,૧૧૩ |
| વગર કેળવાયલાં ચામડાં ... ... | ૮૮,૬૭,૪૫૮ | ૯૫,૫૯,૮૫૧ |
| લાખ ... ... ... ... | ૨૫,૯૮,૩૮૯ | ૨૦,૪૪,૦૫૮ |
| કેળવાયલાં ચામડાં ... ... ... | ૪૩,૩૩,૧૯૪ | ૫૫,૬૬,૫૧૭ |
| દારૂ ... ... ... ... | ૩૭૯ | ૫૯૬ |
| રબર ... ... ... ... | ૫૧૬,૫૩૪ | ૪૮૨,૫૧૭ |
| ખાતર ... ... ... ... | ૭૬૯,૪૪૦ | ૧૩૧,૪૯૨ |
| મેંગેનીઝ ... ... ... | ૮૧૪,૦૯૩ | ૩૩૧,૬૫૭ |
| લોઢું અને સ્ટીલ ... ... ... | ૩૬૭,૬૨૩ | ૧૮૯,૭૧૫ |
| ધાતુ કુલ ... ... ... | ૧૬,૫૯,૦૩૮ | ૧૧,૧૮,૪૪૩ |
| મીણ ... ... ... | ૬૫,૪૧૦ | ૪૫,૯૭૨ |
| અબરખ ... ... ... | ૩૮૦,૦૦૬ | ૩,૯૪,૩૫૦ |
| દીવલ ... ... ... | ૧૦૮,૭૭૫ | ૧૧૬,૬૨૪ |
| કોપરેલ ... ... ... | ૨૮૪,૯૭૮ | ૨૦૮,૨૪૯ |

# COMMERCIAL INTELLIGENCE.

## વેપારી ખાતમી.

આ મથાળાં નીચે અમે જુદા જુદા દેશના કૉન્સલો તરફથી તથા બીજા મુલકો તરફથી આવેલી ખાતમીઓ આપશું. અત્રેના કોઇ પણ વેપારીને આ દેશ અથવા પરદેશના વેપારી સાથે કોઇ પણ જાતની વેપારી બાબત સંબંધ બાંધવા ઇચ્છા હશે તે પણ આ કૉલમમાં દાખલ કરીશું.

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઇ બાબતનો વેપાર કરવા માંગે છે તે. |
|---|---|---|
| ધી ઇન્ડીઅન ટ્રેડ જર્નલ „ ઇ. ૭૨ | ઉંચી જાતની સીગાર બનાવનારી મૅન્ચેસ્ટરની એક પેઢી. | એવી એક પેઢી સાથે પત્રવ્યવહાર કરવા માંગે છે કે જેઓને સીગારના વેપારીઓ સાથે સંબંધ હોય અને એકલા આયાત કરનાર તથા એજન્ટ તરીકે કામ કરવા માંગતી હોય. |
| „ ઇ. ૭૩ | કલકતાની એક પેઢી. | ચશ્માના કાચ બનાવવા માટે રૉક-ક્રીસ્ટલસ પુરા પાડનારા સાથે પત્ર-વ્યવહાર કરવા માંગે છે. |
| „ ઇ. ૭૪ | ઓસાકાની એક પેઢી. | Shellac, લવેંગ, કાથો, સુનામકીની નિકાશ કરનારાઓ સાથે પત્રવ્યવહાર કરવા માંગે છે. |
| „ ઇ. ૭૫ | ટૉરન્ટો (કૅનેડા) નો એક વેપારી. | ચાહ માટે કૅનેડામાં એજન્ટ નીમવા માંગતી હોય એવી પેઢીઓ સાથે પત્ર વ્યવહાર કરવા માંગે છે |
| „ ઇ. ૭૬ | બર્મીન્ગહામની એક પેઢી. | મશીનથી બનાવેલાં ટીનનાં વાસણો માટે એજન્ટ નીમવા માંગે છે. |
| „ ઇ. ૭૮ | લન્ડનનો એક વ્હેપારી. | લોખંડનાં મિશ્રણો જેવાંકે ફેરોસીલીકૉન, ફેરોક્રોમ, ફેરોટન્ગસ્ટન વિગેરે આયાત કરનારાઓ સાથે પત્રવ્યવહાર કરવા માંગે છે. |
| „ ઇ. ૭૯ | કાનપોરનો એક વ્હેપારી | ગળીનાં બીયાં ખરીદ કરનારાઓ સાથે પત્ર વ્યવહાર કરવા માંગે છે. |
| „ ઇ. ૮૦ | કયૉટો (જાપાન) ની એક પેઢી. | કારીગરી વાળાં ધાતુનાં વાસણો આયાત કરનારાઓ સાથે પત્રવ્યવહાર કરવા માંગે છે. |
| „ ઇ. ૮૧ | ઓસાકાનો એક વ્હેપારી. | રબરના માલ તથા વૈદીક ઓજારો આયાત કરનારા સાથે પત્રવ્યવહાર કરવા માંગે છે. |
| „ ઇ. ૮૨ | ચીકાગોની એક પેઢી. | દીવાસળીની બનાવટ માટે Lumba ની આયાત કરનારાઓ સાથે પત્ર વ્યવહાર કરવા માંગે છે. |

| ખબર મોકલનારનું નામ | વેપાર કરવા ઈચ્છતી કંપનીનું નામ. | કઇ બાબતનો વેપાર કરવા માંગે છે તે. |
|---|---|---|
| દેશી વેપારી ચેમ્બર | નેધરલૅન્ડસના કૉન્સલ તરફથી. | નેધરલૅન્ડસનો એક વેપારી, આ દેશમાં રૂ અને રદ્દી રૂનો સારો ખરીદનાર હોય કે જે તેના દરેક તરેહના સૅમ્પલો ઑફર કરી શકે, એવા સાથે સંબંધ બાંધવા ઇચ્છા રાખે છે. તે વ્હેપારી જણાવે છે કે લડાઇ પહેલાં મેશર્સ એચ ઇ. ઑાડ કંપની સાથે તે વ્હેપારી સંબંધમાં હતો પણ લડાઇ શરૂ થયા પછી એ સંબંધ ટુટી ગયાથી એ ધંધો જાણતા હોય તથા માલની ચઢત કરતા હોય એવા સાથે સબંધમાં આવવા ઇચ્છા રાખે છે. તેઓએ કમીશનથી પોતાને ખાતે યા મોટા ચઢત કરનારાઓ તરફથી દરેક તરેહના માલની ઑફર કરવી પડશે એ વ્હેપારી કોઇ ફર્સ્ટ કલાસ લન્ડન બૅંક પર ૬૦ યા ૯૦ દિવસના દેખાડની રૂઢીથી સી. આઇ. ઍફ રૉટરડૅમ યા લન્ડન ખરીદે છે આ બાબત પત્રવ્યવહાર નેધરલૅન્ડસના કૉન્સલ સાથ બારોબાર કરવો. |
| | અમેરીકન કૉન્સલ તરફથી. | પીટસબરોની એક પેઢી અત્રેના ટન્ગસ્ટન ઓર ( કાચી ધાતુ ) બનાવનારાઓ સાથે પત્રવ્યવહાર કરવા માંગે છે |
| | ” ” | બોસ્ટનની એક પેઢી જે વેપારીઓ અથવા કમીશનથી કામ કરનારી પેઢીઓ યુનાઇટેડ સ્ટેટસ સાથે વેપારી સંબંધ બાંધવા માગતી હોય તેની સાથે સંબંધમાં આવવા માગે છે મજકુર પેઢી વણાટકામ, ઉનના તથા સુતરાઉ ગુંથેલા માલો કૅન્વાસ, હાર્ડવેર, ઓજારો, મશીનરી, બૉઇલર, રબરના માલો વિગેરેનો વ્હેપાર કરે છે. ન્યુયૉર્કની એક પેઢી નિકાશ માટે શીંગનો વેપાર કરતી હોય એવી પેઢી સાથે પત્રવ્યવહાર માગે છે. |
| | ” ” | સૅનફ્રૅન્સીસ્કોની એક પેઢી કેળવેલા ચામડાંના કારખાનાવાળા યા આયાત કરનારાઓ સાથે પત્રવ્યવહાર કરવા માગે છે. |
| | ” ” | ન્યુયૉર્કની એક પેઢી મોતીનો વ્હેપાર કરતી પેઢીઓ સાથે સંબંધમાં આવવા ઇચ્છા રાખે છે. |



મી દીનશાહ એદલજી વાચ્છા
મુબઇની ઇન્ડીયન ચેમ્બરના નવા
ચુંટાયલા પ્રમુખ





ઑ મી લલ્લુભાઈ સામળદાસ સી આઈ ઈ
મુબઇની ઇન્ડીયન ચેમ્બરના નવા ચુંટાયના ઉપ-પ્રમુખ

Registered No. B. 810.

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૮ મું VOL. VIII. OCT. 1915. 4 No. અકટોબર ૧૯૧૫. અંક ૪ થો.

અનુક્રમણિકા.



INDEX.

સાથે મસલત ચલાવી (અમારા ધારવા મુજબ આજ સુધી કોઇ દેશી મંડળ સાથે આવી મસલત ચલાવવામાં આવી ન હતી.) કેટલી-એક ચીજોને એકસેપશન લીસ્ટમાંથી જનરલ લીસ્ટમાં લઇ જાય છે, એટલે કે સોંઘા દરને બદલે મોંઘા દર ઠેરવવામાં આવે છે. હમણાં થોડુંક ઉપર રેલવેઓની ભેગી મળેલી કૉન્ફરન્સ એમ ઠરાવ ઉપર આવી હતી કે ઉપર જણાવેલી રીતે બસેં ચીજોને જનરલ લીસ્ટમાં લઇ જવી. રેલવે બોર્ડે આ ઠરાવને અમલમાં મુકવાની રજા આપતાં પેહલાં જણાવ્યું કે રેલવે કૉન્ફરન્સે એ બાબત જુદા જુદા ચેમ્બરોના મત લેવા ; તે મુજબ આ ચેમ્બરનો પણ મત માંગવામાં આવ્યો હતો ; ચેમ્બરનો મત સઘળાં વર્ત્તમાન પત્રમાં છપાયેલો છે તથા તે આ માસિકમાં ચેમ્બરના વિભાગમાં છાપવામાં આવ્યો છે. જેની મુળ ભલામણ એ હતી કે એકસેપશન લીસ્ટમાં જે ઓછામાં ઓછો દર કોઇ રેલવેઓએ રાખેલો હોય તે દર જનરલ લીસ્ટમાં પણ તેને માટે ઠેરવવો.

---

આ અને બીજા તેવાજ સવાલો ચર્ચી શકાય તેને માટે એ ખાસ જરૂરનું છે કે જાહેર તથા વેપારી મંડળોના પ્રતિનિધિઓને ઉપર જણાવેલા કૉન્ફરન્સમાં આવવા દેવા. તે કૉન્ફરન્સના પ્રમુખે ભાષણ કરતાં જણાવ્યું કે રેલવેઓને માટે નામદાર વાઇસરોયની કાઉન્સીલમાં જુદા સભાસદની ખાસ જરૂર છે. આવી જરૂર બાબે પણ આ ચેમ્બરે એક વખત પોતાનો મત ઉચ્ચાર્યો હતો અને જણાવયુ હતું કે તેવો મેમ્બર રેલવે તથા ઇરીગેશન (નેહરકામ) માટે હોવો જોઇએ, કે જેથી નેહેરકામને હાલ અગત્યતા આપવામાં આવતી નથી તે આપવામાં આવે. હવે જયારે રેલવે કૉન્ફરન્સ જેવી કૉન્ફરન્સ તરફથી આ માંગણી રજુ કરવામાં આવેલી છે ત્યારે આપણે એમ ધારી શકીએ કે નામદાર સરકાર તે બાબત ઉપર પોતાનું ધ્યાન દોરે છે અને હાલની લડાઇ પુરી થયા પછી તે બાબત ઘટતાં પગલાં લેશે.

---

ગયા જુલાઇની ૩૧ મી તારીખે લડાઇ શરૂ થયાંને એક વર્ષ થઇ ગયું. તે મુદ્દત દરમ્યાન હિંદુસ્તાનનાં આયાત અને નિકાશ વેપારમાં જે ઘટ આવતી ગઇ છે તે નામદાર સરકારનાં આકડા ખાતાં તરફથી હમેશ બહાર પાડવામાં આવેલી છે આખા વર્ષમાં આયાતમાં ૩૨ ટકા ઘટાડો, નિકાશમાં ૩૭ ટકાનો ઘટાડો અને આયાત થયેલા પરદેશી માલની નિકાશમાં ૧૭ ટકા ઘટાડો જણાયો હતો. લડાઇના પહેલાંના બાર માસ સાથે સરખાવતાં લડાઇના બાર માસમાં નીચે પ્રમાણે આયાત અને નિકાશ થઇ હતી.

---

| | આયાત. | | | નિકાશ. | | |
|---|---|---|---|---|---|---|
| | ઑગસ્ટ ૧૯૧૩થી જુલાઇ ૧૯૧૪ ના બાર માસમાં | ઑગસ્ટ ૧૯૧૪ થી જુલાઈ ૧૯૧૫ ના બારમાસમાં | વધારો (+) અથવા ઘટાડો (–) | ઑગસ્ટ ૧૯૧૩થી જુલાઇ ૧૯૧૪ ના બારમાસમાં | ઑગસ્ટ ૧૯૧૪થી જુલાઈ ૧૯૧૫ સુધી ના બાર માસમાં | વધારો (+) અથવા ઘટાડો (–) |
| | લાખ રૂપીઆ | લાખ રૂપીઆ | લાખ રૂપીઆ | લાખ રૂપીઆ | લાખ રૂપીઆ | લાખ રૂપીઆ |
| ૧. ખોરાક, પીણાં અને તંબાકુ | ૨૫,૦૫ | ૨૦,૦૯ | —૪,૯૬ | ૫૭,૯૨ | ૫૦,૮૭ | —૭,૦૫ |

| | લાખ રૂપીયા | લાખ રૂપીયા | લાખ રૂપીયા | લાખ રૂપીયા | લાખ રૂપીયા | લાખ રૂપીયા |
|---|---|---|---|---|---|---|
| ૨. કાચા માલો | ૧૦,૮૦ | ૮,૩૯ | —૨,૪૧ | ૧૩૨,૫૫ | ૫૫,૮૮ | —૭૬,૬૭ |
| ૩. પુરેપુરા યા મુખ્યત્વે કારખાનામાં બનેલા માલો | ૧૪૩,૧૩ | ૯૨,૮૯ | —૫૦,૨૪ | ૫૫,૧૭ | ૪૭,૧૩ | —૮,૦૪ |
| ૪. પરચુરણ માલો | ૨,૯૯ | ૨,૦૫ | —૯૪ | ૨,૪૫ | ૧,૬૨ | —૮૩ |
| કુલે. | ૧,૮૧,૯૭ | ૧૨૩,૪૨ | —૫૮,૫૫ | ૨,૪૮,૦૯ | ૧૫૫,૫૦ | —૯૨,૫૯ |

બધી ખોરાકીની ચીજોમાં મુળ ખાંડની આયાતમાં ઘટાડો જણાવ્યો હતો. લડાઇ પહેલાના બાર મહિનામાં ૮૦૦,૦૦૦ ટન એટલે ૧૪ કરોડ રૂપિયાની આયાત થઇ હતી જે ઉપરથી ઘટીને લડાઇના બાર મહિનામાં ૩૯૦,૦૦૦ ટન અને ૧૦ કરોડ રૂપિયા ઉપર આવી હતી. કિંમતમાં ઓછો ઘટાડો જણાવવાનું કારણ એ હતું કે લડાઇ દર્મ્યાન કિંમત ઘણી વધી ગઇ હતી. મુળ ઘટાડો સુતરાઉ માલમાં જણાવ્યો હતો જે ૬૩ કરોડ રૂપિયા ઉપરથી ૪૫ કરોડ રૂપિયા ઉપર આવ્યો હતો. રેલવેનો સર સામાન પણ ૧૧ કરોડ રૂપિયા ઉપરથી ૭¾ કરોડ રૂપિયા ઉપર આવ્યો હતો. ધાતુઓ જે ૨૨ કરોડ રૂપિયા ઉપરથી ૧૦ કરોડ રૂપિયા ઉપર આવી હતી અને સાંચાકામ જે ૭¾ કરોડ રૂપિયા ઉપરથી ૫ કરોડ રૂપિયા ઉપર આવ્યું હતું.

---

નિકાશમાં મુળ દાણામાં ઘટાડો હતો. તેની નિકાશ ૨૧,૨૦,૩૦૦ ટન અને કિંમતમાં ૨૩¾ કરોડ રૂપિયા હતી તે ઘટીને ૧૪,૧૪,૦૦૦ ટન અને ૧૫½ કરોડ રૂપિયા ઉપર આવી હતી. ઘઉંની નિકાશ તે છતાં ઉલટી વધી હતી કારણ તે ૮,૦૧,૮૦૦ ટન અને ૮¾ કરોડ રૂપિયા હતી તે ઉપરથી ૯,૨૯,૪૦૦ ટન અને ૨૨ કરોડ રૂપિયા થઇ હતી કાચી ચીજોની નિકાશમાં પણ ૫૮ ટકા જેટલો મોટો ખાડો પડયો હતો. એમાં મુળ ઘટાડો રૂ, જુટ, બીયાં અને ચામડાં હતાં, જે બાબેના આંકડા નીચે આપેલા છેઃ—

---

નિકાશ

| | લડાઇ પહેલાંના બાર મહિના | | લડાઇના બાર મહિના | |
|---|---|---|---|---|
| | ટન | રૂપિયા | ટન | રૂપિયા |
| રૂ. | ૬,૬૧,૫૦૦ | ૪૯¾ કરોડ | ૩,૬૭,૧૦૦ | ૧૮ કરોડ |
| જુટ. | ૪૩,૪૪,૩૦૦ ગાંસડીઓ | ૩૧¾ કરોડ | ૩૦,૮૮,૫૦૦ ગાંસડીઓ | ૧૧ કરોડ |
| બીયાં | ૧૭,૧૭,૬૦૦ ટન | ૨૫½ કરોડ | ૧૩,૦૩,૦૦૦ ટન | ૮½ કરોડ |
| ચામડાં | ........... | ૧૨ કરોડ | .......... | ૬½ કરોડ |
| સુતરાઉ માલ (યાર્ન સુધાં) | ........... | ૧૨ ½ કરોડ | ........... | ૭ કરોડ |

---

આ ચેમ્બરની સાધારણ વાર્ષિક સભા ગઇ તા. ૨૫ મી ને રોજ ચેમ્બરની ઑફીસમાં સાંજના ૨-૩૦ કલાકે (મુ. ટા) મળી હતી. ચેમ્બરના નવા વર્ષ માટે ચેમ્બરના પ્રમુખ તરીકે શેઠ દીનશા એદલજી વાચ્છા તથા ઉપ પ્રમુખ તરીકે ઑન-શેઠ લલ્લુભાઇ સામળદાસને ચુંટી કાઢવામાં આવ્યા છે.

---

# REVIEWS.

## સાભાર સ્વીકાર.



### ઝેર કોણે આપ્યું ?—

લેખક મી. હર્ષદરાય ડાહ્યાભાઈ મહેતા.

પ્રસિદ્ધ કરનાર ડી. લખમીદાસની કુંપની. બાર પેજી પાના ૩૧૦ કીં. રૂ. ૧–૮–૦.

ગુજરાતી સાહિત્યમાં હાલમાં વાર્તાઓનો દીન પર દીન વધારો થતો જાય છે તે બતાવે છે કે આપણા લોકોની રૂચિ આવા વાંચન તરફ વધારેને વધારે થતી જાય છે. આવી વાર્તાઓના વિષયો ઘણું ખરૂં સંસારીક તથા ધાર્મિક હોય છે. પણ ઇંગ્રેજી સાહિત્યમાં જેવી ડીટેકટીવ વાર્તાઓ હોય છે તેવી વાર્તાઓની ન્યુનતા ગુજરાતી સાહિત્યમાં હજુ સુધી માલમ પડે છે તે માટે "ઝેર કોણે આપ્યું" એ નામની હાલની પ્રગટ થયલી વાર્તાને અમે આવકાર આપીએ છે. વાર્તાનો ખરો રસ આવી ડીટેકટીવ વાર્તાઓમાંજ લાવી શકાય છે. મજકુર વાર્તામાં જે પ્લોટ ઘડી કાઢવામાં આવયો છે તે બેશક ઘણો સારો છે. પાત્રોના ચારિત્રનું આલેખન પણ ઘણી ખુબીથી ખીલવવામાં આવ્યું છે અને પહેલેથી છેલ્લે સુધી વાંચનારનું ધ્યાન ખેંચી રાખે છે. વાર્તાનો મુખ્ય હેતુ લુચ્ચા દગાબાજ લોકોના હાથમાં ભોળા તથા નીર્દોષ માણસ કેવી રીતે ફસે છે તે બતાવવાનો લાગે છે. બહેચરપ્રસાદ એક એવો અઠંગ ઉઠાવગીર છે કે તેને કોઇ પણ ગુન્હો કરવો એ એક રમતની વાત છે. પોતાના નીચકાર્યમાં પોતાની નિર્દોષ પુત્રી મોહિની એક હથીઆરરૂપ વાપરે છે અને ઘણા પ્રસંગોમાં મોહિનીની મરજી વિરૂદ્ધ તેની પાસે દુષ્ટ કૃત્યો કરાવે છે. તેવુંજ તેના હાથમાં બીજું હથીઆર સ્રીના વેશે. મોહિનીની દાસી તરીકે રહેલો મહાતસીંગ છે. સરલકુમાર જેવા એક ધનવાન, ગ્રહસ્થની સાથે આ ટોળી આફ્રીકામાં ઓળખાણ પાડી તેને ફસાવવાથી તેની સાથે હિંદુસ્તાન આવે છે. અને આ ટોળીનો પહેલો ભોગ થઇ પડનાર સરલકુમારની બ્હેન નિર્દોષ સુસીલા છે. સરલકુમારની થનાર પત્ની સ્નેહલતા પણ આ જાળમાં સાબીત સપડાય છે. આ બંન્ને સ્રીઓના પાત્રો ખુબીથી ચીતરવામાં આવ્યાં છે તેમાં શુશીલા તથા સ્નેહલતા વચ્ચેનો પ્રેમ તેમજ બંન્નેની સરલકુમાર પ્રત્યેની તીવ્ર લાગણી ઘણી સારી ભાષામાં દર્શાવવામાં આવી છે. વાર્તાના છેવટમાં નીચ કૃત્યો કરનારનો યોગ્ય બદલો મળે છે અને બહેચરપ્રસાદ આત્મહત્યા કરે છે. સરલકુમાર તથા સ્નેહલતા પરણી સુખી થાય છે. તેમજ મોહીની પણ સરલકુમારના એક મિત્ર જીતેંદ્રરાવને લગ્ન સ્નેહથી જોડાય છે. આ ટુંકી નોંધમાં વાર્તાનો પુરેપુરો ખ્યાલ આપવો એ અશક્ય છે પણ વાર્તા વાંચનાર શોખીનોને આ વાર્તા વાંચી જવાની ખાસ ભલામણ છે. ભાષા ઘણી રસમય તથા લાગણી ભરેલી છે. અને મી. હર્ષદરાયે આવા એક પુસ્તકનો ગુજરાતી સાહીત્યમાં વધારો કર્યો છે તે માટે અમે એમને અભિનંદન આપીએ છીએ, અને આશા રાખીએ છીએ કે સાહીત્ય તરફ એમની સેવા આટલાથી અટકશે નહિ પણ એમની ઉંચી શકિતનો લાભ હજુ વધારે આપતા રહેશે.

---

## યોગ વાસિષ્ઠ રામાયણ.

યોગ વાસિષ્ઠ રામાયણનું નામ કયા હિંદુએ નહિ સાંભળ્યુ હોય ? પણ જ્યારે એક વખત એવો હતો કે જ્યારે સાધારણ સ્થિતિના આદમીએ ફકત દુરથીજ તે ગ્રંથનું દર્શન કરી શકતા અથવા તો પૈસાદાર સગાએ કે ઓળખીતાઓને ત્યાં વંચાતો હોય ત્યારે સાંભળી શકતા ત્યારે હાલ સાધારણ સ્થિતિના હિંદુઓ પણ, તેમને જો ભાવના હોય તો, તે ગ્રંથ જોઇ શકે છે એટલું જ નહિ, વાંચી શકે છે એટલુ જ નહિ પણ પોતાનો કરી શકે છે. જે લોકોને પુસ્તકોનો પ્રેમ હોય તે લોકોજ સમજી શકે છે કે અમુક પુસ્તક પોતાનુ હોવું એમા શું આનંદ સમાયલો છે. આવા પુસ્તકો તે કારલાઇલે એક વખત કહ્યુ હતું એમ આપણા મોટામાં મિત્રોછે (મિત્રો કોઇ દિન ઠગશે પણ આ મિત્રો ઠગશે નહિ,) અને તેઓના સમાગમમાં હરદિન રહેવું એ પણ એક લ્હાવો છે, ગુજરાતી હિંદુઓને આવી જાતની સગવડ આપનાર તે બીજું કોઇ નહિ પણ ગુજરાતમાં જેનું નામ ઘેર ઘેર જાણીતું થઇ ગયેલુ છે તે 'સસ્તુ' સાહિત્ય વર્ધક મંડળ'છે. પશ્ચીમના દેશોમાં આગળ વધતા વિચારો ફેલાવનાર મુળ સસ્તું સાહિત્ય છે અને તેજ પ્રમાણે આપણાં આ ગુજરાતી મંડળે જે કામ બજાવવાનું સરૂ કરેલું છે તે દરેક તરફથી ઉતેજન અને ટેકાને લાયક છે, યોગવાસિષ્ઠ રામાયણનો ભાગ ૧ લો બહાર પડેલો છે અને તેની કિંમત ફક્ત રૂ ૩ છે એમ આશા રાખી શકાય કે આવું પુસ્તક લઇ અમારા સુજ્ઞ વાચકો એક પથરે બે પક્ષી મારશે. એક તો તેઓ આવા મંડળને ઉતેજન આપશે, અને બીજું તેઓ આત્મિક ઉન્નતિ ખીલવશે.

---

# બારણાં ઉઘાડાંને બાંકોરે ડૂચા.

## ખોટી કરકસરની એ ખૂબી.

મીલ માટે સસ્તાં લ્યુબ્રીકેટ લઈ પૈસો બચાવતાં સેંકડોના કીમ્મતના "પાવર" નો ભોગ અપાય છે.

# તેની જરા ગણત્રી કરો.

નકામો "વેસ્ટ" અટકાવો અને તમારી મીલ માટે

**NON-FLUID OIL** વાપરો.

જેથી ખરી કસર કરી સંચાકામનું આયુષ્ય લંબાવશો તથા "પાવરનો" ખોટો વેસ્ટ અટકાવશો.

સેંપલ તથા હકીકતની ચોપડી માટે લખોઃ—

**L. ROYSAMPAT,**
*70, Apollo Street, Fort*
BOMBAY

# COMMERCAL SUBJECTS.

# વેપારી વિષયો.

## EVOLUTION OF INDIAN INDUSTRIES

## "હિંદુસ્તાનની ઔદ્યોગિક પ્રવૃત્તિ"

(ગ્લીન બાર્લોના પુસ્તક નામે 'Industrial India'ના આધારે લખનાર હરીલાલ માણેકલાલ દેશાઇ બી. એ અને કલ્યાણરાય નથ્થુભાઇ જોશી બી. એ.)

### પ્રકરણ પાંચમું.

#### દેશોપયોગી યોજનાઓ.

હિંદના જે પુત્રની જીજ્ઞાસા પરિપકવ થયેલી હોય છે અને જેનું હૃદય દેશની ઉન્નતિ માટે કંઇક અંશે ઉત્સુક હોય છે તેની વિચારશ્રેણી તેના જીવનના શુભ પ્રસંગે કયે રસ્તે હળે છે તેનો અત્રે જરા વિચાર કરીએ.

દુનિયાની પ્રગતિ સાથે મારા ગામને નિકટ સંબંધમાં લાવવાનો કયો રસ્તો છે? મારા ગામમાં એવું કંઇ નીપજતું નહિં હોય કે જે દુનિયાની બહુ અગત્યની જરૂર પૂરી પાડી શકે? મારા ગામની આસપાસની ટેકરીઓમાં, જંગલોમા અને ખુલ્લી જમીનમાં શું કોઇ પ્રકારની ખનીજ વસ્તુ અગર વનસ્પતિમાંથી નીપજતી વસ્તુ નહિં મળી શકતી હોય કે જેમાંથી લાભદાયક ઉદ્યોગ ખીલવી શકાય? મારા ગામની આસપાસ મરવા પડેલી એવી ઔદ્યોગિક સંસ્થા છે કે જેનો પુનરૂદ્ધાર કરી શકાય? ઓછી મહેનતે વધારે કામ લઇ શકાય તેવી સવડો અને તેવા સાધનો મારા ગામમાં લાવી શકાય તેમ છે કે કેમ?

આ લેખમા આ પ્રશ્નોના ઉત્તર આપવાનો ઉદ્દેશ નથી વિચારશીલ દેશભકતને કેવા પ્રકારના વિચારો ઉદ્ભવે છે તેજ દર્શાવવાનો પ્રયાસ કરવામા આવ્યો છે છતા આવા પ્રશ્નોના ઉત્તરમાં દેશહિતેચ્છુના હૃદયમા કેટલાક મ ભવિત સરળ ઉદ્યોગની યોજના ખડી થાય છે તેમાની કેટલીક અત્રે દર્શાવવામા આવે છે.

પોતાના ગામમા નાનુ સરખું ઇન્જીન લાવી તે વડે કુવા અને તળાવમાંથી ખેતરને પાણી પાવાની નવી રીત દાખલ કરી શકાય એવી છે. કદાચ એક માણસ ઇંજીન ખરીદવાનું સાહસ કરી શકે તેમ ન હોય તો ગામના પાચ દશ ગૃહસ્થો મળીને તે કામ સંયુક્ત ભંડોળથી સહેજ ઉપાડી શકે.

જુના કાળથી ચાલી આવતી ઘાચીની ઘાણીને બદલે નવા ઢબની સાંચા કામથી ચાલની

ઘાણીથી તેલ પીલવાનું કામ ગામડાંમાં ખુશીથી દાખલ કરી શકાય. આવા પ્રકારની ઘાણી મોટાં શહેરોમાં અને કેટલીક જેલમાં જોવામાં આવે છે. જુજ ભંડોળથી આવું કામ ચલાવી શકાય છે અને તે યોગ્ય દેખરેખ નીચે થોડા વખતમાં એક આબાદ ઉદ્યોગનું સ્વરૂપ ધારણ કરી લે.

દરેક ગામમાં વણકર લોકો પોતાની શાળ ઉપર જુની ઢબ પ્રમાણે વણાટનું કામ કર્યા કરે છે અને પ્રત્યેક ગામમાં કુવામાંથી પાણી ભરી લાવનાર સ્ત્રીઓના કપડાં તો માંચેસ્ટરમાંથી જ આવેલાં હોયછે. આનું કારણ એજ છે કે વણકર લોકો પોતાના ધંધામાં ખહુજ પછાત પડી ગયા છે. જો કોઇ બુદ્ધિશાળી સાહસિક વ્યાપારી ઇચ્છે તો સ્થાનિક વણાટકામ એવી તો સરસ રીતે ખીલવી શકાય કે આસપાસના પ્રદેશમાં પરદેશી કાપડની વપરાશ ઓછી કરી નાંખે એવું સારૂં કાપડ બનાવી શકાય.

ચામડું હિંદુસ્તાનમા નીપજે અને બુટ વિલાયતથી તૈયાર થઇ આવે એ આ યુગનો મહિમા છે અને તે હિંદુસ્તાન જેવા દેશમાંજ જોઇ શકાય. ચામડાંનો ઉદ્યોગ ખીલવવાનું કામ હિંદુસ્તાનમા કેમ ન બની શકે ?

બ્રહ્મદેશની લાકડાં વહેરવાની મીલ સારે નફે કામ કરી શકેછે. હિંદુસ્તાનમાં કેટલાક ભાગમાં કે જ્યાં લાકડાંની નીપજ ઘણી છે ત્યાં આવી યાંત્રિક યોજના સહેલાઇથી દાખલ થઇ શકે તેમછે. આવા ધંધા અને ઉદ્યોગો ઉપરાંત બીજી ઉપયોગી પ્રવૃત્તિ ગામડામાં દાખલ કરી શકાય તેમ છે, સરકારી મંડળીઓ કાઢીને ખેડુત લોકોને નાણા ધીરવાનું કામ કરવામાં સારી દેશ-સેવા સમાયેલી છે. આવી સંસ્થાઓ હાલમાં કેટલેક સ્થાને સરકારની સહાયથી સ્થાપવામાં આવી છે, એ ખુશી થવા જેવું છે. તોપણ આવી મંડળીઓ ઠેકાણે ઠેકાણે સ્થાપવાની જરૂર છે.

અત્યારસુધી તો આપણે સહેલાઇથી ખીલવી શકાય તેવા ધંધાની વાત કરી છે, પણ તે સિવાય ઘણા પ્રદેશમાં બીજા હુન્નરો ખીલવવાની સંભાવ્યતા રહેલી હોય છે. ખાણો ખોદાવી કોલસા, લોખંડ, ત્રાંબુ, મેન્ગેનીઝ, અગર બીજી ઉપયોગી ધાતુઓની શોધખોળ કરવાનું કામ પણ કરાવી શકાય. પરંતુ આવાં કામ માટે વિશિષ્ટ પ્રકારનું જ્ઞાન ધરાવનાર બાહોશ માણસની જરૂર પડે છે. હિંદમાં આવા માણસો શોધ્યા મળતા નથી. જે પિતા પોતાના પુત્રને સારૂં જ્ઞાન આપી આવા પ્રકારની વિદ્યા સંપાદન કરવાને તેને પરદેશ મોકલે છે તેની દેશ-સેવા કંઇ ઓછી કહેવાય નહિ. જે માણસ પરદેશથી વિશિષ્ટ પ્રકારની માહિતી લાવી દેશમાં એકાદ ખનિજનો ઉદ્યોગ ખીલવે છે તે માણસ સરકારને મહેસુલ વધારી આપનાર અમલદાર અગર હાઇકોર્ટમાં મોહક ભાષણ કરનાર વકીલ કરતાં ઘણી ઉંચા દરજ્જાની દેશ-સેવા બજાવે છે.

એ ખુશી થવાની વાત છે કે, હિંદી સરકારે આ બાબતમાં ઇષ્ટ સહાય આપવાનું શરૂ કર્યું છે. ઇ. સ. ૧૯૦૪થી સ્ટેટ ટેકનીકલ સ્કોલરશીપ હિંદુસ્તાનના વતનીઓ માટે જાહેર કરવામાં આવી છે; અને તેનો લાભ લઇ કેટલાક યુવાનો વિશિષ્ટ પ્રકારનું જ્ઞાન મેળવવા ભાગ્યશાળી થયા છે.

આ સ્થાને ઉત્સાહી દેશ હિતેચ્છુએ ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ કે ઉત્સાહમાં ને ઉત્સાહમાં નુકસાનમાં ઉતારે એવી જોઇન્ટ સ્ટોક કંપની એમણે કાઢવી નહિ. કારણકે એક વ્યક્તિના પૈસાથી ચાલતી પેઢી તુટવાથી જે હાનિ થાય છે તેના કરતા આવી સંયુક્ત ભંડોળની પેઢી તુટવાથી દેશને ઘણુંજ ગંભીર નુકશાન થાય છે. તાત્કાળિક હાનિ તો પૈસાનીજ થાય છે પણ તેના કરતાં વિશેષ હાનિ ભવિષ્યમાં એવા પ્રકારની બીજી ઔદ્યોગિક પ્રવૃત્તિને મોટો અવરોધ નડવાનો સંભવ રહે છે. ઉદ્યોગના નેતા પુરૂષોપર લોકોનો વિશ્વાસ જરા પણ ન ડગે એ દેશના લાભ માટે ખાસ આવશ્યક છે.

હિંદુસ્તાનના શહેરોમાં ઔદ્યોગિક પ્રવૃત્તિ સારી ચાલી રહી છે, તોપણ સમયને અનુસરીને ઉદ્યોગના ક્ષેત્રમાં હજુ ઘણું કરવાનું બાકી છે. દુનિયાની બીજી પ્રજાઓ ઔદ્યોગિક ક્ષેત્રમાં જે મહાન કાર્ય કરી રહી છે તેવાં મહાન કાર્યો હિંદુસ્તાનની પ્રજા પણ કરી શકે છે તેવું બતાવવા હિંદના શહેરોમાં ભવ્ય યોજનાઓ ઉભી થવી જોઈએ. મોટા પાયા પર ચલાવવાના ઉદ્યોગ માટે બેહદ નાણું શહેરના આગેવાનોજ એકઠું કરી શકે તેમ છે. જ્યાં સુધી હિંદના શહેરો આવા મહાન ઉદ્યોગો ખીલવી નહિં શકે ત્યાં સુધી હિંદનું ઔદ્યોગિક બળ બીજી પ્રજાના બળ સાથે ટકી શકશે નહિ.

આ વાત કેટલે અંશે સત્ય છે તે જોવા દૂર જવું પડે તેમ નથી. શહેરના કોઇ પણ ગૃહસ્થ પોતાના ઓરડામાં બેઠા બેઠા આમ તેમ નજર કરશે તો તેને શું જણાશે તે જરા જોઇએ. પરદેશી કારખાનાની છાપ ઠેકાણે ઠેકાણે તેને દેખાશે. તેના ટેબલ પરનો દીવો જર્મનીમાં બનેલો છે, કાચની ચીમની ઑસ્ટ્રીઆમાં બનેલી હોય છે, અંદરનું તેલ રૂશીઆમાથી આવે છે, અને તેને સળગાવવાને દીવાસળી સ્વીડન અગર જાપાને મોકલેલી હોય છે. દિવાલ પર મૂકેલું ઘડીઆળ અમેરિકામાં તૈયાર થયેલું હોય છે; અને લખવાની ટાંક બર્મીન્ગહામમાં બનેલી હોય છે. ખીસામાંની પેન્સીલ બેવેરીઆની, પોતાના કોટનું કપડું યોર્કશાયરની, અને મોજાં જર્મનીની બનાવટના હોય છે. તેની સ્ત્રીએ જે કાતરથી પોતાનુ પોલકું વેતરેલું હોય છે તે શેફીલ્ડમાંથી આવે છે, અને પોલકાનું કપડું તેમજ સીવવાના દોરા માંચેસ્ટરમાંથી આવે છે, અને સોય વળી બર્મીંગહામમાંથી આવેલી હોય છે. તેણે પહેરેલી રેશમી સાડી ફ્રાન્સમાંથી આવેલી હોય છે; પાસે બેઠેલું બાળક જે બીસ્કીટ ખાય છે તે રીડીંગમાંથી આવે છે; જે રકાબીમાં બીસ્કીટ મૂકયુ હોય છે તે સ્ટેફર્ડ શાયરમાંથી આવે છે; અને પાણી પીવાનું ટમ્બલર ઑસ્ટ્રીયામાંથી આવે છે.

આ યાદી સંપૂર્ણ નથી તોપણ જરૂરીઆતની અને મોજશોખની વસ્તુઓ બદલ હિંદુસ્તાન કેટલું પરતંત્ર છે તેનો ખ્યાલ આપવાને આ યાદી પૂરતી છે આપણે એક દૃષ્ટાંત લઇએ. સાંજે નિશાળમાંથી છૂટીને વિદ્યાર્થીઓના ટોળા ઘર તરફ જાય છે તેમના દફતર સામે સહેજ નજર કરતાં શું જણાય છે? ઇંગ્રેજી પુસ્તકો તો વિલાયતથી તૈયાર થઇ આવેલાં હોય તેમાં નવાઈ નહિ પરંતુ લખવાની નોટબુક પર પણ "મેઇડ ઇન ઑસ્ટ્રીઆ" એવું લખેલું હોયછે. હિંદુસ્તાનના સાધનો આટલાં વિશાળ છે છતાં નિશાળમાં વાપરવાની કોરા કાગળની નોટ બુકો પણ પરદેશથી આવે એ બહુ દીલગીરી ભરેલું છે, નોટ બુક જાતે નજીવી જેવી ચીજ છે છતાં હિંદના કાગળના ઉદ્યોગની ખામી દર્શાવવા માટે તે બહુ અગત્યની છે.

---

## OUR INDIGENOUS INDUSTRIES. THE PRESENT AN UNIQUE OPPORTUNITY FOR THEIR EXPANSION.

## દેશના હુન્નર ઉદ્યોગ સજીવન કરવાનો આવી લાગેલો સમય અને દેશ હીતેચ્છુઓની ફરજ.

(લક્ષ્મીચંદ ડોસાભાઈ શાહ, રાજકોટ)

આધુનિક યુરોપી મહાન વિગ્રહ શરૂ થયા પછી દેશ વિદેશ વચ્ચેના વ્યાપાર વ્હેવારમાં ખલલ પહોંચવાથી હમેશની જરૂરીઆતની કેટલીએક વસ્તુઓ મેળવવામાં પડતી મુશ્કેલીઓ અને તેવી વસ્તુઓના વધી ગયેલા ભાવોથી ઉભી થયેલી સ્થિતિએ સમગ્ર પ્રજાનુ

લક્ષ સ્વદેશી ઉદ્યોગો તરફ ખેંચવા ઉપરાંત આપણી ખરી સ્થિતીનું ભાન કરાવ્યું છે.

દરીયાઇ કાફલાની સર્વોપરી સત્તાવડે બ્રીટીશ રાજ્ય અમલ તળે આપણા પરદેશ સાથેના વ્યાપારને જે રક્ષણ મળ્યું છે તે કદાચીત નહિં હતે તો આપણે જોઇતી પરદેશી વસ્તુઓ વિના આપણી સ્થિતિ કેવી કફોડી થઇ પડત તે એક વિચારવા જેવો પ્રશ્ન છે. આપણા હમેશના વપરાસ માટે દીવાસળી જેવી નજીવી વસ્તુથી છેક કાપડ જેવી કીમતી અને ઉપયોગી ચીજો માટે પણ વિદેશી કારખાનાઓ ઉપર આધાર રાખવો પડે છે અને તેથી હાલ આપણને જરૂરની કેટલીએક વસ્તુઓ મેળવવામા જે અગવડતાઓ વેઠવી પડે છે તેનો અનુભવ મળ્યા પછી આપણું પહેલું ધ્યાન આપણી જરૂરીઆતની દરેક વસ્તુઓ દેશમાજ તૈયાર કરવાની આવશ્યકતા તરફ દોરાય છે આ અગત્યતાને લોકો સમજવા લાગ્યા છે તે જાણી આપણે ખુશી થઇએ છીએ પણ હાલનો સમય ઔદ્યોગીક ચળવળ માટે અતિકુળ હોવાના નજીવા કારણો આગળ ધરીને કેટલાએકો તરફથી આ હીલચાલ હાલ તુરત ઉપાડી લેવાથી તે ફતેહમંદ ઉતરશે કે કેમ તે તરફ શકની નજરે જુવે છે તેઓ જો જાપાન જેવા આપણા પડોશી દેશની ચળવળ તરફ નજર કરેતો તેમનો તે મત ભાગ્યેજ ટકી શકે.

આપણે સૌ જાણીએ કે લડાઇની શરૂઆત થતાજ જપાનીઓએ આ સમયને અમૂલ્ય તક લેખી, પોતાના ઉદ્યોગો ટટાર કરી, હિંદ, ચીન વીગેરે મોટા દેશોના બજારો એકહાથ કરી લેવાની હીલચાલને દુરઅંદેશીપણે ત્વરાથી ઉપાડી લીધી છે, અને હાલ તુરત આ દેશોના બજારોમા કઇ કઇ જાતના માલોની જરૂરીઆત છે તેની તપાસ કરવા તથા ઓરડરો મેળવવા સરકાર તેમજ વેપારીઓ તરફનું મંડળ તુરતજ મોકલી આ દેશમાથી લાખો રૂપીઆના ઓરડરો મેળવી લીધા છે.

સાધારણ વખતમાં જરમન માલની તિક્ષ્ણ હરીફાઇથી જાપાનના કારખાનાઓ આપણી બજારોમાં પોતાનો માલ દાખલ કરવાને ઘણી કોશેશો કરવા છતાં ફાવી શકતા નહિ. પણ લડાઇ પછી જરમન અને ઓસ્ટ્રીયન માલ આવતો સદંતર બંધ થવાથી હવે જાપાનીઝો સામે હરીફાઇ કરે તેવા માલના અભાવે આપણા બજારોમાં જાપાનીઝ બનાવટના માલે મજબુત પગપેસારો કર્યો છે અને આજ કાલ આપણા બજારોમાં જ્યાં ત્યાં જરમન અને ઓસ્ટ્રીયન માલની જગોએ જાપાનીઝ બનાવટો નજરે પડે છે; એટલુંજ નહિ પણ કાપડ સુતર જેવી આપણી સ્થાનિક બનાવટો સામે પણ તિક્ષ્ણ હરીફાઇમા ઉતરવાને જાપાનીઝો તૈયાર થઇ ગયા છે તે કાંઇ ઓછું આશ્ચર્યકારક નથી.

કાપડ સુતર બનાવવા માટેનું રૂ હિંદમાથી લઇ જઇ તેમાંથી કાપડ બનાવી તેજ કાપડ પાછુ હીંદમા મોકલી જાપાનીઝો આપણી સામે તીક્ષ્ણ હરીફાઇમા ઉતરવાને શકિતમાન થાય છે જ્યારે આપણી મીલોને સ્થાનિક બજારોમ રૂ ખરીદ કરી તેમાથી બનાવેલુ કાપડ સ્થાનિક બજારોમાં વેચવાનું હોવા છતાં તેમની સામે ટક્કર ઝીલી ન શકે તે ખરેખાત આપણી મીલોને હિણપત લગાડનારૂં છે.

દુર અંદેશ વ્યાપારીઓ વ્યાજબી પોકાર કરે છે કે જો આવી સ્થિતિ ચાલુ રહેશે તો ભવીષ્યમાં જાપાન આપણા મજબુત હરીફ સમાન થઇ પડશે એટલુ જ નહિં પણ આપણી મીલોના આધારરૂપ ચીનના બજારો પણ જાપાનની હરીફાઇથી આપણા હાથમાંથી જતા રહેશે અને તેમ જો એક વાર આ બજારોને ગુમાવ્યા તો પાછળથી તે ફરી હાથ કરવાની ગમે તેટલી તજવીજો કરીશું તો પણ તે કારગર થઇ પડશે તેવી કોઇ ખાત્રી આપણે આજ સુધી મેળવેલા અનુભવ પ્રમાણે આપી શકીએ તેમ નથી માટે આ સમયને ખોયા વ ભવિષ્યના ભયની સામે શરૂઆતથીજ ચાપતા ઉપાયો લેવામાં ખરૂં ડહાપણ વાપરવાની જરૂર છે.

" આ ઉભી થયેલી નવી હરીફાઇ સામે બાથ ભીડવાને મીલોવાળાઓએ એકત્ર થઇને

પાણી પહેલા પાળ બાંધવાની આપણી જુની કહેવત પ્રમાણે તાત્કાળીક ઇલાજો લેવા ઘટે છે.

આ એક જાણીતી વાત છે કે જાહેર પ્રજામાં એક વખત અમુક છાપ કે જાતનો માલ વખણાઈ પ્રચારમાં આવ્યા પછી તેના તરફ લોકો ગાડરીયા પ્રવાહની માફક એટલી હદે ઢળી પડે છે કે પાછળથી તે માલની બનાવટમાં થોડો ફેરફાર કરી તેની જાત હલકી કરવામાં આવે અને કીંમતમાં પણ કદાચીત વધારો કરવામાં આવે તો પણ એનીજ વપરાસ ચાલુ રહે છે. આવી રીતે ઘણી પરદેશી વસ્તુઓએ આપણા બજારોમાં એટલો બધો પેસારો કર્યો છે કે તેના જેવોજ માલ સસ્તી કીંમતે આપવા છતાં બીજી છાપ કે કારખાનાનો હોવાથી લેવાનું લોકો પસંદ કરતા નથી અને તેવી હીલચાલો ઘણી વખત નીષ્ફળ નીવડે છે. સ્વદેશી ચળવળ વખતે આ દેશમાં ઉભા થયેલા કારખાનાઓને પણ આપણી આ રસમ ઘણી નડતર રૂપ થઇ પડી હતી અને તેથી તેમાંના કેટલાએક કારખાનેઓ ફરીથી ચાલુ કરવાને હાલનો સમય ઘણો અનુકુળ છે, અને તેથી દેશ હીતેચ્છુઓએ અરસપરસે સ્હાયકારી મંડળના રૂપમાં બહાર આવી આ હીલચાલ ઉપાડી લેવાની ઘણી જરૂર છે અને જો આ કારખાનાઓ નિયમિત ધોરણે એક સરખો માલ બનાવવા સાથે તાત્કાળીક લાભોને બાજુએ રાખી, જેટલા બની શકે તેટલા ઓછા ભાવોથી માલનું વેચાણ કરવાની રૂઢી અંગીકાર કરશે તો કાયમી બજાર હાથ કરી ઘણો લાભ મેળવી શકશે તેવો આપણે સંપૂર્ણ ભરોસો રાખીએ છીએ.

હાલના સમયમાં કેટલીએક ચીજો નહિ મળી શકતી હોવાના કારણે તેવી ચીજોના અનહદ ભાવો વધી ગયા છે અને તેથી તેવો માલ દેશમાં બનાવવાનું શરૂ કરી તે બજારમાં લાવવામાં આવે તો પરદેશી માલની બીન હરીફાઇએ ચાલુ કરવા ઉપરાંત સ્વદેશી માલ વાપરવાની શુભ ધરાવતા આપણા કેટલાએક ભાઇઓને દેશી માલ વાપરવાની લાલચમાં નાંખવાનો આ કીમતી વખત છે.

ઔદ્યોગીક ચળવળને માટે આ સમયને પ્રતિકુળ લેખવાના કારણોમાં એક કારણ એ પણ બતાવવામાં આવે છે કે કારખાનાઓમાં જોઈતી કેટલીએક ચીજો હાલ મળતી નથી અથવા તો તેના ભાવો ઘણા વધી ગયા છે, તે કારણ ખરૂં માનીએ તો પણ તેથી કાંઇ બધા ઉદ્યોગોમાં એ મુશ્કેલી ઉભી થાય છે તેમ કબુલ કરી શકાતું નથી કારણ કે ધોવાના સાબુઓ અને તેવી જાતનો બીજો ઘણો માલ લાખોની કિંમતનો દર વર્ષ પરદેશમાંથી આયાત થાય છે કે જે બનાવવાને જોઇતી બધી ચીજો હિંદુસ્થાનમાંથી મળી શકે છે. વળી સાધારણ વર્ષોમાં પરદેશ નિકાશ થતી હિંદુસ્થાનની ઘણી કાચી પેદાશોના ભાવો હાલ નિકાશ ઓછી થવાથી ઘટી ગયા છે અને તેથી ઘણાં ઉદ્યોગો આ તકે શરૂ કરવામાં આપણો પુરો લાભ સમાયેલો છે.

ન્હાના કે મોટા દરેક ધંધાઓની શરૂઆત ઘણી મુશકેલીઓથી ભરેલી હોય છે અને સારા વર્ષોમાં પણ તેની સામે બાથ ભીડવાની હીંમત કરીનેજ તે ધંધાઓ હાથમાં લેવામાં આવે છે તે પ્રમાણે આ વખતે કોઇ નડતરો આડી આવતી હોય તો તેથી નાહિંમત બની, જાપાન જેવા વિદેશીઓને આપણાં બજારો હાથ કરી લેતા ગુપચુપ જોયા કરવા તેને બદલે તેવી નડતરો દુર કરવાના ઉપાયો શોધી આ સમયને ખોયા પહેલાં વિવિધ ઉદ્યોગો સ્થાપિત કરવા અને સંજીવન કરવામાંજ સાહસિક શ્રીમંતો અને દેશનું કલ્યાણ સમાએલું છે.

વર્તમાન વિગ્રહના અનેક કારણોમાં દેશ વિદેશ વચ્ચેની વ્યાપારી હરીફાઇ તે એક મુખ્ય કારણ ગણવામાં આવે છે અને તેથી આપણા દુશમન રાજ્યોના હુન્નર ઉદ્યોગો સામે વેપારી લડાઇ ચલાવવાની નામદાર સરકાર પણ

જરૂર માને છે તો આ વખતે દુશમન રાજ્યની સામે હરીફાઇ કરી શકે તેટલા હુન્નર ઉદ્યોગની શરૂઆત કરવામાં આપણને ફાયદો થવા ઉપરાંત આડકતરી રીતે સરકારની સેવા કરી શકાય તેમ છે વળી ચાલુ સાલનું ચોમાસું સંતોષકારક નહિં નીવડવાથી દેશના કેટલાએક ભાગોમાં દુષ્કાળની ધાસ્તી ઉભી થઇ છે તે ધાસ્તી ખરી નહિં પડે તેવી આપણે આશા રાખીશું. તોપણ તે ધાસ્તી ખરી પડી તો હાલના લડાઇના મામલામાં કેટલાએક વ્યાપાર રોજગારો મંદ પડવાથી ઘણાંઓની રોજીમાં ધકો પડયો છે તેમાં વળી વધારો થવાથી લોકોના જે ભાગને આ ઔદ્યોગીક હીલચાલથી નવી રોજી ઉઘડશે તેઓને ઘણી રાહત મળશે અને તેથી શ્રીમંતો દેશી રાજ્યો અને ઉત્સાહીઓએ આ વખતે બહાર આવવાની જરુર છે. આશા છે કે ઔદ્યોગિક હીલચાલને દેશના જરૂરના સાધન તરીકે લોકો જલદી ઉપાડી લેશે.

---

## ELEMENTS OF POLITICAL ECONOMY

## અર્થશાસ્ત્રના સિદ્ધાંતો.

( માસિક માટે ખાસ લખનાર મી જેઠીસન. લ. બારભાયા. )

અખિલ બ્રહ્માંડની સંપતિ ( Wealth ) નો વિસ્તાર કરી તેનું પૃથકકરણ કરનારાં શાસ્ત્રને અર્થશાસ્ત્ર (Political Economy) નું નામ આપવામાં આવ્યું છે, અને તેનો વિસ્તાર દુનીયાની ઉપજ, અદલા બદલી અને વહેંચણીમાંજ સમાઇ જવા પામ્યો છે.

સંપત્તિ (Wealth) એ જ્યારે અર્થશાસ્ત્રનું એક મુખ્ય અંગ છે ત્યારે તે (સંપત્તિ) ની ખરી વ્યાખ્યાનો સમાવેશ કેવા અર્થમાં થઇ શકેછે તે જાણવાની જરૂર છે,

કોઈ પણ વસ્તુ કે જેની અદલા બદલી કરવામાં કિંમત અંકાતી હોય તેને સંપતિ કહેવામાં આવે છે. ઉદાહરણ રૂપે આપણે શ્વાસોશ્વાસમાં જે હવા લઇએ છીએ તેની અદલા બદલીની વસ્તુ રૂપે કિંમત નથી. કારણ કે કોઇ પણ પ્રકારના નુકશાન વગર સર્વ કોઇ તે વસ્તુ આપો આપ મેળવી શકે છે, તેજ મુજબ સૂર્યના પ્રકાશની પણ કિંમત નથી. ઘણે સ્થળે પાણીની પણ કિંમત હોતી નથી, મોટાં શહેરોમાં મોટાં તળાવો બાંધી તેમાંથી નળ માર્ફતે પાણી પુગાડવામાં આવે છે અને ત્યાજ માત્ર તળાવ અને નળ વગેરે સવ બાધકામ સંપત્તિ રૂપે લેખી શકાય.

ઘણા લોકો સંપત્તિનો ખરો અર્થ જાણતાં ભૂલથાપ ખાય છે, દુનિયાના વ્યવહારનું જેઓને જ્ઞાન નથી તેઓ સપત્તિને 'નાણાં' સાથે ભેળી નાંખે છે. ઘણે વખતે કેટલાક દાખલાઓમાં આ મુજબ ભુલાવો ખાઇને કેટલાંક દેશોની આબાદી ત્યાં આગળ પુરાંતમાં પડેલાં સોનાં અને રૂપાંથી કરવામાં આવેલી દેખાઇ હતી. એટલુંજ નહિં પણ ખોટે રસ્તે તણાઇને આવી કિંમતી ધાતુઓની નિકાશ અટકાવવામાં પણ આવેલી હતી નાણાં અને સંપત્તિને એક બીજા સાથે ભેલી. દેવામાં ભૂલ કરનારાઓનો ઝાઝો દોષ કાઢી શકાય નહિં. આગળ ચાલતાં જોઇશું કે સંપત્તિની તુલના આંકવામાં નાણાંની સંખ્યા ગણવામાં આવે છે, અને જો કે નાણું એ માત્ર વસ્તુ આપ લે કરવામાં સવળતા કરી આપનારૂં તેમજ કિંમત નિર્ણય કરનારૂં સાધન છે, છતાં તે સાધનનું નામ પાડવામાં આવતું હોવાથી તેના ઉપર લાંબો કયાસ કીધા વિના લોકો કુદરતી રીતે નાણાંને સંપતિમાં લેખવાની ભુલ કરવા પામે છે.

આવી રીતે નાણાંને સંપતિમાં લેખવાની ભુલ થાય છે. પરંતુ જ્યાં સુધી નાણાંને અદલબદલ કરવાની ઉપયોગી વસ્તુ લેખવામાં આવી છે ત્યાંસુધીજ તેની, સંપત્તિના એક અંગ રૂપે, કિંમત છે પરંતુ જ્યારે તેમ થતાં અટકે એટલે તેની કિંમત જરા પણ ચઢી શકતી નથી. આ સિધ્ધાંત સારી પેઠે સમજવા માટે ઐતિહાસીક દ્રષ્ટાંતો જોવાથી જણાશે કે પ્રાચીન કાળમાં સોના અને રૂપાનાં સિક્કાઓને કેટલાક દેશોમાં કોઇ જાણતું પણ નહોતું. એક વખતે ચીનમાં ચહાના છોડવાને અમુક રીતિએ દાબી તેને નાણાં તરીકે લેખવામાં આવતા હતા અને તેના ઉપર દુનિયાનો વહેવાર કરતા હતા. હિંદના કેટલાક ભાગમાં નાણાં તરીકે કોડા અને કોડીઓનો ઉપયોગ કરવામાં આવતો હતો.

ગ્રીસમાં એક સમય એવો હતો કે અમુક વર્ણના ઢોરને અમુક પ્રકારની કિંમત ઠરાવી તે નાણાં તરીકે અદલ બદલ કરવામાં આવતાં હતાં, અને તેને લીધે પાછળથી ત્યાં ધાતુના સિક્કાઓ ઉપર બળદનો ચહેરો પાડી તે નાણાં તરીકે ઉપયોગમાં લેવામાં આવતા હતા. આરબલોકો પણ નાણાં તરીકે ઢોરોની અદલા બદલી કરતા, અને હાલમાં જેમ કેટલાક લોકો રૂપા અને સોનાના સિક્કા સિવાય દેશની સંપતિ ન ગણવાની, (આપણે ઉપર જોઇ ગયા તેમ), જેમ ભુલ કરે છે, તેમ આરબો પણ તે વખતમાં એવીજ ભુલ કરતા હતાં કે જે દેશમાં ઢોર ન હોય તે આબાદી હોઇજ શકે નહીં. કિંવા તે કંગાળજ લેખાય. તેનું એક રમુજી ઉદાહરણ અત્રે આપીશું. આરબના મૂખીએ જ્યારે પહેલ વહેલું ફ્રેન્ચ અને તેની જાહોજલાલી વિષે સાંભળ્યું ત્યારે પ્રથમ એજ પ્રશ્ન પુછયો કે "ત્યાં ઢોરો કેટલાં છે?" દુનિયાના ઘણા ભાગોમાં પ્રાચીન કાળમાં ચીજોની અદલાબદલી કરી દુનિયા સાથે વ્યવહાર ચલાવવામાં આવતો હતો. દાખલા રૂપે જો એક માણસ પાસે બે હોડકાં હોય અને હલેસું ન હોય તો જેની પાસે બે હલેસાં હોય અને હોડકાં ન હોય તે હલેસાંની બદલી હોડકાં માટે કરતા હતા, પરંતુ દુનિયા સાથે વ્યવહાર ચલાવવામાં અને મોટે પાયે વ્યાપાર કરવામાં આવી રીતભાતથી અત્યંત અડચણ થવા પામી, અને આખરે હાલમાં જેમ નાણાં વ્યવહાર છે તેમ અદલાબદલીની આંકેલી કિંમતાનુસાર સહેલો માર્ગ સ્વીકારવામાં આવ્યો અને તેથી આધુનિક ચલણ અથવા નાણું એ સંપતિનું એક અંગ લેખવામાં આવ્યું છે. દુનિયાનો વ્યાપાર સર્વાનુમતે આ ચલણના અંગે ચાલતો હોવાથી, અને સર્વાનુમતે તેની કિંમત આકેલી હોવાથી એક દેશ પોતાની ઉપજ બીજા દેશ જોડે કોઇપણ પ્રકારના વાંધાવિના આપલે કરી શકે છે એટલા કારણોજ નાણાં (હાલનાં ચલણ) ની ઉપયોગીતા સાબીત થાય છે. વ્યાપાર વ્યવ્હાર ઉપર ઍડમ સ્મીથે ૧૭૮૬ માં જે પુસ્તક અંગ્રેજીમાં 'પ્રજાની સંપત્તિ' The Wealth of Nations) નામનું લખ્યું છે તેમાં તેનું પરિપૂર્ણ સ્પષ્ટિકરણ કરવામાં આવ્યું છે.

દુનિયા ઉપર જાતજાતની પ્રજા વસે છે અને તે દરેક પ્રજા પોતાના મુલકોની આબોહવા અને ઉપજાનુસાર પોતાનો વ્યાપાર ચલાવે છે. પોતાને જેની જરૂર હોય તે લેવા લલચાય છે અને જે વસ્તુ નકામી હોય તે બીજાને આપી પોતાને ઉપયોગની વસ્તુ ખરીદે છે. પરંતુ જુદી જુદી પ્રજા તેમાં હરીફાઇમાં આવે છે અને તે હરીફાઇ ઉપર રાજ્ય તરફથી જકાતનો અંકુશ મૂકવામાં આવે છે. આટલાને ખાતરજ ચીજો આપલે કરવા કરતાં નાણાંથી આપલે કરવામાં આવે છે અને નાણું તે માત્ર વચ્ચે કાર્ય કરનાર દલાલ રૂપેજ કાર્ય કરે છે, કે જેને લીધે હાલમાં દુનિયામાં નિરંકુશપણે- સ્વતંત્ર વ્યાપાર( Free Trade) અબાધ્ય નીતિએ ચાલી રહ્યો છે.

સંપત્તિનો કોઠો નિચે આપવામાં આવ્યો છે જે ઉપરથી જણાશે કે ઉપજ, અદલાબદલી અને વહેંચણી આ ત્રણ મુખ્ય વસ્તુના આધારેજ પ્રજાની સંપત્તિનાં મૂળ તત્વો ટકી રહ્યાં છે.



સંપત્તિ. WEALTH.
Production.
ઉપજ.
Exchange.
અદલાબદલી.
Distribut
વહેંચણ
Land.
જમીન.
Labour.
મજુરી.
Capital
મુડી.
Value.
મત.
Price.
ભાવ.
Money.
નાણું.
Commodities.
ચીજો.
Rent.
ભાડું.
Wages Fund.
આપાયલી મહેનત.
Profits.
નફો.
(આ દરેકના જુદા જુદા ભાગો ઉપજના વિષયમાં આપવામાં આવ્યા છે).
Paper.
કાગલીયાં
Metal.
ધાતુ.
Sundries.
કોડી કોડા વગેરે.
Efficiency of Labour.
મહેનતની પ્રવિણતા.
Wages.
ખરી મજુરી.
Cost of Pr
ઉપજના ઉપ
સરકારી લેખમહારી
બીજી લેખમહારી
ચલણી નોટો
બેંકના ચેક.
બેંકની હુંડીઓ.
'ડીપોઝીટ' મુદતી પાવતીઓ.
(આના બીજા વિભાગી કોઠાઓ ચાલતાં વહેંચણીના વિષ આપવામાં આવ્યા છે).
સોનું.
રૂપુ.
ત્રાંબુ
નીકલ વિ.
(બીજા વધુ કોઠાઓ આગળ ઉપર અદલાબદલીનાં પ્રકરણમાં આપવામાં આવ્યા છે).

## IRRIGATION IN AUSTRALIA.

# ઑસ્ટ્રેલીયામાં ખેડુતોને પાણી પુરૂં પાડવાની અદ્દભુત યોજના.

( આ માસિકને માટે ખાસ લખનાર:—ચંદુલાલ છોટાલાલ દેસાઇ—માતર. )

( સાંધણ ગયા અંકથી ચાલુ. )

લંડન (London Tube) જેવડું મોટું બારૂં (Condint) તેમાં કરવામાં આવ્યું તે મજે બંધમાં પણ બીજાં ચાર બારાં એવી રીતે કરવામાં આવ્યાં કે જ્યારે જરૂર પડે ત્યારે તે ઉઘાડી અડકાવી શકાય.

આ બંધ ઘણા મોટા રાક્ષસી પથ્થરોનો બાંધવામાં આવ્યો છે. પચાસ પચાસ ટન (૨૮૦૦ મણ) વજનના પથ્થરો અને સીમેન્ટના કાંકરેટથી તેને એવી રીતે બાંધવામાં આવ્યો છે કે તે જાણે એક મોટી મોટી પેટીઓનો હારબંધ થર ગોઠવ્યો હોય તેમ દેખાય છે. ચણતર કામ એવી રીતે કરવામાં આવ્યું છે કે જેમ જેમ તે ઉપર દબાણનું જોર વધુ આવે તેમ તેમ તે વધારેને વધારે મજબુત બનતું જાય. અને ગ્રેનાઇટ અગર સલંગ પથ્થરની માફક મજબુત બનેલું છે.

ફકત આ એક બંધ બાંધવામાંજ ૫૦,૦૦૦ ટન (અઠાવીસ લાખ મણ) સીમેન્ટ વાપરવામાં આવ્યો છે. એવું જણાવવામાં આવતાં તે કેટલો ગંજાવર અને રાક્ષસી હશે તેનો ખ્યાલ આપણને આવે છે.

પાંચ વરસને અંતે આ બંધ બંધાઇ રહ્યો. અને તેના બાંધનારનાં સાહસ અને યોજના બુદ્ધિના નમુનાનો કાયમ કીર્તિસ્થંભ-રૂપે તે રહેશે.

ફકત બંધ માટે ૧૫ લાખ પાઉંડ (બે કરોડ ને પચીસ લાખ રૂપીઆ)નો ખર્ચ થયો છે. અને આખી યોજના માટે ૮૨ા લાખ પાઉન્ડ (બાર કરોડ સાડત્રીસ લાખ ને પચાસ હજાર રૂપીઆ)નો ખર્ચ લાગેલો છે. આ બંધ ઉપરાંત એક મોટું ન્હેરકામ અને તેના પાણીને માટે રેગ્યુલેટર્સ (Regulators) વીગેરે અનેક યોજનાઓ કરવી પડેલી છે. આ ઉપર કહેલા ખર્ચમાં અખ્તરા માટેના ફાર્મ-હાઉસ તથા ડેરી ફાર્મ વીગેરે બધાના ખર્ચનો સમાવેશ થાય છે.

બંધ બાંધવાના કામમાં દરરોજ ત્રણ હજાર મજુરો કામે લાગતા. દરેક મજુરને તેના કામના પ્રમાણમાં સાડા નવથી સાડા દશ શીલીંગ (સાત રૂપીઆથી આઠ રૂપીઆ) સુધી દરરોજની મજુરીના આપવા પડતા. આ પગારથી મજુરો સંતોષ પામતા એમ જણાય છે. કારણ કે પાંચ વર્ષ દરમ્યાન તેમણે એક વખત પણ હડતાળ પાડી નથી, અગર તે સંબંધી કંઇ તકરાર પણ પડી નથી. એક મજુરે મને જણાવેલું કે જો બધાં મજુર લોકો અમારા જેવા હોય તો યુનીઅનો (એકત્ર મંડળીઓ) ની જરૂર પડે નહી. મજુરોને ઘણી વખત ઘણી સખ્તતાણવાળા જો સંબંધ વહેતા કમરપુર ઉંડા પાણીમાં ઉભા રહીને કામ કરવું પડતું અને તેથી ઘણું જોખમ ખેડવું પડતું. કામ આવું ઘણું મુશ્કેલ હોવા છતાં અકસ્માત મોત થયા નથી.

આ ગંજાવર બંધને લીધે પર્વતોમાં એક મોટું મહાન સરોવર બની રહ્યું છે. તેનું ક્ષેત્રફળ ૧૨૭૪૦ એકર છે. અને તે ૨૨૦ (બસોવીસ) ફીટ ઉંડું છે. સરોવરનો એક

ભાગ ૪૧ માઇલ, બીજો ભાગ ૧૫ માઇલ અને ત્રીજો ભાગ ૨૫ માઇલ લાંબો છે. તેમાં ૩૩,૬૧૩,૦૦૦,૦૦૦ ( તેત્રીસ અબજ એકસઠ કરોડને ત્રીસ લાખ ) ઘન ફુટ પાણી રહે છે. એટલે કે ઇજીપ્ટમાંના એસાણિનના ગંજાવર બંધ કરતાં ફકત ત્રણ હજાર ઘનફુટ પાણી ઓછું હોય છે.

એટલે કે ગ્લોસેસ્ટર શાયર અગર શ્રોપ શાયર નો આખો પ્રદેશ આ પાણીથી એક ફૂટ ઉંડો ડુબી રહે.

બંધ બાંધવાના કામમાં જેટલી ચોકસ તપાસ પ્રથમથી કરવી પડે છે તેવી ખાત્રી પુર્વક તપાસ બીજા કોઇપણ ઇજનેરી કામમાં કરવી પડતી નથી અને ખાસ કરીને પાણીનો આવો મોટો જથ્થો સંઘરી રાખવાનો હોય, ત્યારે તો ઘણીજ સાંભળથી કામ લેવું પડે કારણકે બંધ તુટવાથી ઘણાં ભયંકર પરીણામ આપે છે.

આશરે ૨૩ વરસ ઉપર પેન્સીલ્વેનીઆ ( Pennsylvania ) માં કોને. માઘ ( Conemangh ) નામની નાની નદીમાં ઘણું ભારે પુર આવવાથી તેના સખ્ત જોશને લીધે તેનો માટીનો બંધ તુટવાથી જોન્સટાઉન ( Johnstown ) નામનું આખું ગામ ઘસડાઇ જઇ નાશ પામ્યું હતું. પાંચ હજાર માણસ નાશ પામ્યાં હતાં અને ત્રણ કરોડ ઉપરાંતની કિમતના માલનું નુકશાન થયું હતું. બંધ તુટવાથી કેવુ ભયંકર પરીણામ આવે તે ઉપરથી દેખાઇ આવે છે. આ ત્રેવીસ વરસની મુદત દરમ્યાન ત્રીસ મોટા ગંજાવર ચણતર કામના તથા પાંતરીસ માટીના બંધ તુટવાથી ઘણું ભારે જાનમાલનું નુકશાન થયેલું છે.

મોટા બંધની સપાટી ઉપર પાણીના દબાણનું જોશ ઘણુંજ ભારે હોય છે. મોટા બંધની સપાટી ઉપર એક ફુટ પાણી હોય તો દરેક ચોરસ ફીટે ૬૨ ( બાસઠ ) પાઉન્ડના વજનનું દબાણ આવે છે. દશ ફીટ પાણી હોય તો ૬૨૦ રતલનું અને સો ફીટ પાણી હોય તો દર ચોરસ ફીટે ૬૨૦૦ રતલનું દબાણ આવે આ સરોવરમાંથી ૨૬૬ માઇલ દુર પહાડમાં થઇને પાણી લેઈ જવામાં આવે છે એટલેકે લંડનથી ન્યુકેસલ જેટલે છેટે લેઇ જવામાં આવે છે આ સરોવરમાંથી મુરૂમબીજી નદીની ન્હેરમાં ૨૨૦ માઇલ સુધી પાણી વહે છે. ત્યાં આગળ એક બંધ આવેલ છે અને તેને મોટા ગંજાવર લોખંડી દરવાજા અને તાળાં હોય છે. ત્યાંથી પાણીને મુખ્ય ન્હેરમાં વાળવામાં આવે છે.

આ ન્હેર સો માઇલ લાંબી, ૬૪ ફીટ પહોળી અને આઠ ફીટ ઉંડી છે. જે જીલ્લામાં પાણી પાવાનું હોય તે જીલ્લાના ઉંચાણવાળા ભાગમાં થઈને આ ન્હેર જાય છે, અને તેમાંથી સેંકડો માઇલ લાંબી અને જુદી જુદી ઉંડાઇ અને પહોળાઈવાળી નાની ન્હેરો મારફતે ખેતરોમાં પાણી જાય છે. અને ડ્રેનેજની ન્હેરો મારફતે ખેતરોમાંથી વધારેનું પાણી નીકળી જાય છે.

આશરે પંદર લાખ એકર પડતર પણ સારી રસાળ અને ફળદ્રુપ જમીનને આ યોજનાથી પાણી પુરૂ પાડવામાં આવશે. હાલમાં સાત હજાર ખેતરોને તથા એક લાખ માણસોને પાણી પુરૂ પાડવામાં આવે છે. જેમ જેમ વધુ જમીન લેવાશે તેમ તેમ સંખ્યા વધશે. છેલ્લાં બે વરસમાં સાતસો જમીનદારોએ ખેતરો લીધાં છે અને ત્યાં લીટન (Leeton) અને ગ્રીફીથ (Griffith) નામનાં બે ગામ વસ્યાં છે. સીડની અને મેલબોર્ન એ બન્નેની સાથે આ બે ગામ રેલ્વેથી જોડાયલા છે. જમીનના નંબર કેવી રીતે પાડવામાં આવે છે તે જાણવા જોગ છે. ગામને સીમાડે બબ્બે એકરના ટુકડા બનાવવામાં આવેલા હોય છે. તે ટુકડાથી પેલી પાર તેનાથી મોટા ટુકડા અને તેની પેલીપાર તેનાથી મોટા એ પ્રમાણે ચડતા પ્રમાણમાં મોટા મોટા નંબરો બનાવેલા છે અને તે બધા નંબરોને ન્હેરથી

# THE FINANCE DEALINGS & LAW ADVISING AGENCY.

હાલના સમયમાં નાણું ક્યાં રોકવું અને કેવાં આચરીયામાં રોકવું તે એક મોટો સવાલ થઈ પડે છે, આ વિષયને લગતી સર્વ સલાહ અમે મુફત પુરી પાડીએ છીએ.

કોઈ પણ વસ્તુનું 'પેટન્ટ' મેળવવાનું અથવા 'ટ્રેડ માર્ક' રજીસ્ટર કરાવવાનું કામ જુજ કમીશને કરી આપીએ છીએ.

વ્યાપારને લગતા વાંધાઓ અને તેની કલમો મૂજબ કયા કાયદાઓ લાગુ પડી શકે એમ છે અને શી રીતિએ મુકદમો ચલાવી શકાય એમ છે તેને લગતા કાયદાઓ અને સલાહ આપવામાં આવે છે.

એક વખત પત્ર લખી ખાત્રી કરી જુઓ. બની શકે તો જવાબ માટે સ્ટેમ્પ બીડશો.

ધી ફીનાન્સ ડાલીંગ્સ અને લૉએડવાઈસીંગ એજન્સી.

૪ ગીરગામ બેક રોડ,
મુંબઇ પોસ્ટ નાં૦ ૪.

જોડેલા હોય છે તેથી કરીને દરેક જમીનદારને પોતાની જમીન ગમે તેટલી મોટી કે નાની હોય તોપણ પાણી પાનાનુ અગાઉ સાધન હોય છે અને ત્યા પાણીનુ માપ લેવાય છે એક એકર જમીન ઉપર એક ફુટ પાણી લેવા માટે નો દર પાચ શીલીંગ (પોણાચાર રૂપીઆ) હોય છે એટલે કે એક એકર જમીનમા એક ફીટ ઉંડુ પાણી લેવા માટેનો આ દર છે શીયાળામા માત્ર ઈચ વરસાદ થાય છે તેથી ફક્ત એકલા ઉનાળામા પાણી લેવુ પડે છે

બીજા કોઇ પણ ન્હેર ખાતા તરફથી આવા સોઘા દરે પાણી પુરુ પાડવામા આવતુ નથી યુનાઇટેડ સ્ટેટ્સમા કેટલાક નવા ન્હેર ખાતા તરફથી એક એકર જમીનમા એક ફુટ ઉંડુ પાણી પુરુ પાડવા માટે ૩૦ શીલીંગ (સાડી બાવીસ રૂપીઆ) સુધીનો ભારે કર હોય છે

અમેરીકામા ખેડુતને ફક્ત પાણી એકલુજ પુરુ પાડવામા આવે છે અને બીજા બધા સાધન માટે ખેડુતને પોતાને ગોઠવણ કરવી પડે છે

પરંતુ ઓસ્ટ્રેલીઆની સરકાર તો ખેડુતના ભલા માટે માબાપની પેઠે સભાળ લે છે અને તેને દરેક બાબતમા મદદ કરવા માટે પુરતો પ્રયત્ન કરે છે ખેડુતને રહેવા માટે સ્હેલી સરતોથી મકાન બાધવા માટે સામાન પુરો પાડે છે અથવા મકાન બધાવી આપે છે તેમજ જોઇતા ઓજાર, ઢોર તથા ઝાડ, બીડ વીગેરે બધુ જોઇતુ પુરૂં પાડે છે સરકારી ફાર્મના પ્રવીણ અમલદારો તેમને જોઇતી સલાહ આપવાને ત્યા જોઇએ ત્યારે તૈયાર હોય છે અને કાયમને માટેના પટાથી જમીનો આપવામા આવે છે અહી એકરના ટુકડાની સાથે દર વરસે ૩ પોંડ ૧૫ શીલીંગ (સવા છપન રૂપીઆ) ભરવી પડે છે ફ્લ્યુરસ એકરના નબરના ,જમીનની જાત પ્રમાણે સાડા બારથી સાડા અઢાર પોંડ (૧૮૭ાા થી ૨૭૭ાા રૂપીઆ) સુધી ભરવા પડે છે.

અખરોટ, બદામ, દ્રાક્ષ વીગેરે મેવા તથા તમામ જાતની શાકભાજી, મકાઇ વિગેરે અનાજ તમાકુ તથા લ્યુસર્ન વીગેરે તમામ વાવી શકાય જમીન ઘણીજ ફળદ્રુપ છે

આ નવી જમીન ઉપર ખેડુતો ઢોર ઉછેરવાનુ તથા પક્ષીઓ ઉછેરવાના તથા ડેરી વીગેરેના કામમા ઘણા ફતેહમદ નીવડયા છે

અહીં સહવાસની ખોટ પણ મટી ગઈ છે કારણ કે ગામ વસેલા છે અને નબરો પણ ઘણા પાસે પાસે પાડેલા છે.

ખરેખર ન્યુ સાઉથ વેલ્સની સરકારને તેની આ મહાન યોજના ફતેહમદ રીતે સંપુર્ણ બનાવવા માટે ધન્યવાદ ઘટે છે આ યોજનાથી ખેતીનો ધધો સુદર, સ્હેલો અને નફાકારક બન્યો છે એટલુજ નહીં પણ ખેતીનો પાક નીષ્ફળ જવાના ભયમાથી મુક્ત થયો છે

મી ફોરમેકે લડન મેગેઝીનમા ચિત્રો સાથે લેખ લખેલ છે કે જેથી આ યોજનાનો ખરો ચિતાર આપણા ખ્યાલમા આવી શકે પરતુ ચીત્રો આપવાનુ કામ મારાથી બની શક્યુ નથી તે માટે માફી ચાહું છુ.

માતર } ચદુલાલ છોટાલાલ દેશાઈ.

---

# WAR NOTES AND NOTIFICATIONS.

# લડાઇ અને વેપાર સંબંધી વધુ સરકારી જાહેરનામાં.

બ્રિટીશ હિંદમાંથી યુનાઇટેડ કીન્ગડમ સિવાયના બીજા દેશોએ હીસીયન કાપડ તથા કોથળીઓની નિકાશ કરવામાં આવેલી હમને જણાવવામાં આવી છે.

---

બ્રિટીશ હિંદમાંથી કાફીની નિકાશ યુનાઇટેડ કીન્ગડમ, ફ્રાન્સ, ઇટલી, રસીયા, ( બાલ્ટીક બંદરો સિવાય ), સ્પેઇન અને પોર્ચુગલ સિવાયના યુરોપમાંના તથા ભુમધ્ય અને કાળા સમુદ્ર પરના તમામ દેશોએ કરવાની મનાઇ કરવામાં આવી છે.

એ મનાઇ નીચેની બે વિગતોમા લાગુ પડશે નહિ.

૧) સરકાર તરફથી યા સરકાર માટે ચઢત કરવામાં આવે તેમા.

૨) મુસાફરી દર્મ્યાન વપરાસ માટે ચઢાવવામાં આવે તેમા

---

યુનાઇટેડ કીન્ગડમથી નિકાશ કરવા માટે મનાઇ થયેલા માલોની યાદીમાં થયેલો સુધારો નામદાર હિંદ સરકાર તરફથી જે ૨૮ મી ઑગષ્ટ ને દિને પ્રસિદ્ધ કરવામા આવ્યો છે તેમા જણાવવામા આવ્યું છે કે દરેક જાતનો કોલસો અને કોક જે બ્રીટીશ સંસ્થાનો, આશરા હેઠળનાં રાજ્યો તથા મિત્ર રાજ્યોએ મોકલવાની છુટ હતી તે હવેથી બ્રિટીશ સંસ્થાનો અને આશરા હેઠળના રાજ્યો સિવાય બીજા કોઇપણ સ્થળે મોકલવા માટેની મનાઇ કરવામાં આવી છે. ત્રાંબા તથા પીતળના નકકર ખેંચેલા તારોની નિકાશ જે અત્યાર સુધી બ્રિટીશ સંસ્થાનો તથા આશરા હેઠળના રાજ્યો સિવાય દરેક સ્થળે મોકલવાની મનાઇ કરવામાં આવી હતી તે હવે કોઇપણ સ્થળે મોકલવાની મનાઇ કરવામાં આવી છે ખડબચડા હીરા જેની ઔદ્યોગીક કામોમાં વપરાસ થાય છે તેની કોઇપણ સ્થળે નિકાશ કરવાની મનાઇ કરવામા આવી છે

---

યુનાઇટેડ કીન્ગડમ, ફ્રાન્સ, ઇટલી, રસીયા (બાલ્ટીક બંદરો સિવાય), અને બ્રિટીશ સંસ્થાનો સિવાયના બીજા દેશોએ ચામડાંની નિકાશની મનાઇ નામદાર હિંદી સરકાર તરફથી તા ૪ થી સપ્ટેમ્બરને રોજ જાહેર કરવામાં આવી છે.

આ સંબંધમાં નામદાર કલેક્ટર તરફથી હમને જણાવવામાં આવ્યું છે કે યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકામાંથી કેટલીક ચુંટી કાઢેલી પેઢીઓપર સાધારણ જથ્થામાં ચામડાંની નિકાશ બ્રિટીશ કૉન્સલના સરટીફીકેટ વિના કરી શકાશે

આ ચુંટી કાઢેલી પેઢીઓના નામો હમને મોકલવામાં આવ્યા છે ચેમ્બરના જે સભાસદને

એ નામો જોવાં હોય તેમને મોકલી આપવામાં આવશે.

---

નામદાર હિંદી સરકાર તરફથી હમને જણાવવામાં આવ્યું છે કે લીકટન ફ્લ્સ, મૅરીયન ફ્લ્સ અને વૅારવીર્ટસ સ્ટીમરો પરના માલ છુટા કરવા માટે ગોઠવણ કરવામાં આવી છે અને મુંબઇની મેશર્સ ડબલ્યુ-એ. ગ્રેહામની કંપનીને એ માલો બાબત ડૅાકયુમેન્ટ તથા નાણાં વિગેરે એકઠાં કરવા નીમવામાં આવી છે એ સ્ટીમરો પરના માલ બાબે કંઇ પુછપરછ હોય તો એ કંપનીને કરવી. બ્રીસ્બેઇન અને ન્યુમૅન્શીયાના પરના માલ બાબત હજુ કંઇ નીવેડો આવ્યો નથી.

---

દરિયા પરની બ્રિટીશ ઇનામી અદાલતો સમક્ષ ચાલેલું કામકાજ

"એરના વીરમેન" નામના વ્હાણના પરના સાગના લાકડાંના કન્સાઇન્મેન્ટના સંબંધમાં કેઇપટાઉનની ઇનામી અદાલતમાં કામ ચાલવામાં આવ્યું હતું.

ઇલેફ્થીરીયૅાશ કેવેનીઝેલોસ નામના ગ્રીક વ્હાણપર માલ્ટાનો વ્યાપારી કોર્ટમાં કામ ચાલ્યું હતું તથા ઘઉંનો જથ્થો જપ્ત કરવામાં આવ્યો હતો.

## હિંદી તારખાતા તરફથી મળેલી ખબરો.

તા૦ ૧૪-૯-૧૯૧૫ ને રોજ જણાવવામાં આવ્યું છે કે લડાઇ દરમ્યાન "One & six" "Eighty six and six" જેવાં કિંમત જણાવનારાં વાકયો ઓસ્ટ્રેલીયા સિવાય દરેક પરદેશ મોકલવાના તારોમાં, સાદા તારોમાં ૧૫ અક્ષરના એક શબ્દ તરીકે તથા કોડ તારોમાં ૧૦ અક્ષરના ૧ શબ્દ તરીકે ગણવામાં આવશે.

એનકોના, બારી, બારલેટા, બ્રીનડીઝી, પોરટોકોરસીની, ટૅરન્ટો અને વેનીસ સિવાયનાં ટેલીનાં સઘળાં સ્થળોએ મોકલવા માટેના તારમાં નીચે જણાવેલા ૭ કોડો તા૦ ૧૫ મી સપ્ટેમ્બરથી વાપરવા દેવામાં આવશે.(૧) એબીસી પાંચમીઆ આવૃત્તિ. (૨) વેસ્ટરન યુનીયન (૩) લાએબરસ, (૪) બનટલીઝ, (૫) બરૂમહોલસ, અને (૬) મેયર્સ. આ તારો નીચેની શરતે સ્વીકારવામાં આવશે. (અ) એક તારમાં એકજ કોડની ભાષા વાપરવા દેવામાં આવશે અને તારનાં ફારમમાં સુચના માટેનાં ખાસ ખાનામાં ટુંકમાં કયો કોડ વાપરવામાં આવ્યો છે તે લખી જણાવવું જોઇશે આ લખાણનું જુદું લવાજમ લેવામાં આવશે નહિં (બ) આવા દરેક તાર માટે રેજીસ્ટ્રેશનની આઠ આનાની ફી ભરવી પડશે. (ક) સામાન્ય રીતે ખાનગી વધારા કે છાપેલા કોડ મુજબના વાકયો દર્શાવનારા અંકો દાખલ કરવા દેવામાં આવતા નથી; પણ જે બૅંકોને બાબેલાં નાણાંનો આંકડો દર્શાવવાને કોડ ગ્રુપ વાપરવાની રજા આપવામાં આવી હોય તેને તે માટે વાપરવા દેવામાં આવશે.'

---

નીચેના સરકારી જાહેરનામાઓ ચેમ્બરના સભાસદોની જાણમા આ માસિકનો ખાસ વધારો છાપી લાવવામાં આવ્યા હતાં, પણ માસિકના ગ્રાહકોની જાણ માટે અત્રે ફરી છાપવામા આવ્યાં છે.

---

નિકાશ કરનારાઓને ચેતવણી.

નિકાશ કરનારાઓને નીચે મુજબની ચેતવણી બોર્ડ ઑફ ટ્રેઇડ તરફથી સુચવવામાં આવી છે જે નામદાર હિંદ સરકાર તરફથી છાપા જોગી ખબર તરીકે પ્રસિદ્ધ કરવામાં આવી છે.

દરેક કારખાનાવાળાઓ તથા વ્હેપારીઓ જેઓ નિકાશી વ્હેપાર કરતા હોય તેઓને

એવી સુચના કરવામાં આવે છે કે પરદેશ સાથે વ્હેપાર કરતા તેઓએ ખાસ ચોકસ કાળજી રાખવાની જરૂર છે. તા ૧૧ મી માર્ચ ૧૯૧૫ ને રોજ નામદાર શહેનશાહની સરકાર તરફથી બહાર પાડવામાં આવેલા હુકમોથી સત્તાવાર જાહેર થયેલી નામદાર સરકારની રાજ્યનીતિની મુળ મતલબ દરેક જાતનો દુશ્મની વ્યાપાર, (આયાતી યા નિકાશી) પુર્ણ બંધ કરવાની છે. આ રાજ્યનીતિ પુર્ણ અસરકારક કરવામાં મુખ્ય મુશ્કેલી એ નડે છે કે મધ્યસ્થ દેશોમાંના કેટલાક વ્યાપારીઓ દુશ્મન દેશોમાં માલ પહોંચાડવા માટે દુશ્મન દેશોના વ્હેપારીઓના એજન્ટ થાય છે. આથી, પરદેશી વ્યાપાર કરનારી બ્રિટીશ રાજ્યની પેઢીઓએ આ સંજોગ ધ્યાનમા લઇ, મધ્યસ્થ રાજ્યોના નિકાશ કરનારાઓ યા આયાત કરનારાઓ તરફથી તેઓ સાથે વ્યાપારી સંબંધ બાંધવા માટે જે માંગણી કરવામા આવે તે સ્વીકારતા ઘણી બારીકીથી તપાસ પહોંચાડવાની જરુર છે.

મધ્યસ્થ દેશોમાં નવો વ્હેપારી સંબંધ બાધતાં પહેલાં ત્યાંથી અસાધારણ ઓરડરો આવે, યા માંગણીઓ કરવામાં આવે તે બાબતમાં ખાસ કાળજી રાખવાની જરૂરછે.

દુશમન દેશ સાથે વ્હેપારી સંબંધ બાંધવાની વિરૂદ્ધનાં જે જાહેરનામાંઓ નામદાર સરકાર તરફથી બહાર પાડવામા આવ્યાં છે તે મધ્યસ્થ રાજ્યોમાંના એજન્ટો મારફત આડકતરી રીતે દુશ્મન સાથે વ્હેપાર કરવા માટે પણ લાગુ પડે છે અને એ બાબતમાં ગાફેલી થતા દુશ્મન દેશ સાથેના વ્હેપાર માટેની ફરમાવવામાં આવેલી શીક્ષા માટે ગુન્હેગાર ઠરી શકશે.

---

બ્રિટીશ ઇનામી અદાલતો (પ્રાઇઝ કોર્ટ) તરફથી જે વ્હાણો જપ્ત કરવામાં આવ્યાં છે તે વ્હાણો તથા તે પરના માલોના સંબંધમાં, બ્રિટીશ રાજ્યના, મિત્ર રાજ્યના યા મધ્યસ્થ રાજ્યમાંના ત્રીજા ધણીના દાવા (third party claims) પર વિચાર કરવા તથા તે દાવાઓ કેટલે દરજ્જે કેવી રીતે અને શી શર્તે ભરી આપવા તે બાબત સુચના કરવા નામદાર શહેનશાહની સરકાર તરફથી એક કામટી નીમવામાં આવી છે ફક્ત જે વહાણ યા તે પરના માલ માટે ઇનામી અદાલત તરફથી શિક્ષાનો ઠરાવ પસાર થયો હોય તેવા વ્હાણ (આ વ્હાણોની યાદી નીચે આપવામા આવી છે) યા માલ સંબંધીજ તથા ફક્ત ત્રીજા ધણીઓનાજ દાવા પર વિચાર કરવા આ કમિટીને સત્તા છે.

એવાં વ્હાણો યા માલ સંબંધી જેઓને દાવા કરવા હોય તેઓએ જરૂરી વિગત સાથે તથા લન્ડન ગેઝીટમાં છપાયલી અને હિંદમાં વખતો વખત ફરીથી છાપવા આવેલી શર્તો અનુસાર પોતાના દાવાઓ નીચેને શીરનામે મોકલી આપવા.

Secretary.

Prize Claims Committee
Board of Trade
Whitehall gardens
London S. W.

હિંદી ઇનામી કોર્ટો તરફથી જપ્ત કરવામાં આવેલા વ્હાણો માટેના હિંદી પ્રજાના દાવા તેઓ બારોબાર યા સ્થાનિક સરકાર યા હિંદ સરકાર મારફત મોકલી શકશે.

દાવાઓ ૨૭ મી જુલાઈથી ત્રણ માસ સુધી કરી શકાશે એમ જણાવવામાં આવ્યું છે

**વ્હાણોની યાદી.**

ઇજીપ્ટની ઇનામી અદાલત તરફથી જપ્ત કરવામાં આવેલાં:—કૉન્કૅડેરો, ફેદલ ઓલ રહે·

માન, રેફ્અએલરહેમાન, કસદકરીમ, મૅગીયા, નીમેત અલ્લાહ.

હિંદની ઇનામી અદાલતોમાં જપ્ત કરવામાં આવેલાં એલેસીયા, ઓન્ફેલ્સ એરઝેર્ઝોગ, ફ્રાન્સ ફરડીનન્ડ, ફ્રૅન્કેનફેલ્સ, ફ્રીઅન ફેલ્સ, ક્રુરમાર્ક, પગેનટુર્મ, રીનફેલ્સ, સૅટન ફેલ્સ, વરઝીન, વારટુર્મ, વૉર્ટનફેલ્સ.

ક્રાઉન કૉલોનીઝની ઇનામી અદાલતોમાં: ઍડૉલ્ફ, બેથાનીયા, ચકૅટાઇ, એમીર, ઇરીમૅન્થોસ, ફ્રીસીયા, ફર્થ, જર્યાર્જ, ગ્રીસીયા, જોસેફીના, કૅલીમૅનૉસ, કાર્લસુરે, ક્વાક, લોરેન્ઝો મૅસીડોનીયા, મોલ્ટ કેફેલ્સ, પકલાટ, પ્રો. વીરમૅન, ઠવાગ્ટા, રાજપુરી, રાતી, રૅસ્તફેલ્સ, રીશેનફેલ્સ, સન્ડાકાન, શ્રીફેલ્સ, શ્લેવેન્ઝીઝ, સ્પ્રીવૉલ્ડ, સ્ટેઇનટુર્મ, સાઈરા, ટેનનફેલ્સ, થૅાર, ટ્રીફ્ટ્ઝ, વરનરસીનન.

## યુનાઈટેડ કીન્ગડમની ઇનામી અદાલતો તરફથી જપ્ત કરવામાં આવેલાં

ઍલીન વીરમૅન, અર્નસ્ટ્રીડ, બેલ્ઝીયા, હેન્સવીરમૅન, હેન્રીયેટ વીરમૅન, છાનેટ વીરમૅન કૅમેરૂન, મૅકસ બ્રોક, ઓરીલીયા, ઓરીએન્ટલ, પોલવીરમૅન, રેનાટા એમસીન્ક.

---

### ડામરમાંથી બનાવવામાં આવતા રંગો

નામદાર હિંદ સરકાર તરફથી એક છાપાજોગી ખબર બહાર પાડી જણાવવામાં આવ્યુ છે કે ડામરમાથી બનાવવામાં આવતા રંગોની બ્રિટીશ હિંદમાંથી નિકાશ કરવાની મનાઈ કરવામાં આવી છે.

---

નેધરલૅન્ડ્ઝ, ઇસ્ટ ઇન્ડીઝ બંદરોમાં પડેલાં દુશ્મની વ્હાણો કયા કયા બંદરોમાં પડેલાં છે તથા તેપરના માલ સંબંધી વિગતો નામદાર શહેનશાહના બૅટેવીયા ખાતેના કૉન્સલ જનરલ તરફથી નામદાર હિંદ સરકારને મળેલી છે જેની નકલો હમને મોકલવામાં આવી છે, જેઓને એ વિગતો જાણવી હોય તેમને ચેમ્બરની ઑફીસમાંથી મળી શકશે.

---

નૉર્વે, સ્વીડન, ડેન્માર્ક, હોલૅંડ, સ્વીટઝરલૅંડ, અને ઇટલીમાથી યુનાઇટેડ કીન્ગડમમાં જે માલો પહેલા આયાત થયા હોય તે માલો યુનાઇટેડ કીન્ગડમથી બ્રિટીશ હિંદમાં આયાત કરવામા કેટલીક શર્તો ફરજ્યાત કરવામાં આવી છે; જે શર્તો વિગતવાર હમને જણાવવામાં આવી છે. જેઓને એ વિગતો જાણવી હોય તેમણે આ ચેમ્બરની ઑફીસમાંથી એ વિગતો મંગાવવી.

---

નામદાર શહેનશાહની સરકાર તરફથી રૂ ઍબસોલ્યુટ કાન્ટ્રેબૅન્ડ તરીકે જાહેર કરવામાં આવ્યુ છે તે સાથે રૂની ઝેણ (કૉટનલીન્ટર્સ) કાટન વેઇસ્ટ તથા સુતરને ઍબસોલ્યુટ કૉન્ટ્રેબેન્ડ માલો તરીકે જાહેર કરવામાં આવ્યાં છે એમ નામદાર હિંદ સરકાર તરફથી જણાવવામાં આવ્યું છે.

---

### મૉનઝાઈટ સૅન્ડ

નામદાર હિંદ સરકાર તરફથી તા. ૧૪ મી ઓગષ્ટ ૧૯૧૫ ને રોજ ૧૩૪૬૧ ડબલ્યુ નંબરનું જાહેરનામું બહાર પડયુ છે. તેમા જણાવવામાં આવ્યું છે કે બ્રિટીશ હિંદમાંથી મૉનેઝાઇટ સૅન્ડ (Monazite Sand) ની નિકાશ યુનાઇટેડ કીન્ગડમ, ફ્રાન્સ, ઇટલી, રસીઆ, (બાલ્ટીક બંદરો સિવાય) સ્પેઇન, પોર્ચુગલના બંદરો સિવાયનાં યુરોપ, ભુમધ્ય અને કાળા સમુદ્ર પરનાં કોઇ પણ બંદરે કરવાની મનાઇ કરવામાં આવી છે.

**કેટલાક મનાઈ થયેલા માલો યુનાઇટેડ કીન્ગડમથી ઈટલી નિકાશ કરવા દેવા માટે મળેલી છુટ.**

નામદાર શહેનશાહની સરકાર તરફથી એવો હુકમ બહાર પાડવામાં આવ્યો છે કે પરદેશી બંદરોએ મોકલવા મનાઇ થયેલા જે માલોની ફ્રાન્સ, રસીયા (બાલ્ટીક બંદરો સિવાય), સ્પેઇન, અને પોર્ચુગલનાં બંદરોએ નિકાશ કરવાની છુટ હતી તે માલો ઇટલીનાં બંદરોએ પણ મોકલવાની છુટ આપવામાં આવી છે.

---

નામદાર મુંબઇ સરકાર તરફથી હમને જણાવવામાં આવ્યું છે કે મધ્યસ્થ રાજ્યોના બંદરોમાં આશરો લીધેલાં દુશ્મની વ્હાણો-માંથી છોડાવેલો માલ, હિંદમાં દાખલ થવા દેવા માટે, જે શીપીંગ કંપની તરફથી એ માલ અત્રે મોકલવા માટે ચઢાવવામાં આવ્યો હોય તેનું સરટીફીકેટ આપવું પડશે. જે સરટીફીકેટમાં માલની વિગત, જે તારીખે તે સ્ટીમર મુળ જગ્યાએથી નીકળી હોય તેની તારીખ, કઇ જગ્યાએ પહોંચવા ધારેલું હતું તથા મધ્યસ્થ રાજ્યના બંદરમાં આશરો લેવા બાબતની વિગત એ સર્વે જણાવવાં પડશે. આ માલો માટે સરટીફીકેટ ઑફ ઑરીજીન આપવાં પડશે નહિં.

આ સંબંધી એવું નક્કી કરવામાં આવ્યું છે કે જો માલ આવતાં પહેલાં મજકુર સરટીફીકેટ અત્રે મળે તો તે સ્થાનિક પ્રાઇઝ કોર્ટને લગતા નીમાયલા સરકારી અધિકારી સમક્ષ રજુ કરવું. સરટીફીકેટ આવતાં પહેલાં માલ આવશે તો તે કસ્ટમ્સ કલેક્ટર તરફથી રોકવામાં આવશે.

---

મેડાગાસ્કરના ગવર્નર જનરલ તરફથી તા. ૨૩ મી એપ્રીલ ૧૯૧૫ ને રોજ એક હુકમ બહાર પાડી જણાવવામાં આવ્યું છે કે નીચેના માલો, આયાત તથા ખપતપરના કરથી મુકત, મેડાગાસ્કરમાં તથા તેના આશરા હેઠળનાં રાજ્યોમાં અમુક મુદત માટે દાખલ થવા દેવામાં આવશે.

(૧) લોટ.
(૨) ગનીબૅગ્સ.
(૩) માંસ પૅક કરવા માટેના સુતરાઉ કાપડ.
(૪) ખનીજ તથા જલદી ઉડી જાય એવાં તેલો.

૨) ૨૮ મી એપ્રીલ ૧૯૧૫ ને રોજના હુકમથી સુનું (ભુકી, ચોરસા યા સીક્કા) ફ્રાન્સ સિવાયના બીજા દેશોએ નિકાશ કરવાની મનાઇ કરવામાં આવી છે.

---

બૅટેવીયા ખાતેના નામદાર શહેનશાહના કૉન્સલ જનરલ તરફથી નેધરલૅંડસ, ઇસ્ટ ઇન્ડીઝ બંદરોમાં પડેલાં દુશ્મની વ્હાણો કયા કયા બંદરોમાં પડેલાં છે તથા, તેમાંના માલ સંબંધી કેટલીક વિગત સંબંધી પત્રક હમારા પર મોકલવામાં આવ્યું છે. જેઓને એ પત્રક જોવું હોય તેમને ચેમ્બરની ઑફીસમાંથી તેની નકલ મળી શકશે.

---

નેધરલૅંડસ ઓવરસી ટ્રસ્ટ કંપનીને મોકલવા માટે કોઇ માલ ચઢાવવામાં આવે તે માટેનાં લાઇસન્સ આપતાં પહેલાં તે ટ્રસ્ટ તરફથી તે કન્સાઇન્મેન્ટ મંજુર કરવામાં આવ્યું છે એ મતલબનું સરટીફીકેટ આપવા માલ ચઢાવનારને કસ્ટમ્સ કલેક્ટર તરફથી ફરજ્યાત કરવા માટે સુચના કરવામાં આવી છે. એ સરટીફીકેટ વખતસર હિંદ આવી નહિં પહોંચેતો માલ ચઢાવનારે જે ધણીના પર માલ ચઢાવ્યો હોય તેને એવી રીતનો તાર કરવો કે તે સરટીફીકેટ ઇન્ડીયા ઑફીસે રજુ



*THE CHEAPEST FIRM IN INDIA.*

## G. SAJAN & CO.

Tile, Marble, Cement, Asbestos, Mangalore Roofing Tile, and gless roofing tiles, Marble Merchant, Sculpture, and Monumental Supplier. Tandur and Shabad Stone. Direct Importers from Quarry.

*Ask for our Catalogue it cost you nothing.*

**POST NO. 4, BOMBAY.**

---

### એકે અવાજે જાહેરમાં આવેલી

કોઇ પણ પ્રકારે ખરાબ થયલા લોહીમાં સુધારો તથા વધારો કરવાને તેમજ અશકતી, આળસ વીગેરે એવા તમામ ચિન્હોને દુર હટાવનાર.

આયોડાઇઝ

## સાર્સાપરિલા.

કી. બા. ૧ નાં રૂ. ૬-૪-૦ ટપાલ ખરચ આના ૫) "પ્રાઇસ લીસ્ટ" મંગાવી વાંચો કીં. કે પોરટેજ કંઇ પણ આપવું પડતું નથી.

તા. ક. મહેરબાની કરીને અમારૂં ઠેકાણું બરાબર લખવું.

**ઐડ્ડ એન્ડ કુંપની,**
અત્તરઆળી, પો. કાલબાદેવી–મુંબઇ.

તા. ક. તમારો ઓરડર મોકલો ત્યારે આ પત્રમાં જાહેર ખબર વાંચ્યાનું તેમાં જણાવજો.

---

# પી. ગોમ્સ એન્ડ કુંપની.

કાલબાદેવી રોડ—મુંબઇ.

જે લોકો બીજે ઠેકાણેથી પોતાનો સારો પોરટ્રેટ મેળવી નહી શકયા હોય તેઓને અમારે ત્યાં એક સીટીંગ આપવાની ખાસ અરજ કરીએ છીએ, અને તેઓએ આગલા ફોટાઓ ગમે ત્યાં પણ પડાવ્યા હોય, તોપણ અમો જીવતા જેવાજ પોરટ્રેટ પાડી આપવાની ખાત્રી આપીએ છીએ.

---

### શું જુઓ છો ?

જો તમારે ખરા જોબનનો બ્હાર જોવો હોય તો—
**થાઓ તૈયાર**

**અનેક સર્ટિફિકેટો મળ્યાં છે.**

ખાસ વનસ્પતિમાંથી બનાવેલી શુદ્ધ દવા.

અમારી પેટંટ, દેશી દવાનું સેવન કરવાથી થોડીજ વારમાં અલૌકિક ફાયદો થાય છે. અમારી દવા વધારે ઉપયોગી હોઇ સહુલ કિંમતે વેચવાનું અમોએ નકકી કર્યુ છે.

**ટોનીક જીવન ગુટીકા**—શરીરના અનેક રોગોને નાશ કરી સૌંદર્ય વધારી અદભુત ફાયદો કરે છે. કીંમત બાટલી એકનો રૂ. ૧.

**રોયલ બામ**—માથું દુખવું, શરદી વગેરે અને કળતર તેમજ માથાનાં બીજા દરેક રોગ ઉપર આ બામ અત્યુત્તમ છે. કીંમત રૂ. ૦-૮-૦

**તાવ નિવારણ ચુરણ**—એકાંતરીઓ, ટાઢીઓ, તેમજ બીજા દરેક જાતના તાવ ઉપર આ ચુરણ અકસીર છે. કીંમત રૂ. ૦-૬-૦

**દરાજનો મલમ**—ગમે તે જાતની દરાજ ઉપર આ દવા ઘસવાથી તેનો મૂળમાંથી નાશ થાય છે. કીંમત બાટલી એકના રૂ. ૦-૪-૦

એજંટો જોઇએ છે લખો યા મળો—

નારાયણ બીલ્ડીંગ, બીજે માળે
ગીરગામ બેક રોડ–મુંબાઈ નં૦ ૪. } આઈ. જે. સીસ્ત્રી.

કરી નામદાર હિંદ સરકારને ઇન્ડીઆ ઑફીસ માર્ફત એવી રીતનો તાર કરાવવો કે ઇન્ડીઆ આફીસમાં સરટીફીકેટ રજુ કરવામાં આવ્યું છે.

---

**સ્પેનીશ તથા પોરચુગીઝ બંદરોમાં પડેલાં દુશ્મની વ્હાણો.**

સ્પેનીશ તથા પોર્ચુગીઝ બંદરોમાં પડેલાં દુશ્મની વ્હાણો પરના માલ છુટા કરવા માટે હેમ્બર્ગ, અમેરીકા, નૉર્થ જરમન લૉઇડ અને હેંન્સા લાઇનો સાથે થયેલી ગોઠવણ તથા લન્ડન ચેમ્બર અને તે લાઇનો સાથે ચાલેલા પત્રવ્યવહારની નકલો હમને મળી છે. જેઓને એ બાબત જરૂરની હોય તેમણે આ ચેમ્બરની ઑફીસમાંથી વિગત મેળવવી

---

**ફ્રેન્ચસંસ્થાનો.**

નૉરવે, સ્વીડન, ડેન્માર્ક, નેધરલૅન્ડસ, ઇટલી, ફ્રાન્સ, રસીયા, સ્વીટઝરલેન્ડ, ગ્રીસ, રૂમાનીયા, બલ્ગેરીયા, સ્પેઇન, પોરચુગલ, ઇજીપ્ટ દેશોમાંથી નિકાશ માટે મનાઇ થયેલા માલોની છેલ્લી સુધારેલી યાદી હમને મળી છે.

ફ્રેન્ચ સંસ્થાનોમાંથી નિકાશ માટે મનાઇ થયેલા માલોની યાદી પહેલ વ્હેલી બ્હાર પાડવામાં આવી છે.

બ્રિટીશ હિંદ તથા યુનાઇટેડ કીંગડમમાંથી નિકાશ માટે મનાઇ થયેલા માલોની યાદીઓ પણ હમને મળી છે.

જે સાહેબોને ઉપલી યાદીઓની નકલની જરૂર હોય તેમણે આ ચેમ્બરની ઓફીસમાંથી મંગાવવી.

—o—

યુનાઇટેડ કીન્ગડમથી નિકાશ માટે મનાઇ થયેલી ચીજોની યાદી અને વિગતમાં નીચે મુજબનો ફેરફાર થયેલો નામદાર હિંદ સરકાર તરફથી જાહેર કરવામાં આવ્યો છે.

જ્યુટ દોરા તથા જ્યુટ કાપડ જેની નિકાશ ફ્રાન્સ, રસીયા ( બાલ્ટીક બંદરો સિવાય ) બેલ્જીયમ, સ્પેઇન અને પોર્ચુગલનાં બંદરો સિવાય, યુરોપ ભુમધ્ય અને કાળા સમુદ્રપરનાં તમામ બંદરોએ કરવાની મનાઇ થઇ હતી તેમાં જ્યુટના કોથળા તથા કોથળીઓની કોઈપણ જગ્યાએ નિકાશ કરવાની મનાઈ જાહેર કરવામાં આવી છે.

૨ ) દરેક જાતના કોથળા, કોથળીઓ ( કાગળની કોથળી સિવાય ) જેની નિકાશ ફ્રાન્સ, રસીયા, (બાલ્ટીક બંદરો સિવાય,) બેલ્જીયમ, સ્પેઇન, પોર્ચુગલ સિવાયનાં યુરોપ, ભુમધ્ય અને કાળા સમુદ્રપરના તમામ પરદેશી બંદરોએ કરવાની મનાઇ કરવામાં આવી હતી તેમાંથી જ્યુટના કોથળા, કોથળીઓ કાઢી નાંખવામાં આવ્યા છે કારણ જ્યુટના કોથળા કોથળીઓની, પ્હેલા ફકરામાં જણાવ્યા મુજબ કોઇ પણ સ્થળે નિકાશ કરવાની મનાઇ કરવામાં આવી છે.

૩) ટીન પ્લેટ, ટીન પેટીઓ તથા ખોરાક ભરવાના ટીન કનીસ્ટરો જેની નિકાશ ડેન્માર્ક, નેધરલૅન્ડસ, નૉરવે અને સ્વીડનનાં બંદરોએ કરવાની મનાઇ થઇ હતી તે હવેથી ફ્રાન્સ, રસીયા ( બાલ્ટીક બંદરો સિવાય ) સ્પેઇન અને પોર્ચુગલ સિવાયનાં યુરોપ, ભુમધ્ય અને કાળા સમુદ્રનાં તમામ પરદેશી બંદરોએ કરવા માટે મનાઇ કરવામાં આવી છે.

૪. કસાવા પાઉડર, ટૅપીઓકા, મૅન્ડીઑકા રૅટન, સાબુચોખા, તથા સાબુચોખાના લોટની ફ્રાન્સ, રસીયા ( બાલ્ટીક બંદરો સિવાય), સ્પેઇન અને પોર્ચુગલ સિવાયના યુરોપ, ભુમધ્ય અને રાતા સમુદ્રપરનાં તમામ પરદેશી બંદરોએ નિકાશ કરવાની મનાઈ કરવામાં આવી છે.

ધી બોમ્બે ટાઇપ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

# CHAMBER'S SECTION.

# ચેમ્બરનો વિભાગ.

ધી ઈન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમિટીની એક સભા શનિવારને તા. ૭ મી ઑગષ્ટ ૧૯૧૫ને રોજ સાંઝના ૨-૩૦ કલાકે મું. ટા. મળી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

૧) ઑન. સર ફાઝલભાઇ કરીમભાઇ ઇબ્રાહીમ (પ્રમુખ)
૨) શેઠ દીનશાહ એદલજી વાચ્છા
૩) શેઠ પુરૂષોતમદાસ ઠાકોરદાસ
૪) શેઠ સોરાબજી એદલજી વૉર્ડન
૫) શેઠ રતનસી મુલજી
૬) શેઠ પી. જે. બીલીમોરીયા
૭) શેઠ ગોપાળજી વાલજી સુંદરજી
૮) શેઠ મોતીલાલ વલ્લભજી
૯) શેઠ જેઠાભાઈ વાલજી

૧. ગઇ વખતની મીટીંગની મીનીટ જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

૨. તાર એક ઠેકાણે આવ્યા પછી તે બીજે ઠેકાણે મોકલવા માટેના જે વધારાના દર લેવામાં આવેછે તે બાબે મદ્રાસની સધર્ન ઈન્ડીઆ ચેમ્બર ઑફ કૉમર્સના આવેલા પત્ર બાબે વિચાર કરતાં તે ચેમ્બરને એમ લખવાનો ઠરાવ થયો હતો કે આવી જાતના વધારાના દરની રૂઢી સામે આ ચેમ્બર છે અને કે તાર વ્યવહાર વધારે લોકપ્રિય બનાવવા માટે તેવી રૂઢી કાઢી નાંખવી જોઈએ.

૩. પોર્ટ ટ્રસ્ટના વેર હાઉસમાં દાગીનાઓ જે રીતે મુકવામાં આવેછે તે બાબત ઉપર શેઠ જીવણદાસ હેમરાજ વાલજીનો પત્ર વાંચવામાં આવ્યો હતો જે ઉપર વિચાર કરતાં તે બાબે પોર્ટ ટ્રસ્ટને લખવાનો ઠરાવ થયો હતો.

૪. ધી બૉમ્બે કમીશન એજન્ટસ એસોસીએશનના લખવા ઉપરથી ચેમ્બરે હાઈ કોર્ટના નામદાર જડજોનું સ્મૉલકોઝ કોર્ટમાં વ્યાજ ન આપવાની રૂઢી બાબે ધ્યાન દોર્યું હતું તે ઉપર હાલ મુંબઈ સરકારી ગૅઝીટમાં એક જાહેરનામુ આવ્યું હતું. તેની કામેટીએ નોંધ લીધી હતી. તે જાહેરનામાની મતલબ એવી હતી કે સ્મૉલકોઝ કોર્ટના જડજોને ૧૦૦૦ રૂ. અને તેથી ઉપરની રકમના દાવા માટે વ્યાજ આપવાની મુનસફી રહેશે. આ ખબર બધે ઠેકાણે મોકલાવી આપવાને તથા માસિકમાં છપાવવાનો ઠરાવ થયો હતો.

૫. દુશ્મન પેઢીઓ બાબે જુદી જુદા યુરોપીઅન ચેમ્બરોએ તથા વેપારી એસોસીએશનોએ જે ચર્ચા ઉભી કરેલી છે તે સંબંધી ઓચરીયાઓ કમિટીના સભાસદોમાં ફેરવવાનો ઠરાવ થયો હતો.

૬. મરહુમ ઑન શેઠ ફાઝલભાઇ મહેર અલી ચીનાઇનું મૃત્યુ થયું તે માટે તેમના કુટુંબપર દિલાસાપત્ર લખવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમિટીની એક ખાસ સભા શનિવાર તા ૨૧ મી ઑગષ્ટ ૧૯૧૫ ને રોજ ૨ કલાકે ( મું.-ટા ) મળી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

૧. ઑન. સર ફાઝલભાઇ કરીમભાઇ ઈબ્રાહીમ. ( પ્રમુખ )
૨. શેઠ દીનશાહ એદલજી વાચ્છા
૩. ઑન શેઠ મનમોહનદાસ રામજી
૪. શેઠ પુરૂષોતમદાસ ઠાકોરદાસ
૫. શેઠ સોરાબજી એદલજી વૉર્ડન
૬ શેઠ જેઠાભાઇ વાલજી
૭. શેઠ મોતીલાલ વલ્લભજી
૮. શેઠ નારણજી હરીભાઇ
૯. શેઠ મોરારજી વેલજી
૧૦. શેઠ ગોપાલજી વાલજી સુંદરજી
૧૧. શેઠ પી. જે. બીલીમોરીઆ
૧૨. શેઠ ચતુર્ભુજ શીવજી
૧૩. શેઠ જયનારાયણ હિંદુમલ દાની

૧. ધી ઇન્ડીયન રેલ્વે કૉન્ફરન્સ ઍસોસિએશને રેલ્વે દરમાં અમુક ફેરફાર બાબત પત્ર લખ્યો હતો જે ઉપર વિચાર કરતાં તે બાબે વિચાર કરી ખરડો તૈયાર કરવાને નીચે જણાવેલા ગૃહસ્થોની સબ કમિટી નીમવામાં આવી હતી, તથા તે ઍસોસિએશનની સાથે મસલત કરવાને આ ચેમ્બરના પ્રતિનિધિ તરીકે ઑન સર ફાઝલભાઇ કરીમભાઇને નીમવામાં આવ્યા હતા.

૧) સર ફાઝલભાઈ કરીમભાઇ ઇબ્રાહીમ (પ્રમુખ)
૨) શેઠ દીનશાહ એદલજી વાચ્છા
૩) ઑન શેઠ મનમોહનદાસ રામજી
૪) શેઠ પુરૂષોતમદાસ ઠાકોરદાસ
૫) સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસી
૬) શેઠ સોરાબજી એદલજી વૉર્ડન

૨. શેઠ વિઠ્ઠલદાસ દામોદર ગોર્વીંદજીએ પાલી તથા ફુરાની ચર્ચા બાબે પત્ર લખ્યો હતો જે ઉપર વિચાર કરવામાં આવતાં તે બાબે ખરડો તૈયાર કરવા માટે નીચે જણાવેલા ગૃહસ્થોની સબ કમિટી નીમવામાં આવી હતી.

૧) ઑન. સર ફાઝલભાઈ કરીમભાઇ ઇબ્રાહીમ (પ્રમુખ)
૨) શેઠ દીનશાહ એદલજી વાચ્છા
૩) ઑન. શેઠ મનમોહનદાસ રામજી
૪) શેઠ પુરૂષોતમદાસ ઠાકોરદાસ.
૫) શેઠ નારણજી હરીભાઇ.
૬) શેઠ સોરાબજી એદલજી વૉર્ડન.

આ સબ કમિટીમાં ફુઠીઆઓની એસોસિએશનના એક પ્રતિનિધિને પણ બોલાવવાનો ઠરાવ થયો હતો.

૩. મેસર્સ ભુપતરાય બારભાયા તથા મી. જગમોહનદાસ દામોદરદાસે રૂ ૧૦ તથા રૂ. ૫૦ ની ચલણી નોટો આકૃતિમાં એક સરખી છે તે બાબે પત્ર લખ્યો હતો તે ઉપર વિચાર કરતાં નામદાર સરકારને તે બાબે પત્ર લખવાનો ઠરાવ થયો હતો.

૪. તોલ અને માપ સરખાં કરવા માટે નામદાર સરકાર તરફથી નીમાયેલી કમિટીનો રિપોર્ટ આ ચેમ્બરની કમિટી ઉપર મત માટે મોકલવામાં આવ્યો હતો જે ઉપર વિચાર કરવા તે પાલી અને ફુરા માટે નીમાયેલી સબ કમિટી ઉપર મોકલવાનો ઠરાવ થયો હતો.

૫. સરકારી જામીનગીરીઓ કિંમતમાં ઓછી થતી જાય છે તે બાબે યુનાઇટેડ પ્રોવીન્સીઝ ચેમ્બરનો પત્ર આવ્યો હતો તે બાબે વિચાર કરતાં એમ લખી જણાવવાનો ઠરાવ થયો હતો કે તેમાં જણાવેલી સુચના સાથે કમિટી મળતી થઇ શકતી નથી.

૬. ચાર્ટર્ડ અને ઇન્કોરપોરેટેડ એકાઉન્ટન્ટો બાબે ચેમ્બરે કરેલાં લખાણનો નામદાર સરકાર તરફથી જવાબ આવ્યો હતો કે એ બન્ને જાતના એકાઉન્ટન્ટની સોસાયટીઓ, તેમના કોઇ પણ સભાસદ તરફથી તેના ધંધાને ન છાજતી વર્તણુક કરવામાં આવે તે બાબે પગલાં ન લે તેવા દાખલા જ્યાં સુધી રજુ ન થાય ત્યાં સુધી આવી જાતના એકાઉન્ટન્ટોને ઑડીટરના રજીસ્ટરમાં મુકવા તે ઠીક લાગતું નથી.

આ પત્રની નોંધ લેવામાં આવી હતી.

૭. ઇન્ડીયન પોર્ટસ ઍકટ બાબે ચેમ્બરે રજુ કરેલા મત ઉપર નામદાર સરકારે જવાબ લખ્યો હતો જેનો વિચાર મુલતવી રાખવામાં આવ્યો હતો.

૮. શેઠ લક્ષ્મીદાસ રવજી ટેરસીનો પત્ર આવ્યો હતો કે મેસર્સ વલ્લભદાસ લખમીદાસની કું. બંધ પડી હતી અને તેઓ પોતે લક્ષ્મીદાસની કું. હાલ ચલાવે છે. તેઓએ પુછાવ્યું હતું કે મેશર્સ વલ્લભદાસ લખમીદાસની કું. આ ચેમ્બરના સભાસદ હતા તો તે રૂયે તેઓ આ ચેમ્બરના સભાસદ રહી શકશે કે કેમ, તેના જવાબમાં લખવાનો ઠરાવ થયો હતો કે પહેલી કું. બંધ પડેલી હોવાથી નવી કું.એ ફરીથી દાખલ થવા માટે અરજી કરવી જોઇએ.

૯. શેઠ રહેમતુલ્લા મહેરઅલ્લી ચીનાઇએ તેમના ભાઇ ઑન. સર ફાઝલભાઈ મહેરઅલી ચીનાઇના મૃત્યુ માટે ચેમ્બરે બતાવેલી દીલગીરી માટે આભાર માનનારો પત્ર લખ્યો હતો જેની નોંધ લેવામાં આવી હતી.

૧૦. આવક ઉપરના કર માટે સલાહકારી મંડળો સ્થાપવા માટે ઑન. મી. રામારાયા નીન્ગરે જે સુચના કરી હતી તે માટે નામદાર સરકારે એક ઠરાવ હાલ બહાર પાડયો છે જેની નોંધ લેવામાં આવી હતી.

બાદ સભા બરખાસ્ત થઈ હતી.

---

## RAILWAY RATES.

### Chamber's Reply to the Railway Conference Association.

## રેલ્વે દર.

### રેલ્વે કૉન્ફરન્સ ઍસોસિએશનની સુચના. ચેમ્બરનો અભિપ્રાય.

કેટલાક માલોના રેલ્વે દરમાં ફેરફાર કરવા માટે ધી ઇન્ડીયન રેલ્વે કૉન્ફરન્સ ઍસોસિએશને રેલ્વે બોર્ડને સુચના આગળ એક વખત કરી હતી જેના જવાબમાં રેલ્વે બોર્ડ તે બાબતમાં સંમત નહિ થઇ હતી. ફરીથી હાલ એ ઍસોસિએશન તરફથી રેલ્વે બોર્ડને સુચના કરવામાં આવતાં રેલ્વે બોર્ડે એવો જવાબ આપ્યો હતો કે હિન્દી વ્હેપારી ચેમ્બરોના એ બાબત મત મંગાવી રજુ કરવા, આ મુજબ રેલ્વે કૉન્ફરન્સ ઍસોસિએશન તરફથી આ ચેમ્બરનો મત માંગવામાં આવ્યો હતો તેનો નીચે મુજબનો જવાબ મોકલવામાં આવ્યો હતો.

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર ઍન્ડ બ્યુરોના સેક્રેટરી તરફથી.

ધી ઇન્ડીયન રેલ્વે કૉન્ફરન્સના સેક્રેટરી જોગ:—

મુ. આગ્રા.

વ્હાલા સાહેબ,

તા૦ ૧૧ મી આગષ્ટ ૧૯૧૫ ના આપના પત્ર નં. ૧૭૩૭ ના સંબંધમાં આ ચેમ્બરની કમિટીનો એ બાબત અભિપ્રાય આ સાથે આપને મોકલવા રજા લઉંછું.

હિન્દી રેલ્વેઓપર ગુડસના દરમાં વધુ સરળતા કરવાની મુરાદ—જે મુરાદથી આપની ઍસોસિએશનને એ બાબત રેલ્વે બોર્ડ સાથે પત્રવ્યવહાર ચલાવવાની પ્રેરણા થઇ છે—તે મુરાદ મ્હારી કમિટીને પસંદ પડી છે. મ્હારી કમિટી સમજી છે તે મુજબ, એ મુરાદ બર લાવવા માટે, કેટલીક રેલ્વેઓપર કેટલાક માલો જેનો વ્યવહાર બીજા માલોના પ્રમાણમાં ઓછો છે તથા જે માલોને ઉંચા દરની પંક્તીમાં મુકતાં વ્યાપારને નુકશાન થઇ શકે એમ નથી તેવા માલોને તે પ્રમાણે ઉંચા દરની યાદીમાં દાખલ કરવાની સુચના કરવામાં આવી છે. મ્હારી કમિટી આપને જણાવવા રજા લે છે કે આ મુરાદ બીજી રીતે પણ બર આવી શકે એમ છે અને

---

એવી સુચના કરવાની રજા લે છે કે એ માલોને જનરલ કલાસીફીકેશન લીસ્ટમાં મુકી એના દર વધારવા કરતાં એવી રીતની ગોઠવણ કરવી જોઇએ કે કોઇ પણ રેલ્વે કંપની તરફથી 'ઍકસેપ્શન લીસ્ટ'માં જે ઓછામાં ઓછા ભાવ રાખવામાં આવ્યા હોય તે ભાવ 'જનરલ કલાસીફીકેશન લીસ્ટ'માં આ માલો માટે રાખવા. આથી વ્યાપારને સંતોષકારક સગવડ મળી શકશે કારણ કેટલાક ભાગોમાં ઓછા દર હશે તે વધશે નહિ એટલુંજ નહિ પણ ઉંચા દર પણ ઘટવા પામશે

આપના પત્રમાં જણાવવામાં આવ્યું છે કે આપના તરફથી 'જે સુચના કરવામાં આવી છે તે દરમા વધારો કરી તેમાથી આવકમાં વધારો કરવાના ઇરાદાથી નહિ પણ એ સુચનાની મુરાદ ફક્ત એજ છે કે આ દેશની રેલ્વેના ગુડસના દરોમાં વધુ સરળતા થાય.'

જો આજ મુરાદ હોયતો ઉપર જણાવેલી મ્હારી કમિટીની સુચના મંજુર થયે, એ મુરાદ બર આવી શકશે. એવા માલોનો વ્યવહાર નજીવો હોવાથી દરમાં વધારો કરવાથી જો નફામાં વધારો થવાની આશા રાખવામાં આવતી નથી, તો તેજ પ્રમાણે મ્હારી કમિટીની મજકુર સુચના મંજુર કરવાથી, ખાસ નુકશાન જવા સંભવ નથી.

આ સંબંધમાં મ્હારી કમિટી આપની ઍસોસિએશનનું ધ્યાન એક ખાસ અગત્યની બાબત પર ખેંચવા રજા લેછે તે એકે કેટલાક માલો એવા છે કે જેનો વ્યવહાર રેલ્વે કંપનીઓની નજરે નજીવો દેખાય પણ તે વ્યવહાર નાના વ્હેપારીઓ અને કારીગરોને ઘણો જરૂરનો હોય અને તે માલોના દરમાં વધારો થયેથી તેઓને મોટું આર્થિક નુકશાન થવા પામે. જે માલોમાં કેટલાક નીચે મુજબના છે.

૧) બંગડીઓ.
૨) માટીના કુંજા.
૩) બીડીના પાતરાં વિગેરે

(૫) બીજા કેટલાક માલો એવા છે કે જેનો વ્યવહાર હાલ જો કે ઓછો હોય તો પણ તેનો વ્યવહાર વધવાની સંભાવ્યતા છે કારણ તે એવા ઉદ્યોગોને લગતા માલો છે કે જે ઉદ્યોગો ખીલવવા માટે હાલ હાથ ધરવામાં આવ્યા છે યા ટુંક વખતમાં હાથ ધરવામાં આવશે. જેમાંના કેટલાક નીચે મુજબના છે

૧) એલ્યુમીનીયમનાં વાસણો
૨) સાબુ
૩) પીતળના વાસણો
૪) કૉસ્ટીક સોડા
૫) કાચ
૬) અળસીનું તેલ
૭) પેટીઓ
૮) શીશીઓ
૯) શેતરંજી
૧૦) ગુળી

(૬) વળી કેટલાક માલો એવા છે કે જે આયાતી યા નિકાશી માલ તરીકે ઘણા ઉપયોગી છે, જેની એક યાદી તેના આયાતી તથા નિકાશી આંકડા સાથે નીચે આપવામાં આવી છે.

| માલના નામ. | આયાત (૧૯૧૩-૧૪) | નિકાશ (૧૯૧૩-૧૪) |
|---|---|---|
| એસીડ નાઇટ્રીક | ૮૦૦૦ | ......... |
| બાઇકારબોનેટ ઓફ સોડા | ૨૮,૨૯૨ | ......... |
| કૉસ્ટીક સોડા | ૫૮,૩૭૯ | ......... |
| શેતરંજી | ૧૪૯,૭૪૩ | ૧૫૩,૪૪૬ |
| આયાતી દવાઓ | ૭૮૦,૪૯૦ | ......... |
| ગુળી | ......... | ૧૪૧,૯૩૮ |
| અળશીનું તેલ | ૫૮,૮૧૭ | ૧૭,૪૯૩ |
| ચરખી | ૧૩૯,૪૩૬ | ૧૭,૩૮૯ |

આ ઉપરથી આપને વિદિત થશે કે મ્હારી કમિટી એ જે સુચના રજુ કરવા હિંમત કરી છે તે જો મંજુર કરવામાં આવે તો મજકુર માલો જે આ દેશના વ્યાપાર ઉદ્યોગને એક યા બીજી રીતે ઉપયોગી છે તે માલોના સંબંધમાં પણ કોઇ રીતનો વાંધો આવી શકશે નહિં.

આપના પત્રના છેલ્લાં ફકરાના સંબંધમાં ગુડસ કલાસીફીકેશન કમિટીના સભાસદો જ્યારે અત્રે આવે ત્યારે તેઓને મળવા મ્હારી કમિટી ખુશી થશે.

ધી બોમ્બે ટાઇલ્સ-માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

# OTHER CHAMBERS.

# બીજી ચેમ્બરો

## બંગાળ ચેમ્બર.

**દિવાની દાવાઓમાં અપીલ કરવાના હક પર હદ મુકવા માટેની સુચના.**

નામદાર હિંદી સરકાર તરફથી કરવામાં આવેલી નીચેની સુચના પર નામદાર બંગાળ સરકાર તરફથી ચેમ્બરનો અભિપ્રાય માંગવામાં આવ્યો હતો કે હાઇ કોર્ટના ચુકાદાપર નીચેની બે વિગતોમાં નામદાર જડજની ખાસ રજા સિવાય અપીલ કરવાનો હક રદ કરવો.

(૧) જ્યારે એ ચુકાદો રીવીઝનમાં યા તાબાની અદાલતો પરના સુપ્રીન્ટેન્ડન્સના અધિકારની રૂએ આપવામાં આવ્યો હોય.

(૨) જ્યારે એ ચુકાદો અપીલ કોર્ટમાં એક જડજ તરફથી આપવામાં આવ્યો હોય અને મુકદમાની રકમ રૂા. ૫૦૦) થી વધારે નહિ હોય.

આ મુજબની સુચના નામદાર હિંદી સરકારે સને ૧૮૯૭ માં કરી હતી જે વખતે આ ચેમ્બર તથા બીજા મંડળોએ તેની વિરૂદ્ધ મજબુત વાંધો ઉઠાવ્યો હતો. બંગાળ ચેમ્બરની કમિટીના હાલના અભિપ્રાય પ્રમાણે એવી રીતની હદ બિનજરૂરી છે. તેઓએ જણાવ્યું કે દાવાઓની સંખ્યા કમી કરવા માટે પ્રયાસ કરવા જોઇએ એ ખરૂં છે પણ અમુક દાવાની નાણાંની કિમત તે દાવાની મહત્વતા યા બિન મહત્વતાના દર્શક તરીકે તો નહિં જ ગણાય. કેટલાક દાવાઓની નાણાંની કિંમત નજીવી હોય પણ તેમાં સમાયલા મુદ્દાઓ બહુજ અગત્યના હોય. જો દાવાઓમાં રહેલા મુદ્દાની અગત્યતા યા બિન અગત્યતા પ્રમાણે તેના વિભાગ પાડવા અશકય હોય તો લેટર્સ પેટંટથી હાઇ કોર્ટને આપવામાં આવેલા હકોમાં હદ મુકવામાં આવે તેને જાહેર પ્રજા મંજુર કરી શકે એ તદન અશકય છે.

**ઇન્ડીયન મર્ચન્ડાઇસ ઍકટ (૧૮૮૯) મુળ મ.લ કયાંનો બનેલો છે તેની છાપ બાબતનો સવાલ. નામદાર હિંદી સરકારે આપેલો જવાબ.**

કેટલીક ચેમ્બરો તરફથી એવી સુચના કરવામાં આવી હતી કે બ્રિટીશ માલોપર મરજી પડે તેમ છાપ મારવા દેવી તથા પરદેશી માલો પર યાતો મુળ દેશની છાપ નહિં મારવા દેવી યા ફકત "બ્રીટનમાં બન્યો નથી" યા "બ્હાર બનેલો છે" એમ છાપ મારવામાં આવે એવી રીતનો એ કાયદામાં ફેરફાર કરવો આના જવાબમાં નામદાર હિંદ સરકાર તરફથી હાલ જણાવવામાં આવ્યું છે કે એ કાયદામાં જે કલમના ફેરફાર કરવાની વેપારી ચેમ્બરો ઇચ્છા રાખે છે તે બાબત વ્હેપારી ચેમ્બરોની કંઇક ગેર સમજુતી છે. પરદેશી કારખાનાવાળાઓને પોતાના માલોપર મરજી મુજબની છાપ મારતા અટકવવાથીજ પરદેશી માલોની જાહેરાત અટકાવી શકાય પણ આવી રીતની બંધીથી મધ્યસ્થ દલાલોને પણ નુકશાન થાય કારણ તેઓ પાસેથી તેઓની એજન્સી લઇ લેવામાં આવે તેમજ માલને ખપત કરનારાઓને પણ નુકશાન થાય જેઓના રક્ષણ માટેજ સને ૧૮૮૯ નો ઍકટ ૪ થો ઘડવામાં આવ્યો હતો.

# જાહેરનામું

કોટની જાણીતી દુકાનના બાહોશ કટરના દેખરેખ નીચેનુ અપ ટુ-ડે-ડ

## ફેન્શી શીલાઈ ખાતું.

તથા યુરોપ, અમેરીકા, હીન્દુસ્તાન વીગેરેના સ્થલોએ મુસાફરી કરનારાઓને માટે દરેક જાતનો લેધરગુડસ તથા લેડીઝ અને જેન્ટલમેનોને લાયક દરેક જાતનુ ગરમ રેશમી તથા સુતરાઉ કાપડ મોટા જથ્થામા હમેશા કીફાયત ભાવથી તૈયાર મળશે

**મથુરાદાસ કલ્યાણજી એન્ડ સન,**

૭-૮ સીતારામ બીલ્ડીગ, ક્રાફર્ડ મારકીટ—મુબઇ.

"ભપકો નથી."

---

## વનૌષધી સાર્સાપરેલા.

આ સાર્સાપરેલા સેવન કર્યાથી ઉપદંશજન્ય, ગરમીના રોગો તથા રસાયણી સેવન કરવાથી શરીર ઉપર થનારા ભયકર વીકારો (લોહીનુ બગડી જવુ) તથા ધાતુના વીકારોને નાબુદ કરીને લોહીને સુધારે છે અને ચામડી ઉપર થતા અનેક પ્રકારના રોગોને મટાડે છે

વળી આ સાર્સાપરીલા ગમે તે માણસે લીધો હોય તો લોહીનો સુધારો કરીને કૌવત આપે છે તથા સ્મરણશકિત વધારે છે બાટલી એકના કીમત રૂા ૧ા

### મહા કુષ્ટ તથા સફેદ કોઢ ઉપર

એ અતિ ઉત્તમ ગુણદાયક ઔષધી

**ભારત મધુવલ્લી કીમત રૂ. ૧ા**
**નાગવલી તેલ ,, ૨ ૨**
} આ દવા પેટમા લીધાથી અને તેલ ઉપર લગાડવાથી નીચે લખેલા વિકારો ખાત્રાથી સારા થાય છે અઢાર પ્રકારના કુષ્ટ રોગ, જવા કે શરીરની ત્વચા ઉપર સફેદ, લાલ, કાળા જાબુ રગના ડાઘ તથા સુનભરી ઇત્યાદ દરદો ઉપલી દવા લીધાથી ખાત્રીથી સારા થાય છે, તેમજ લોહીનો સુધારો થઇ કાતિને વધારે છે

**ડૉ૦ ધાકજી ભાણજી સાવંત,**

પણસવાડી,—મુંબઇ.

છેવટે નામદાર હિંદ સરકાર તરફથી એક પત્ર સને ૧૯૦૯ માં નામદાર મુંબઇ સરકાર પર લખવામાં આવ્યો હતો તેમાં આપેલા ચુકાદાને તેઓ વળગી રહે છે કે હિંદી કાયદાનો સુધારો જેને લગતા ઇંગ્લીશ કાયદા (૧૮૮૭) અનુસાર એ ઘડવામાં આવ્યો હતો તેના સુધર્યા પછીજ કરી શકાય.

હિંદી તાર વ્યવહાર ટુંકા સીરનામાં

તા. ૪ થી ઑગષ્ટ સન ૧૯૧૪ ને રોજ નામદાર શહેનશાહની સરકાર તરફથી જાહેર કરવામાં આવ્યું હતું કે રજીસ્ટર કીધેલાં ટુંકાં તારના સીરનામાંઓ સહી તરીકે યા સીરનામા તરીકે પરદેશી તારો માટે કબુલ કરવામાં આવશે નહિ

તા૦ ૨૬ મી અકટોબર ૧૯૧૪ ને રોજ આ બાબતે એટલી છુટ આપવામાં આવી હતી કે તા૦ ૧ લી જુલાઈ ૧૯૧૪ પહેલાં રજીસ્ટર થયેલાં ટુંકા સીરનામાંઓ હિંદ અને કેટલાક ચુંટી કાઢેલા દેશો વચ્ચેના વ્યવહારમાં સીરનામાં તરીકે વાપરી શકાશે પણ સહી તરીકે નહિં.

આ બાબતમાં એક બે દાખલા ખાસ વિચિત્ર બન્યા હતા જે તરફ તાર તથા ટપાલ ખાતાના ડીરેક્ટરનું ધ્યાન કમિટીએ ખેંચ્યું હતું. એક દાખલામાં એક પેઢી તરફથી સીરનામું સને ૧૯૧૩ માં રજીસ્ટર કરવામાં આવ્યું, જે ૧૯૧૪ ના ઑગષ્ટમાં ફરી નોંધાવવાનું હતું, તેને બદલે અકટોબરમાં નોંધાવ્યું હતું અને તે વાપરવામાં આવતું હતું. ૧૯૧૫ ના જુન માસમાં ટપાલ ખાતા તરફથી તે પેઢીને જણાવવામાં આવ્યું હતું કે એ સીરનામું ઑગષ્ટમાં પુરૂં થઇ ગયું હતું અને અકટોબરમાં ફરી નોંધાવ્યું હોવાથી તે નવું સીરનામું ગણાય અને તેથી નામદાર સરકારના હુકમ મુજબ તે પરદેશી તારોમાં ચાલી શકે નહિ.

આ બાબત કમિટીએ ડીરેકટરનું ધ્યાન દોરી જણાવ્યું કે પરદેશી તારોના પર ઘણી સખ્ત અને બારીક તપાસ રાખવાની જરૂરીયાત કમિટી સમજે છે પણ તેઓ માની શક્તા નથી કે તા૦ ૨૬ મી અકટોબર ૧૯૧૪ ને રોજના નામદાર સરકારના હુકમમાંના "૧ લી જુલાઇ ૧૯૧૪ પહેલાં રજીસ્ટર થયેલાં" એ શબ્દોમાં ઉપર જણાવેલા દાખલાઓનો સમાવેશ નહિ થતો હોય.

બીજા એક દાખલામાં એક પેઢી તરફથી તા૦ ૧ લી ઑગષ્ટ ૧૯૧૪ ને રોજ ટુંકું સીરનામું રજીસ્ટર કરવામાં આવ્યું હતું. ૧૫ મી જુલાઇ ૧૯૧૫ સુધી આ સીરનામું અટકાવાયું નહિં હતું જ્યાર પછી એકાએક તારઓફીસ તરફથી તે અટકાવવામાં આવ્યું અને ૨૬ મી અકટોબર ૧૯૧૪ નો સરકારી હુકમ તેના કારણ તરીકે જણાવવામાં આવ્યો.

---

## મદ્રાસ ચેમ્બર.

ઘઉંનો પાક.

ઘઉંના પાકના રિપોર્ટો પ્રસિદ્ધ કરવાની તારીખોમાં ફેરફાર કરવા બાબત ચેમ્બરનો અભિપ્રાય માંગવામાં આવ્યો હતો જે મુજબ ફેરફાર કરવા માટે ચેમ્બરે સમ્મતી આપી હતી.

---

તાર એક જગ્યાએ ગયાબાદ ત્યાંથી પાછો મોકલવા માટે પુરા દર લેવામાં આવેછે તેનો સવાલ

તાર એક જગ્યાએ ગયા બાદ ત્યાંથી પાછો મોકલવા માટે પુરા દર લેવામાં આવે છે તે બાબત ચેમ્બરનો અભિપ્રાય સધર્ન ઇન્ડીઆ ચેમ્બર તરફથી માંગવામાં આવ્યો હતો. મદ્રાસ ચેમ્બરે જવાબમાં જણાવ્યું હતું કે નામદાર સરકારને આ બાબત લખવાનાં પુરતા કારણો નથી.

---



---


ધી બોમ્બે ટાઇલ માર્ટ ૨૧ બેંક ઑટ ક્રોર્ટ મુંબઇ.

# COMMERCIAL NOTES.

# વેપારી ખબરો.

**જાપાનમાં રમકડાંનો ઉદ્યોગ**

એવી ખબર મળી છે કે ઇન્ગલૅંડ, અમેરીકા અને દક્ષિણ પૅસીફીક પરના બીજા દેશો જ્યાં અદ્યાપપર્યંત જરમન રમકડાંઓ મોટા જથ્થામાં ખપતા હતાં તેઓ રમકડાં માટેના મોટા ઑારડરો જાપાન હાલ મોકલેછે. આ વર્ષ પહેલાં ૬ માસમાં જાપાનમાંથી રમકડાંની ચઢત ૨૦ લાખ યેનની થઇ હતી અને ચાલુ ૬ માસમાં બીજી ૧ લાખ યેનની થશે એવી ધારણા છે. ગયા આખા વર્ષમાં ફકત ૨૦ લાખ યેનની ચઢત થઇ હતી.

**હાડકાંનું ખાતર બનાવવા માટે મૈસોરમાં જોઇન્ટ સ્ટૅાક કંપની.**

મૈસોર રાજ્યમાંથી હાડકાંનો મોટો જથ્થો નિકાશ થાય છે અને ખેડુતોને જોઇતું હાડકાનું ખાતર બધું આયાત કરવામાં આવે છે આ ઉપરથી હાડકાંનું ખાતર બનાવવા માટે એક જૉઇન્ટ સ્ટૅાક કંપની ઉભી કરવાનો ઠરાવ કરવામાં આવ્યો છે. વાર્ષિક ૧૨૦૦ ટન હાડકાંઓ દળી શકાશે એવો અજમાયશ કરવામાં આવે છે.

**ખોળ તથા ભોંયશીંગનો જાપાનીસ આયાતી વ્હેપાર.**

જાપાનમાં દર વર્ષે લગભગ ૫૦૦૦૦ ટન ખોળ ચીનમાંથી આયાત કરવામાં આવે છે. તથા લગભગ ૫૦૦૦થી ૭૦૦૦ ટન ખોળ હિંદમાંથી આયાત કરવામાં આવે છે. હિંદી ખોળ જો કે ચીનાઇ ખોળ કરતાં કંઇક વધારે સારો હોય છે ખરો પણ નુરની અઘવડ તથા નુરના મોટા ભાવને લીધે જાપાનમાં તે વધારે ફાવી શકતો નથી. પણ નુર બાબતની સઘવડ થતાં ચીનાઇ ખોળ કરતાં હિંદી ખોળ જાપાનમાં વધારે પસંદ કરવામાં આવશે જાપાનમાં મુખ્ય સરસવના ખોળની ખપત વધારે છે.

---

હાલની લડાઇના સંજોગો છતાં હિંદમાં કિંમતી ધાતુઓની ખપત ઘણી મોટી છે. હાલ બહાર પાડવામાં આવેલા આંકડા ઉપરથી જણાય છે કે એપ્રીલથી જુલાઇ સુધીના ચાર માસમાં હિંદમાં ૨ કરોડ ૫ લાખ કિંમતનું રૂપું અને ૨ કરોડ ૫ લાખ કિંમતનું સોનું આયાત થયું હતું.

---

સાવંતવાડી સ્ટેટમાનો માટીના વાસણનો ૩૨ વર્ષનો ચાલુ ઉદ્યોગ માંગલોરની હરીફાઇથી બંધ પડેલો જણાયો છે.

---

ગયા વર્ષના સીલોનનો ઍડમીનીસ્ટ્રેશન રિપોર્ટ જે હમણા બ્હાર પડયો છે તેપર જણાય છે કે સીલોનમાં વેપારી બાતમીને લગતી એક 'બુરો' સ્થાપવા માટેના પ્રાથમિક પગલાં લેવામાં આવ્યાં છે આ બુરો સ્થપાતાં એ સંસ્થાનના વ્યાપારને તેથી ઘણો ફાયદો થવા આશા રખાય છે.

**જાપાનમાં રંગનો ઉદ્યોગ. એ ઉદ્યોગને મળેલી સરકારી મદદ.**

લડાઇના પરિણામે રંગની અછતથી જાપાનને પણ ઘણું ખમવું પડયું છે. જાપાનમાં વાર્ષિક ૭ લાખ પૌંડની કિંમતના રંગની આયાત થતી હતી જેમાંનો મોટો ભાગ મુખ્ય વણાટ ઉદ્યોગમાં વપરાતો હતો. છેલ્લા કેટલાક માસ થયાં જાપાન

સરકારે આ ઉદ્યોગ બાબત ગંભીર વિચાર ચલાવ્યો હતો જેને પરિણામે જે કંપનીઓની થાપણનો અડધા ઉપરનો ભાગ જાપાનીસ માલીકીનો હોય તેવી કંપનીઓને આર્થિક મદદ આપવાનું નક્કી કરવામાં આવ્યું છે જેથી તે કંપની તેની ભરાયલી થાપણપર વાર્ષિક ૮ ટકા જેટલા ડીવીડંડ આપી શકે, આ મદદ ૧૦ વર્ષ સુધી ચાલુ રાખવાનું ઠરાવવામાં આવ્યું છે. રૂની હાલની તેજીથી ચીનના સુતરના વ્યાપારને ઘણું ઉત્તેજન મળેલું જણાય છે. સુતરની માંગણી વધવાથી તેના ભાવ ઘણા ચડી ગયા છે જેથી હિંદી મીલોને સારો નફો મળી શક્યો છે. બીજી તરફ કાપડ બજારમાં મંદી જેવામાં આવે છે. અને આ દેશના કેટલાક ભાગોમાં વર્ષાદની અછતને લીધે તેમાં વધારો થયો છે. મુંબઇના કેટલાક આગેવાન મીલ માલીકો તરફથી એવી રીતની સુચના કરવામાં આવી છે કે દરેક મીલમાં સાળની ફક્ત અડધીજ સંખ્યા ચલાવવી, આ સુચના પર મીલ માલીકોની ઍસોસિએશન તરફથી વિચાર ચલાવવામાં આવનાર છે.

---

**હિંદી રેલ્વેઓની આવક. ચાલુ વર્ષ (૧૯૧૫-૧૬) ની આવક માટે સંતોષકારક આગાહી.**

હિંદી વ્યાપારની સામાન્ય સ્થિતિ દર્શક તરીકે હાલને વખતે આપણા દેશની રેલ્વેઓની આવક સંબંધી છેલ્લા બહાર પડેલા આંકડાઓ તપાસી તે આંકડાઓ પરથી ચાલુ વર્ષની રેલ્વેની આર્થિક સ્થિતિ તથા તે ઉપરથી હિંદી વ્યાપારની સામાન્ય સ્થિતિ સંબંધી અનુમાન બાંધવું અસ્થાને નહિ લેખાશે. ગયા એપ્રીલ માસની શરૂઆતથી તા. ૨૧ મી ઑગષ્ટ સુધીના લગભગ પાંચ માસમાં હિંદની બધી રેલ્વેઓની આવક રૂ. ૨૩ કરોડ ૯૬ લાખ થઇ હતી જે આગલા વર્ષ (૧૯૧૪-૧૫) ના એજ સમય કરતાં ફક્ત રૂ. ૧૩ લાખજ ઓછી છે, જે સમયમાં રેલ્વેની આર્થિક સ્થિતિ અસાધારણ આબાદ હતી અને આગલા કોઇ પણ વર્ષનાં એ મહિનાઓમાં આવક થઇ હતી તેના કરતાં એ વર્ષના એ મહિનાઓમાં આવક વધારે થઇ હતી.

ચાલુ વર્ષની આ મહિનાઓની આવક ૧૯૧૩-૧૪ ના એ મહિનાઓની બરાબર થઇ હતી જે વર્ષમાં પણ રેલ્વેની આવક ઘણી સારી થઇ હતી. ૧૯૧૪-૧૫ ના આગષ્ટ મહિનાથી રેલ્વેની આવકમાં ગંભીર ઘટાડો થતો ગયો હતો, અને ૧૯૧૩-૧૪ ના સાથે સરખામણી કરતાં એટલા સમયમાં રૂ ૩ કરોડ ૪૨ લાખ જેટલો ઘટાડો થયો હતો. આવો ગંભીર ઘટાડો આ વર્ષમાં થવા સંભવ નથી બલ્કે કુલ આવકમા ગયા વર્ષની આવક કરતા ઘણો સારો વધારો થવા સંભવ છે જોકે હવે પછીના વર્ષાદ ઉપર મોટો આધાર છે.

---

કેટલાક મુખ્ય હિંદી પાકોના સંબંધમાં તા૦ ૧ ઑગસ્ટ સુધીની પહેલી યાદી બહાર પાડવામાં આવી છે તે પરથી કેટલાક મુખ્ય માલોના વાવેતરની નીચે મુજબની અધિકારી ખબર મળી છે.

શેરડી મુંબઇ ઇલાકો (સીંધ અને દેશી રાજ્યો સાથે)

વાવેતર બ્રિટીશ જીલ્લાઓમાં ૪૦૦૦૦ તથ. દેશી રાજ્યોમાં ૨૯૦૦૦ એકર જાહેર કરવામાં આવ્યું છે જે ગયા વર્ષના કરતાં ૧૩ ટકા વધારે છે.

સોંયસીંગ મુંબઇ ઇલાકો દેશી રાજ્યો સાથે

વાવેતરઃ-બ્રિટીશ જીલ્લાઓમાં ૧૧૩૦૦૦ એકર તથા દેશી રાજ્યોમાં ૩૮૦૦૦ એકર જે ગયા વર્ષ કરતા ૮ ટકા વધારે છે.

રૂ મુંબઇ ઇલાકો (ફક્ત દખણ જીલ્લાઓ) દેશી રાજ્યો સાથે

વાવેતરઃ-બ્રિટીશ જીલ્લાઓમાં ૧૪૨૫૦૦૦ એકર તથા દેશી રાજ્યો ૪૦૦૦ એકર જે ગયા વર્ષ કરતાં ૨૦ ટકા ઓછો છે.

તલ મુંબઇ ઇલાકો સીંધ અને દેશી રાજ્યો સાથે.

વાવેતર :-બ્રિટીશ જીલ્લાઓમાં ૨૧૨૦૦૦ એકર તથા દેશી રાજ્યોમાં ૯૨૦૦૦ એકર જે ગયો વર્ષ કરતાં ૩૭ ટકા ઓછો છે. આ ઘટાડો થવાનું કારણ વરસાદની ઢીલ તથા અછત. ગુજરાત કાઠીઆવાડ તથા દખણમાં વાવેતરની ઢીલ કરવામાં આવી હતી. સીંધના ઉપરના ભાગમાં જીવડાંઓથી પાકને નુકસાન થવાનો ભય રહે છે.

---

**હિંદમાં મીઠાની ખપત**

ગયા એપ્રીલથી ગયા ઑગષ્ટ માસ સુધીના પાંચ માસમાં હિંદ તથા બર્મામાં ૧,૫૫,૨૨૦૦૦ મણ મીઠાની ખપત થઇ હતી. જે ગયા વર્ષના એજ મહિનાઓ સાથે સરખાવતાં ૩૨,૭૦,૦૦૦ મણ ઓછી હતી. એમાંથી મહેસુલની ઉપજ રૂ. ૧,૬૦,૯૫,૦૦૦ થઇ હતી જે ગયા વર્ષના એ ભાગની ઉપજના કરતાં રૂ.૪૮,૫૫,૦૦૦ ઓછી હતી.

# COMMERCIAL INTELLIGENCE & STATISTICS.

# વેપારી બાતમીઓ અને આંકડાઓ.

## TARIFF VALUATION OF SUGAR.

## ખાંડની જગાત વખતે આંકેલી કીંમત

ઇ. સ. ૧૯૧૧ ની સાલના કસ્ટમ સરકયુલર નંબર ૫ મા માં બતાવેલી રૂઢી પ્રમાણે ઇ. સ. ૧૯૧૬ મા ખાંડ ઉપર કેટલી જગાત થશે તે અંદાજ કાઢવો સહેલો થઇ પડે તેવાં હેતુથી આ કોષ્ટક તૈયાર કરવામાં આવ્યુ છે તેમા પ્રથમ જુલાઇ માસ દરમ્યાન કેટલી આયાત થઇ પડી હતી તે તથા કસ્ટમ હાઉસના રીટર્ન પ્રમાણે તેની એક હંદ્રવેટનો સરેરાશ શી કીંમત હતી તે અપવામાં આવ્યું છે, અને બીજા કોલમમા વરશની શરૂઆતથી આજ સુધી થયેલી કુલ આયાત તથા તટલા વખત દરમ્યાન તેનો સરેરાશ કીંમત શી રહી છે તે પણ આપેલું છે.

| ખાંડની જાત | ઇ. મ. ૧૯૧૫ ના જુલાઇ માસમાં થયેલી આયાત | | ૧૯૧૪ અકટોબરથી જુલાઇ ૧૯૧૫ સુધીમાં થયેલી આયાત. | |
|---|---|---|---|---|
| | જથ્થો હંદ્રવેટ | દર હંદ્રવેટની સરેરાશ કીંમત. રૂ. આ. | જથ્થો. હંદ્રવેટ | દર હંદ્રવેટની સરેરાશ કીમત રૂ. આ. |
| ખાંડ ગાંગડીવાળી બીટ જાતની | ......... | ........ | ૬૮ | ૧૦ — ૮ |
| „ „ સુંવાળી ચીનમાં સુધારેલી | ૬૪, ૩૫ | ૧૫—૮ | ૧૦૭,૯૧૪ | ૧૫—૧૨ |
| „ „ જાપાનમાથી | ૪૫,૭૭૭ | ૧૫—૪ | ૧૦૩,૯૩૩ | ૧૫—૧૨ |
| „ „ સુંવાળી ઇજીપ્ટમાંથી | ૩,૮૭૨ | ૧૫—૮ | ૧૧૧,૮૭૭ | ૧૫—૧૨ |
| „ „ જાવાની ૨૩ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉપરની | ૨૯૭,૩૩૨ | ૧૫— ૦ | ૨૯,૦૭,૭૩૩ | ૧૪— ૦ |
| „ „ જાત્રાનો ૧૬ થી ૨૨ ડચ સ્ટેન્ડર્ડની | ૧૧૪,૭૫૦ | ૧૪—૧૨ | ૧૭,૩૩,૫૫૨ | ૧૨— ૮ |
| „ „ જાવાનો ૧૫ ડચ સ્ટેન્ડર્ડની અને હલકી | ૨૧,૯૮૦ | ૧૩—૧૨ | ૮૬,૯૭૭ | ૧૧— ૦ |
| „ મોરીસીયસની ૧૬ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉંચી સારી ... | ૧૪૬,૪૨૬ | ૧૫— ૦ | ૧૦૯૯,૫૧૯ | ૧૫— ૪ |

# JOINT-STOCK COMPANIES.

## જૉઇન્ટ—સ્ટૉક કંપનીઓ.

ઇ. સ. ૧૯૧૫ ના મે મહિનામાં નીચેની જોઇન્ટસ્ટૉક કંપનીઓ બ્રિટીશ હિંદુસ્તાનમાં રજીસ્ટર થઇ હતી.

| નામ. | ઠેકાણું | હેતુ | થાપણ રૂ. |
|---|---|---|---|
| ૧. બેંકીંગ, લોન, ઇન્સ્યુરન્સ. | | | |
| ૧. બારીદોઆબ બૅન્ક. | લાહોર. | શરાફી ધંધો. | ૨,૦૦,૦૦૦ |
| ૨. વેપાર. | | | |
| (અ) વ્હાણ ચલાવવા. | | | |
| ૨. ઓરીએન્ટલ સ્ટીમ નૅવીગેશન કંપની. | મુંબઇ | સ્ટીમરો બાંધવા તથા ચલાવવા વિગેરે. | ૪૦,૦૦,૦૦૦ |
| (ક) છાપવાનું પ્રસિદ્ધ કરવાનું તથા સ્ટેશનરી. | | | |
| ૩ બંગાલ પબ્લીશીંગ સીન્ડીકેઇટ | કલકત્તા. | છાપવા પ્રસિદ્ધ કરવા વિગેરેનું કામ. | ૧,૦૦,૦૦૦ |
| ૪ કલકત્તા ગજેટ. | બંગાળ. | ,, ,, | ૫૦,૦૦૦ |
| | | છાપવા વિગેરેનું કુલ... | ૧૫૦,૦૦૦ |
| ખ. બીજીઓ. | | | |
| ૫. ગ્રેન્ડ હૉટેલ. | કલકત્તા. | હૉટેલ રાખવા વિગેરેનું. | ૧૨,૦૦,૦૦૦ |
| ૬. ગ્રેઇટ ઇસ્ટર્ન મૅાટર કું. | બંગાળ. | મૅાટર ગાડીઓ બનાવવા તથા આયાત કરવા વિગેરે. | ૩,૦૦,૦૦૦ |
| ૭. જે. ડબલ્યુ વિલ્સનની કું. | મદ્રાસ. | કેમીસ્ટ, ડ્રગીસ્ટનો ધંધો | ૨૦૦,૦૦૦ |
| ૮. વી. ટી. એનની કું. | કોઇમ્બેટોર, મદ્રાસ. | કપડાં, કાથી વિગેરેનો વ્હેપાર. | ૫૦,૦૦૦ |
| | | કુલે બીજીઓ ... ... | ૧૭,૫૦,૦૦૦ |
| | | કુલે વ્હેપાર માટે ... | ૫૯,૦૦,૦૦૦ |

| નામ. | ઠેકાણું | હેતુ | થાપણ રૂ. |
|---|---|---|---|
| ૩. ખાણ ખોદવા વિગેરે. અ. કોલસા. | | | |
| ૯. ડૅમા ગુરૂ આ કોલ કું. | કલકત્તા | કોલસાની ખાણ ખોદવા | ૨૫૦,૦૦૦ |
| ૧૦. ન્યુ સુરાતર કોલ કું. | બંગાળ. | કોલસાની ખાણ ખોદવા તથા વ્હેપાર કરવા વિ | ૧૦૦,૦૦૦ |
| | | કોલસાની ખાણ માટે કુલ | ૩૪૦,૦૦૦ |
| (ક) બીજાઓ. | | | |
| ૧૧ ઑઇલ પ્રોડયુસીન્ગ સીન્ડીકેટ. | રંગુન. | તેલના કુવાઓ ખોદવા તથા તેલને સુધારવા તથા વ્હેપાર કરવા. | ૧૦૦,૦૦૦ |
| | | ખાણ ખોદવા વિ. માટે કુલ | ૪,૫૦,૦૦૦ |
| ૪. જમીન અને બાંધકામ. | | | |
| ૧૨ ચૌરન્ઘી પ્રૅાપર્ટીઝ | કલકત્તા | જમીન અને મકાન ખરીદવા યા પટે લેવા વિ. | ૨૩,૫૦,૦૦૦ |
| | | એકંદર કુલ.. | ૮૯,૦૦,૦૦૦ |

ઈ. સ. ૧૯૧૫ ના જુન મહિનામાં નીચેની જોઇન્ટ-સ્ટૉક કંપનીઓ બ્રિટીશ હિંદુસ્તાનમા રજીસ્ટર થઈ હતી.

| નામ. | ઠેકાણું | હેતુ | થાપણ રૂ. |
|---|---|---|---|
| ૧ બૅંકીંગ, લોન, ઈન્સ્યુરન્સ | | | |
| ૧. કતીહાર લોન ઑફીસ | કતીહાર બીહાર અને ઓરીસા. | નાણાંની ધીરધાર. | ૫૦,૦૦૦ |
| ૨. ધંધાર્થે. | | | |
| ૨. કુમારધુબી એન્જીનીયરીંગ વર્ક્સ. | કલકત્તા. | ઇજનેરી કામ | ૧૨,૦૦ ૦૦૦ |
| ૩. મીત્ર ઍન્ડ કું. | બગાળ. | મૅન્યુફૅકચરીંગ અને ટ્રેડીંગ | ૫૦૦૦ |
| ૪. બંગાળ ટ્રાન્સપોર્ટ. | કલકત્તા. | ઇલેક્ટ્રીકલ અને મેકેનીકલ એન્જીનીયરીંગ તથા મૉટર ગાડીઓનો વ્હેપાર કરવા વિગેરે. | ૧,૦૦,૦૦૦ |

| નામ. | ઠેકાણું | હેતુ | થાપણ રૂ. |
|---|---|---|---|
| ૫. ગુરુનાથ અને આપારાઓ. (ખાનગી) | વિઝાગાપટમ મદ્રાસ. | મીઠાઇની બનાવટ તથા વ્હેપાર. | ૪૯,૦૦૦ |
| | | ધંધાર્થે કુલ... | ૧૩,૫૩,૦૦૦ |
| ૩. મીલ તથા પ્રેસ. | | | |
| અ. સુતર તથા કાપડની મીલો | | | |
| ૬. હુબલી મીલ્સ | મુંબઇ. | મૅન્યુફૅકચરીંગ. | ૧૫,૦૦,૦૦૦ |
| ક. ચોખાની મીલો. | | | |
| ૭. લુન મૉન્ગ બ્રધર્સ એન્ડ કું | ન્યૉનગ્લેબીન. | ચોખાની મીલ ચલાવવા તથા વ્હેપાર કરવા. | ૫૦,૦૦૦ |
| | | મીલ તથા પ્રેસના કુલ. | ૧૫,૫૦,૦૦૦ |
| ૪. ચાહ વિગેરે રોપવાની કંપનીઓ | | | |
| ૮. ઓરામાલીટી કું. | આસામ. | ચાહ ખેડવા વિગેરે | ૧,૦૦,૦૦૦ |
| ૫. ખાણ ખોદવા માટે | | | |
| અ કોલસા. | | | |
| ૯. ઇન્ડીયન પ્રૉસ્પેકટીંગ એન્ડ ડે-વેલપીંગ સીન્ડીકેટ. | કલકત્તા. | કોલસાની ખાણ વિગેરે. | ૧૮૦૦૦ |
| ૧૦. હુગલી કોલ કું. | બંગાળ. | ” ” ” | ૨૫૦,૦૦૦ |
| ૧૧. લોયાબાદ કોક મૅન્યુફેકચ-રીંગ કું. | કલકત્તા. | ” ” ” | ૯૦૦,૦૦૦ |
| | | કોલસા માટે કુલ.... | ૧૧,૬૮,૦૦૦ |
| ક. સોનું. | | | |
| ૧૨. બર્મા મીનરલ્સ. | રંગુન. | સોનાની ખાણ માટે તથા વ્હેપાર માટે. | ૧,૫૦,૦૦૦ |
| ખ. બીજીઓ | | | |
| ૧૩. ઇસ્ટ ઇન્ડીયા રૂબી માયકા કું. | કલકત્તા. | અબરખની ખાણ વિગેરે. | ૧૦૦,૦૦૦ |

| નામ | ઠેકાણું | હેતુ | ચાપણુ રૂા |
|---|---|---|---|
| ૧૪. માઇકા માઈનીંગ ઍન્ડ મૅન્યુફૅકચરીંગ કું. | કલકત્તા | અબરખની ખાણુ વિગેરે | ૭,૫૦,૦૦૦ |
| | | કુલ બીજીઓ. | ૮,૫૦,૦૦૦ |
| | | ખાણુ ખોદવા વિગેરે માટે કુલ...... | ૧૨,૬૮,૦૦૦ |
| | | એકંદર કુલ .... | ૫૨,૨૧,૦૦૦ |

---

# IMPORTS & EXPORTS OF GOLD & SILVER.
# સોના રૂપાંની આયાત અને નિકાશના આંકડા.

ઈ. સ. ૧૯૧૫ ના જુલાઇ મહિનામાં થયેલી સોના રૂપાંની આયાત અને નિકાશના આંકડા નીચે આપ્યા છેઃ—

## IMPORTS OF GOLD સોનાંની આયાત.

| દેશનું નામ. | | ૧૯૧૪ રૂ. | ૧૯૧૫ રૂ. |
|---|---|---|---|
| બંગાળા | | ૭,૧૦,૪૯૫ | ૩,૦૮,૮૯૯ |
| મુંબઇ | ખાનગી | ૧,૦૫,૦૧,૫૪૯ | ૪૫,૬૧,૭૬૪ |
| | સરકારી | ........ | .......... |
| સિન્ધ | | .......... | ૩,૯૦૦ |
| મદ્રાસ | | ૩૪૫ | .......... |
| બર્મા | | ૩૧,૨૬૫ | ૨૨૫ |
| કુલ | ખાનગી | ૧,૧૨,૪૩,૬૫૪ | ૪૮,૭૪,૭૫૫ |
| | સરકારી | ........ | .......... |

## EXPORTS OF GOLD. સોનાની નિકાશ.

| | | | |
|---|---|---|---|
| બંગાળા | | ૮,૧૫૪ | ૬,૬૧૧ |
| મુંબઇ | ખાનગી | ૩૪,૧૧,૪૮૨ | ૭૪,૦૪૦ |
| | સરકારી | .......... | .......... |
| સિંધ | | .......... | ૩,૦૦૦ |
| મદ્રાસ | | ૧૫,૦૧,૦૮૮ | ૪૫,૭૫૭ |
| બર્મા | | ........ | ૧૫- |
| કુલ | ખાનગી | ૪૯,૨૦,૭૨૪ | ૧,૫૬,૪૨૩ |
| | સરકારી | .......... | .......... |

## IMPORTS OF SILVER. રૂપાંની નિકાશ.

| | | | |
|---|---|---|---|
| બંગાળા | ખાનગી | ૨૨ ૩૪,૮૧૫ | ૧૭,૭૯,૫૫૬ |
| | સરકારી | .......... | .......... |
| મુંબઇ | ખાનગી | ૫૪,૦૫,૬૦૧ | ૩૦,૩૫,૭૬૦ |
| | સરકારી | ........ | .......... |
| સિંધ | ખાનગી | ૧,૧૬,૩૭૧ | ૧,૩૧,૬૮૨ |
| | સરકારી | .......... | .......... |
| મદ્રાસ | | ૧,૬૭,૫૦૧ | ૮,૫૬૮ |
| બર્મા | | .......... | ૧૫૭ |
| કુલ | ખાનગી | ૭૯,૨૪,૨૮૮ | ૪૯,૫૫,૭૨૩ |
| | સરકારી | ........ | .......... |

## EXPORTS OF SILVER. રૂપાની આયાત.

| | | | |
|---|---|---|---|
| બંગાળા | ખાનગી | ૫૩,૭૧૯ | ૫,૫૮૩ |
| | સરકારી | .......... | .......... |
| મુંબઇ | ખાનગી | ૯,૨૦,૧૨૧ | ૩,૭૭,૪૦૦ |
| | સરકારી | .......... | ૧૫,૦૦૦ |
| સિંધ | ખાનગી | ૩૭,૬૦૦ | ૬૮,૮૩૯ |
| | સરકારી | .......... | .......... |
| મદ્રાસ | | ૨૧૬ | ૨૦,૦૦૦ |
| બર્મા | | ૨,૦૦૦ | ૧૦,૦૦૮ |
| કુલ | ખાનગી | ૧૦,૧૩,૮૫૬ | ૫,૧૧,૮૩૦ |
| | સરકારી | .......... | ૧૫,૦૦૦ |

## IMPORTS OF SUGAR

## પરદેશી ખાંડની આયાત.

ઇ. સ. ૧૯૧૫ ના જુલાઇ માસમાં હિંદુસ્તાનમાં નીચે પ્રમાણે ખાંડની આયાત થઇ હતી.

| જે દેશોમાંથી આયાત થઇ હોય તેનું નામ. | | | | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|---|---|---|
| | | | | હંડ્રવેટ. | હંડ્રવેટ. |
| યુનાઇટેડ કીન્ગડમ | ... | ... | ... | ૧૦૫૧ | ૩૮૬ |
| જર્મની | ... | ... | .. | .. ... | ...... |
| હૉલાંડ | ... | ... | ... | . ... | ... .. |
| બેલજીયમ | ... | ... | . . | ..... | ...... |
| ફ્રાન્સ | ... | ... | ... | .. .. | . ... |
| ઑસ્ટ્રીયા હંગરી | ... | ... | ... | ૧૨૧૯ | .. . |
| સ્ટ્રેટ્સ સેટલમેન્ટસ. | ... | ... | ... | ૫૭૫૪ | ૩૧૩૭ |
| જાવા | ... | ... | ... | ૫૫૦,૮૦૬ | ૪૩૧,૫૮૧ |
| ચીન | ... | ... | .. | ૮૩૫ | ૭૫૪૪ |
| જાપાન | ... | ... | ... | .... | ૪૫,૭૭૭ |
| ઇજીપ્ત | ... | ... | ... | ૧ | ૩૮૭૨ |
| મોરીશિયસ | ... | ... | ... | ૨૮૫,૧૪ | ૧૪૭,૭૧૧ |
| વેસ્ટ ઇન્ડીઝ | ... | ... | ... | ...... | ...... |
| સાઉથ અમેરિકા | . | ... | ... | . . | ...... |
| ઓસ્ટ્રેલીયા | ... | ... | | ...... | ૧ |
| બીજા દેશો | ... | ... | .. | ૧૨ | ૨ |
| | | કુલ- | | ૫૮૮,૧૯૨ | ૬૪૦,૦૧૧ |

બ્રિટીશ હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં નીચે પ્રમાણે ખાંડની આયાત થઇ હતી

| નામ | બીટની ખાંડ | | શેરડીની ખાંડ | | ટોટલ | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૪ હંડ્રવેટ. | ૧૯૧૫ હંડ્રવેટ | ૧૯૧૪ હંડ્રવેટ. | ૧૯૧૫ હંડ્રવેટ. | ૧૯૧૪ હંડ્રવેટ. | ૧૯૧૫ હંડ્રવેટ. |
| બંગાળા | ૪૬૬ | | ૨૯૫,૭૦૬ | ૨૫૫,૬૭૦ | ૨૯૬,૧૭૨ | ૨૫૫,૬૭૦ |
| મુંબાઇ | ૨૫૦ | . | ૧૬૦૨ | ૨૩૫,૨૪૪ | ૧૮,૫૨ | ૨૩૫,૨૪૪ |
| સિંધ | | ... | ૧૮૯,૯૮૦ | ૧૪૦,૦૧૩ | ૧૮૯,૯૮૦ | ૧૪૦,૦૧૩ |
| મદ્રાસ | ૧૮૩ | ... | ૧૨,૭૯૭ | ૩૩૩૧ | ૧૨,૯૮૦ | ૩૩,૩૧ |
| બર્મા | ... | ... | ૮૭,૨૦૮ | ૫૭૫૩ | ૮૭,૨૦૮ | ૫૭,૫૩ |
| કુલ | ૮૯૯ | . | ૫૮૭,૨૯૩ | ૬૪૦,૦૧૧ | ૫૮૮,૧૯૨ | ૬૪૦,૦૧૧ |

# SPINNING & WEAVING RETURNS.
## સુતર અને સુતરાઉ કાપડના આંકડાઓ.

ઇ. સ. ૧૯૧૫ ના જુન માસમા હિંદુસ્તાનની ગીલોમાં નીચે પ્રમાણે સુતર તથા સુતરાઉ કાપડ બનાવવામાં આવ્યાં હતાં.

સુતર (રતલ)

| બ્રિટીશ ઇન્ડીયા | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|
| મુંબઇ | ૪,૦૮,૭૨,૩૨૩ | ૪૩૩,૫૦,૦૬૯ |
| મદ્રાસ | ૩૫,૬૩,૮૬૯ | ૩૬,૩૪,૩૪૮ |
| બંગાળા | ૨૫,૬૭,૪૩૫ | ૨૭,૩૬,૧૯૪ |
| યુનાઇટેડ પ્રોવીન્સીઝ | ૪૦,૩૯,૨૪૫ | ૩૮,૫૨,૫૪૫ |
| અજમેર મેવાડ | ક. | ૩૧૫,૬૩૩ |
| પંજાબ | ખ ૬૧૮,૨૭૮ | ૩૭૭,૧૪૫ |
| દીલ્હી | ગ ...... ... | ૨૧૫,૬૦૨ |
| મધ્યપ્રાંતો તથા બિરાર | ૨૯,૪૩,૮૯૯ | ૩૨,૦૮,૦૭૨ |
| બ્રિટીશ ઇંડીયામાં કુલ | ૫,૪૬,૦૫,૦૧૯ | ૫,૭૬,૮૯,૬૦૮ |
| દેશી રાજ્યો | ૩૫,૧૨,૯૫૧ | ૩૨,૪૩,૯૦૬ |
| કુલ ... | ૫,૮૧,૧૭,૯૭૦ | ૬,૦૯,૩૩,૫૧૪ |

કાપડ

| બ્રિટીશ ઇન્ડીયા | | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|---|
| મુંબઇ | રતલ | ૧,૮૩,૮૫,૪૮૪ | ૧,૯૯,૮૧,૬૪૭ |
| | વાર | ૭,૯૩,૦૩,૬૪૯ | ૮,૩૬,૦૫,૭૭૨ |
| મદ્રાસ | રતલ | ૬૮૨,૧૧૩ | ૯૮૮,૧૩૭ |
| | વાર | ૨૪,૧૦,૭૬૯ | ૩૧,૩૭,૨૬૬ |
| બંગાળ | રતલ | ૩૧૬,૮૧૧ | ૨૦૪,૧૪૬ |
| | વાર | ૧૭,૬૬,૦૮૮ | ૧૧,૫૬,૭૫૮ |
| યુનાઇટેડ પ્રોવીન્સીઝ | રતલ | અ. ૬૦૭,૫૨૨ | ૮૦૯,૧૮૯ |
| | વાર | ૩૧,૫૯,૯૯૭ | ૨૫,૬૮,૫૩૧ |
| પંજાબ | રતલ | ખ. ૩૨,૯૦૭ | ૭૫,૦૯૪ |
| | વાર | ૧૩૫,૪૨૧ | ૩૨૦,૮૯૪ |
| મધ્ય પ્રાંતો અને બિરાર | રતલ | ૧૦,૬૩,૩૮૯ | ૧૦,૦૩,૧૮૦ |
| | વાર | ૪૧,૭૪,૩૯૧ | ૩૬,૯૨,૦૧૭ |
| અજમેર મેવાડ | રતલ | ક | ૭૪,૨૩૧ |
| | વાર | | ૨૯૯,૪૬૪ |
| દીલ્હી | રતલ | ગ | ૧૦,૫૭૯ |
| | વાર | | ૨૬,૬૫૩ |
| બ્રિટીશ હિંદુસ્તાનમાં કુલ | રતલ | ૨,૧૩,૯૮,૨૨૬ | ૨,૩૧,૪૬,૨૦૩ |
| | વાર | ૯,૦૯,૫૩,૩૧૫ | ૯,૪૮,૦૭,૩૮૫ |
| દેશી રાજ્યો | રતલ | ૧૭,૭૩,૧૩૦ | ૧૫,૦૭,૧૩૮ |
| | વાર | ૮૩,૧૮,૩૨૮ | ૫૭,૭૨,૯૭૮ |
| એકંદર ટોટલ | રતલ | ૨,૩૧,૭૧,૩૫૬ | ૨,૪૬,૫૩,૩૪૧ |
| | વાર | ૯,૯૨,૭૧,૬૪૩ | ૧૦,૦૫,૮૦,૩૬૩ |

## IMPORTS FO COTTON YARN.
## સુતરની આંયાત.

ઇ. સ. ૧૯૧૫ ના જુલાઇ મહિનામાં બ્રિટીશ હિંદુસ્તાનમાં પરદેશથી નંબર ૩૧ તથા ી ઉંચા નંબરનું સુતર નીચે પ્રમાણે આયાત થયું હતુ.

| ા અને નંબર. | બંગાળા. | મુંબઇ. | સિંધ. | મદ્રાસ. | બર્મા. | ટોટલ. |
|---|---|---|---|---|---|---|
| ાએન્ડ વૉટર | પાઉન્ડઝ. | પાઉન્ડઝ | પાઉન્ડઝ | પાઉન્ડઝ. | પાઉન્ડઝ | પાઉન્ડઝ. |
| ં. ૩૧ થી ૪૦ | ૧,૮૧,૬૫૦ | ૬,૮૨,૩૬૧ | ૨૭,૫૦૦ | ૩૬,૦૦૦ | ૧૦,૦૦૦ | ૯,૩૭,૫૧૧ |
| ં. ૪૧ થી૫૦. | ૮૩,૫૦૦ | ૨,૨૮,૭૦૭ | ૫૦૦ | ૩૮,૫૦૦ | ...... | ૩,૫૧,૨૦૭ |
| ં.૫૦ થી ઉપર | ૭૪,૦૪૩ | ૧,૫૭,૬૩૮ | ...... | ૪૩,૮૦૦ | ...... | ૨,૭૫,૪૮૧ |
| રેન્જ, રેડ અને બીજા રંગોવાળું | | | | | | |
| ં. ૩૧ થી ૪૦. | ૩,૯૮,૦૮૬ | ૩,૨૨,૬૨૦ | ૧,૩૪,૭૭૯ | ૨,૯૫,૧૭૦ | ૩૨,૪૦૦ | ૧૧,૮૩,૦૫૫ |
| નં. ૪૧ થી ૫૦ | ૨,૫૦૦ | ૩૩,૫૭૯ | ...... | ...... | ૧૦,૯૮૧ | ૪૭,૦૬૦ |
| નં. ૫૦થી ઉપર. | ૩,૭૩૦ | ૬૩૧ | ...... | ૧૭,૨૦૦ | ૯,૦૦૦ | ૩૦,૫૬૧ |
| ટોટલ | ૭,૪૩,૫૦૯ | ૧૪,૨૫,૫૩૬ | ૧,૬૨,૭૭૯ | ૪૩૦,૬૭૦ | ૬૨,૩૮૧ | ૨૮,૨૪,૮૭૫ |

## COMPARATIVE STATEMENT OF TRAFFIC AT THE PORT TRUST WAREHOUSES FOR THE MONTH OF AUGUST 1915.

## ઇ. સ. ૧૯૧૫ ના ઑગષ્ટ માસ માટે પોર્ટટ્રસ્ટની વેરહાઉસીઝમાંના વેપારને લગતા સરખામણી કરનારા આંકડા.

| માલની જાત. | ૧૯૧૫ ના તા. ૩૧ મી જુલાઇ ને દિને સ્ટૉક | ૧૯૧૫ ના ઑગષ્ટમાં થયેલી ડીલીવરી | ૧૯૧૫ ના ઑગષ્ટની ૩૧ મી તારીખે સ્ટૉક. | ૧૯૧૪ ની ૩૧ મી ઑગષ્ટ ને દિને સ્ટૉક. |
|---|---|---|---|---|
| ા કાપડની ગાંસડી | ૫૧,૨૯૩ | ૪,૫૩૭ | ૫૩,૮૮૦ | ૫૪,૫૭૯ |
| „ „ પેટી | ૬૦,૪૮૪ | ૧૧,૪૩૯ | ૬૦,૦૩૩ | ૮૭,૬૫૫ |
| શમ તથા ઉનની પીસગુડઝ ગાંસડી | ૭૬૨ | ૧૮૩ | ૭૧૮ | ૧,૧૯૨ |
| શમ તથા ઉનની પેટી | ૧,૮૫૩ | ૧,૬૬૩ | ૧,૭૩૫ | ૨,૭૩૦ |
| ીસ્ટ અને યાર્ન (સુતરાઉના) પેકેજીઝ | ૯,૨૪૧ | ૪,૪૩૯ | ૯,૬૮૦ | ૯,૯૫૮ |
| „ રેશમ તથા ઉનના પેકેજીઝ | ૨,૪૪૩ | ૪૭૮ | ૨,૭૦૩ | ૧,૫૮૫ |
| ટોટલ | ૧,૨૬,૦૪૬ | ૨૨,૭૩૯ | ૧,૨૮,૭૪૯ | ૧,૫૭,૬૯૯ |
| ંબાના ટન | ૪,૧૫૩ | ૪૧ | ૪,૨૦૮ | ૪,૯૦૦ |
| ેતળના ટન | ૧,૯૫૩ | ૧ | ૨,૦૦૧ | ૩,૮૭૯ |
| ટોટલ | ૬,૧૦૬ | ૪૨ | ૬,૨૦૯ | ૮,૭૭૯ |

*Registered No. B. 810.*

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૮ મું VOL. VIII. DEC. 1915. No. 6 ડીસેંબર ૧૯૧૫. અંક ૬ ઠો

## અનુક્રમણિકા.



## INDEX.

# EDITOR'S STUDY.

## અધિપતિની નોંધ.

એક સ્ટેટ પોતાના દેશના ઉદ્યોગોને ખીલવવા માટે શું શું કરી શકે તે બાબતની હાલ ઘણી ચર્ચા ચાલી રહી છે તેવે વખતે બીજા દેશ એ વિષયમાં શું કહેછે તે જાણવું ઘણું જરૂરનું થઇ પડશે. જાપાનના એ બાબતના પ્રયાસે તરફ અમો વારંવાર ધ્યાન ખેંચીએ છીએ. જર્મનીમાં પણ વેપાર અને ઉદ્યોગના ખીલવવા તરફ રાજ્ય બહુ મહેનત લે છે અને પૈસે ખર્ચે છે. પોટેશના ઉદ્યોગનો દાખલો લ્યો. લડાઇ તેમજ સુલેહના વખતમાં આ પદાર્થ ઘણોજ ઉપયોગમાં આવ્યો છે. સાબુ બનાવવામાં, દીવાસળી બનાવવામાં, ખડકે ને ફોડવામાં તથા ખેતીવાડીમાં ખાતર તરીકે પણ એનો ખપ થાયછે. જર્મનીની અંદર તેની બહુ મોટી ખાણોછે. અને તે કાઢવાં માટે ઘણી કંપનીઓ કામે લાગેછે, એક વખત એવું બન્યું કે આ કંપનીઓ બરાબર ફાયદાથી કામ કરતી નહોતી અને એકેકની પ્રતિસ્પર્ધાથી બહુજ એ છા ભાવે પોતાનાં વેચાણો કરવા માંડયાં. તરતજ તે દેશના વેપારખાતાંના પ્રધાને આવી જાતનાં વેચાણો અટકાવી દીધાં અને જે સાટાંઓ થયેલાં હતા તે પણ બની શકે તો રદ કરવાનો વિચાર થયો. ત્યાંની પાર્લામેન્ટ જે 'રીસટેગ' કહેવાયછે તેમાં એક કાયદો પસાર કરવામાં આવ્યો કે જેથી પોટેશને મોનોપલી (એક હાથ કરી લીધેલી વસ્તુ) ગણવામાં આવ્યો અને દરેક પેદા કરનારને તેના અમુકજ ભાગ ઉપર વેચવાનો હક આપવામાં આવ્યો. જો તે વધારે વેચે તો વધારાનાં વેચાણ ઉપર જબરો કર મુકવામાં આવ્યો અને દેશ માટેનાં તેમજ પરદેશ ખાતેનાં વેચાણની કિંમત ઠેરવવામાં આવી.

---

એમ શક રાખવામાં આવે છે કે ચીનની અંદર જે જર્મનો છે તેઓની સાથે કેટલીએક બ્રિટીશ પેઢીઓ સંબંધ રાખે છે. તેમજ જ્યાં સુધી કેઇ પણ વેપારીને ચોકસ ખબર ન હોય ત્યાં સુધી વખતે એને ખરી રીતે ખબર નહિ હોય કે અમુક પેઢી જર્મન છે કે કોઇ બીજી જાત. તેથી નામદાર સરકારે ચીનમાં વેપાર કરતી બ્રિટીશ પેઢીઓનાં નામની ટીપ બહાર પાડેલી છે કે જે ચીન સાથે વેપાર કરતા આપણા વેપારીઓને ઘણી ઉપયોગી છે જે ગૃહસ્થોને તે ટીપ જોવી હોય તેઓએ ચેમ્બરની ઓફીસમાં આવી તે જોઇ જવી.

---

મેશર્શ તાતા કું. ની આયર્ન અને સ્ટીલ કું. નો સાહસ હિંદુસ્તાનમાં સૌથી મોટો ઔદ્યોગિક સાહસ છે. તેથીજ તેની ફતેહ માટે દરેકે દરેક માણસ ખહેશ ધરાવે છે. ગયા મહિનામાં તેની વાર્ષિક સભા આગળ જે રીપોર્ટ રજુ કરવામાં આવ્યો હતો તે ઉપરથી જણાશે કે આ ખાહેશ ઘણે દરજજે પુરી થયલી છે કારણ કે કંપનીને વધુ ને વધુ ફતેહ તેના કામકાજમાં મળતી જાય છે. ૧૯૧૫ ના જુન મહિનામાં પુરાં થતાં વર્ષમાં ચોખો નફો રૂ. ૨,૪૮૩,૦૮૮ નો થયો હતો કે

જેમાંથી સાધારણ શેર હોલ્ડરોને ૮ ટકા લેખે વ્યાજની વેંહેંચણી કરવામાં આવી હતી આ કંપનીની ભાવનાઓ સાધારણ પ્રકારની નથી. ફક્ત અહિંયાનીજ બજારોમાં પોતાનો માલ ખપાવી મતલબ પકડવાની મકમદ તેની નથી પણ દેશ દેશાવરનાં બજારોમાં પણ દાખલ થવાની નેમતે ધરાવે છે. લડાઇને લીધે કમનસીબથી તેના બનાવટમાં જરૂરિયાત જણાતી ઘણી ચીજો આવતાં બહુ મુશ્કેલી નડી હતી કારણ હાલ ફ્રેટ ઘણોજ વધી ગયો છે. તેજ કારણથી માલનો નિકાશ થતાં પણ ઘણી અગવડ આવી વની પોતાનો સારો માલ બનાવી શેરહોલ્ડરોને અને દેશને ફાયદો કરવા સાથે મજુર વર્ગ માટે પણ તે બનતી કોશેશ કરે છે. તેમને માટે નિશાળ વિગેરે ખાતાંઓ ખોલવામાં આવેલાં છે કારણ કે તેઓ પણ આ ઉદ્યોગનાં અંગીભૂત છે. કેળવાયલા હિંદીવાનોને પણ આ કંપનીનાં ખાતાંઓમાં સારો ટેકો મળે છે.

---

લડાઇને લીધે દેશના અંદરના ભાગનો વેપાર પણ ઘણો અટકી પડેલો છે. પરદેશની નિકાશ બંધ થવાથી દેશાવરનો માલ બંદરો ખાતે આવતો નથી કારણ તેને માટે માંગણીજ નથી. તેથી કરીને બીયાં વગેરેના દેશની અંદરના વેપારમાં મોટો ઘટાડો માલુમ પડે છે. દાખલા તરીકે ગયા જુલાઇ મહિનામાં ૧૯૧૪ ના જુલાઇ સાથે સરખાવતાં મુખ્ય બંદરો ખાતે અંદરના ભાગમાથી આયાત થતા માલનો આયાતમા નીચે પ્રમાણે મોટો ઘટાડો જણાયો હતો:—

અલસી ૬૯ ટકા (ગયે વર્ષે ૪૫,૯૦૦ ટન આ વર્ષ ૧૪,૮૦૦ ટન)

ઘઉં ૩૦ ટકા (ગયે વર્ષ ૮૮ ૮૦૦ ટન આ વર્ષ ૬૨,૦૦૦ ટન)

પણ જે ચીજોની લડાઇને લીધે મોટી માંગણી હતી તેની બંદરો ખાતે મોટી આયાત થઇ હતી. દાખલા તરીકે કલકત્તામાં જુટની ગાયાનમાં ૧૦૬ ટકાનો વધારો જણાયો હતો. તેજ પ્રમાણે ચણા અને દાળામાં ૩૬ ટકાનો વધારો થયો હતે. ગયા જુલાઇમાં આગલા મહિના એટલે જુનની સાથે સરખાવતાં ઘઉંમાં ૭૭ ટકા, રૂમાં ૫૦ ટકા અને અલસીમાં ૩૭ ટકા ઘટાડો જણાયો હતો.

---

કેટલીક વખતે એવું પુછવામાં આવે છે કે 'સ્વતંત્ર વેપારની પદ્ધતિ' પ્રમાણે જે દેશ દ્રઢતાથી વર્તતો હોય તેવા દેશની સરકાર તરફથી હુન્નરોને કેવી જાતની મદદ આપી શકાય. મેન્ચેસ્ટરની યુનીવર્સીટીમાં હમણાંજ નવી ખોલવામાં આવેલી એક કાપડના વણાટની જુદી જુદી ભાતો અને રંગ માટેના ખાસ એક ભાષણ કર્તાની જગા ઉપરથી, ઉપર જણાવેલી મદદ કેવી રીતે આપી શકાય તેનો એક માર્ગ અથવા પ્રકાર આપણને જણાઇ આવે છે. આ ભાષણકર્તાને સુતરના વણાટ બાબત ખાસ આવડત હોવી જોઇએ એવો એ યુનીવર્સીટીનો ઠરાવ છે.

મેન્ચેસ્ટરની મ્યુનીસીપાલ ઉદ્યોગશાળાના ઉપરી અધિકારી તરફથી આવા ભાષણકર્તાઓની શી જરૂર છે અને તેઓ શું શું કામ કરી શકે તે વિષે નીચે પ્રમાણે જણાવવામા આવ્યું છે:—

"ઇંગ્લાંડના જે હુન્નરો માટે શોભા અને સુંદરતા ઉપર વધારે ધ્યાન અપાય છે, તેવા હુન્નરોમાં જાતજાતની ભતો અને રંગ, એ બાબત ઉપર ધ્યાન આપવાની જરૂર દીવસે દીવસે વધતી જાય છે. વણાટ કામના હુન્નર માટે તો આ વાત ખાસ જરૂરની છે, કેમકે, વણાટના હુન્નરમાં ઘણીવાર કાપડના સારા શોભાયમાન દેખાવ તરફ ઘણું ઓછુ ધ્યાન અપાય છે, અને બજારમાં ખપે એમ છે કે નહીં અથવા સાધારણ રીતે ઉપયોગમા આવે એમ છે કે નહી એ ઉપર વધારે ધ્યાન અપાય છે જોકે, એ ખરૂં છે કે આ બાબતના પણ કાપડના વેચાણ માટે ઘણી જરૂરની છે; પણ એ ભુલી જવું ન

જોઇએ કે કાપડના સુંદર દેખાવથી એના ઉપયોગીપણામાં અથવા ખપતમાં કાંઇ ઘટાડો થતો નથી, અને ખરૂં જોતાં તો એથી એનાં વેચાણમાં જરૂર વધારો થાય એમ છે.

---

"એકાદ કાપડના તાકાને ખરાબ દેખાતો કરવામાં જે ખરચ અને મહેનત થાય છે તેટલુંજ ખર્ચ અને મહેનત એજ તાકાને સુંદર દેખાતો કરવામાં થાય. મુશ્કેલી તો માત્ર એટલીજ છે કે કાપડના બનાવનારા અને વેચનારાઓને સાધારણ રીતે સુંદર ગણાતું એવું કાપડ વણનાર કારીગર અને એ કાપડને ખરીદનાર મળતા નથી. પણ આ મુશ્કેલી ન દુર કરી શકાય એવી નથી; કારણ હોશીઆર કારીગરો તો સારી રીતે કેળવીને તૈયાર કરી શકાય, જોકે, સુંદરતાનું કાઇ એક મુકર્રર ધોરણ ન બાંધી શકાય.

"આ બધાં કારણોથી સારા કારીગરોની મોટી સંખ્યાની જે માગણી થાય છે તે હાલમાં ઘણી વધી ગઇ છે, કારણ આપણા કારખાનાવાળાઓને પહેલાં પરદેશથી આવતા શોભાયમાન કાપડ જેવું કાપડ આ દેશમા બનાવવા માટે ચોમેરથી વિનંતીઓ થાય છે. તે ઉપરાંત, એટલું ચોકસ છે કે આ માગણી માત્ર થોડો વખત ચાલશે એમ નથી, કારણ લડાઇની શરૂઆત પછી ઘણી જાતનાં નવા વણાટકામ કાયમ માટે દાખલ થઇ ગયા છે"

આવા પ્રકારની રાજ્ય તરફની મદદ હીંદુસ્તાનમાં કયા અપાય છે? વેપાર ઉદ્યોગમા આગળ પડતા ગૃહસ્થોને આથી એટલી મુશ્કેલી પડે છે કે તેમને પોતાને અહીં જાતના પૈસા ખરચીને એવી શોધ ખોળની શાળાઓ અને કોલેજો સ્થાપવાની જરૂર પડે છે. આવી કોલેજો કે શાળાઓ સ્થાપવાનું કામ તો 'ટાટા' જેવા કરોડ પતિઓથીજ થઇ શકે. સરકારી સત્તાવાળાઓની આવી બાબતો માટે ઈંતેજારીબાબે એમ કહેવાય છે કે સરકારી જંગલ ખાતાના અધિકારીઓને દીવાસળીની પેટીઓ અથવા ચાહ માટેની પેટીઓ બનાવવામાં વપરાતાં લાકડાં આપણા દેશમાં થાય છે કે નહીં, અથવા થાય છે તો કેટલાં થાય છે એ વાતની બીલકુલ માહિતીજ નથી.

આવી આવી બાબતોનું ખાસ જ્ઞાન ધરાવનારની મદદ જે સરકાર તરફથી મળી શકે એમ છે તેના વગર હુન્નરમાં કોઇ પણ જાતનો વધારો જલ્દીથી થાય એ આશા રાખવી ફોગટ છે.

---

૧૯૧૫ના સપ્ટેમ્બર માસના બ્રિટીશ હીંદુસ્તાનના આંકડાઓ. આગલા માસ સાથે સરખાવ્યા પ્રમાણે કુલ આયાત અને નીકાશમા વધારો દેખાડે છે અને જે માલ આયાત કરેલો તેની નીકાશમાં કાઇક ઘટાડો બતાવે છે

માલની કુલ આયાત રૂ ૩૧) કરોડ જેટલી હતી

" " નીકાશ રૂ. ૬૭) "
(સરકારે નીકાશ કરેલા ઘઉંની કીંમત રૂ ૮,૯૪,૦૦૦ અંદર આવી જાયછે.)

આયાત કરેલા માલની નીકાશ રૂ. ૩૬) કરોડ જેટલી હતી. આગલા માસ (ઑગસ્ટ ૧૯૧૫) સાથે સરખાવ્યા પ્રમાણે, આયાતમાં ૪ ટકાનો વધારો થયો છે અને નીકાશમા ૧૫ ટકાનો વધારો થયો છે, ૧૯૧૪ના સપ્ટેમ્બર માસ સાથે સરખાવ્યા પ્રમાણે આયાતમાં ૭૩ ટકાનો અને નીકાશમાં ૧૨૩ ટકાનો વધારો થયોછે, જ્યારે આયાત થયેલા માલની નીકાશમાં ૧૦ ટકાનો ઘટાડો થયોછે.

નીચે મુજબના આંકડાઓ ૧૯૧૨, ૧૯૧૩, ૧૯૧૪ ના વર્ષોના ઓગસ્ટ અને સપ્ટેમ્બર માસની આયાત, નીકાશ અને આયાત કરેલા માલની નીકાશ બતાવે છે.

| | ૧૯૧૨ | | ૧૯૧૩ | | ૧૯૧૪ | |
|---|---|---|---|---|---|---|
| | આયાત | નીકાશ ( આયાત કરેલા માલની નીકાશ સાથે ) | આયાત. | નીકાશ ( આયાત કરેલા માલની નીકાશ સાથે ) | આયાત | નીકાશ ( આયાત કરેલા માલની નાકાશ સાથે. ) |
| | રૂ (લાખ) | રૂ (લાખ) | રૂ (લાખ) | રૂ (લાખ) | રૂ (લાખ) | રૂ (લાખ) |
| આગસ્ટ. | ૧૨,૦૫ | ૧૭,૬૨ | ૧૬,૧૩ | ૧૭,૫૯ | ૧૨,૯૩ | ૯,૭૮ |
| સપ્ટેમ્બર | ૧૪,૬૪ | ૧૮,૪૩ | ૧૬,૬૫ | ૧૯,૮૦ | ૭,૪૦ | ૭,૯૭ |

૧૯૧૫ ના ઓગસ્ટ માસ સાથે સરખામણી.—૧૯૧૫ ના ઓગસ્ટ માસ સાથે સરખાવ્યા પ્રમાણે આયાતમાં વધારાઓ નીચે મુજબ હતા.—

સ્ટીલ બાર અને મોટા ભુંગળાંમાં
વધારો=રૂ ૮] લાખ
લોખંડ અને સ્ટીલની નળીઓ
અને સામાનમાં વધારો=રૂ. ૧૪] લાખ
રંગીન સુતરાઉ કાપડમાં ,, =રૂ ૩૧] લાખ
સોપારીમાં ,, =રૂ. ૫]] લાખ
કાચાં રેશમમાં ,, =રૂ. ૬]] લાખ

૧૬ ડચ સ્ટેન્ડર્ડ અને ઉપરની ખાંડમાં વધારેમાં વધારે ઘટાડો હતો (–૩ ૭૪ લાખ.) શણોડી રંગના સુતરાઉ કાપડમાં રૂ. ૨૧ લાખનો અને કેરોસીન તેલમાં રૂ. ૯ લાખનો ઘટાડો થયો છે, નીકાશમાં નીચે મુજબ મુખ્ય વધારાઓ થયા છે. કાચું જયુટ (+ રૂ. ૧,૨૩) લાખ બીન કેળવેલાં ચામડાં (+ રૂ. ૩૩ લાખ) બીયાં (+ રૂ. ૩૨ લાખ) જયુટના ગુણપાટો (રૂ. ૪૩ લાખ ) ટવીસ્ટ અને યાન (+ રૂ. ૩૨ લાખ) કાચું ઉન (રૂ. ૨૭ લાખ) જ્યારે ઘઉંમાં સરકારી નીકાશ ગણતાં રૂ ૫૧ લાખ અને ચાહ અને જવમાં રૂ. ૧૮ લાખનો ઘટાડો થયો છે.

૧૯૧૪ના સપ્ટેમ્બર માસ સાથે સરખામણી.

૧૯૧૪ના સપ્ટેમ્બર માસમાં હીંદુસ્તાનના સામાન્ય વેપારને લડાઇની શરૂઆતને, લીધે, આંચકો લાગ્યો હતો, અને તેથી કરીને આયાત ના આંકડાઓ ૧૯૦૭ના ડીસેમ્બર માસથી આજ સુધીમા ઓછામાં ઓછા આવ્યા હતા. ૧૯૧૫ના સપ્ટેમ્બર માસના આંકડાઓમાં થયેલો વધારો બતાવે છે કે વેપારમાં લડાઇની પહેલાની હાલત આવતી જાય છે. આયાતમાં ઘણીખરી મુખ્ય ચીજોએ જાણવાજોગ વધારો બતાવ્યો છે. મુખ્ય વધારાઓ નીચે મુજબની ચીજોમાં થયા છે.- ખાંડ ૧૬ ડચ સ્ટેંડર્ડ અને ઉપરની (+રૂ. ૮૦ૢ લાખ) રસાયણી દવાઓ, (+રૂ. ૧૦ૢ લાખ.) લોઢા વીગેરે ધાતુનો સામાન. (+રૂ. ૧૨ લાખ). સાચાકામ અને મીલોને લગતુ કામ (+રૂ. ૧૭ૢ લાખ) લોઢું અને સ્ટીલ. (+રૂ. ૮૭ૢ લાખ) સુતરાઉ કાપડ, ટવીસ્ટ અને યાર્ન સાથે. (+રૂ. ૧૫૬ લાખ). આયાતની માફક નીકાશમાં, ઘઉં (સરકારી અને ખાનગી) માં થયેલાં ઘટાડા (રૂ. ૬૦ લાખ) શીવાય, ઘણીખરી મુખ્ય ચીજોમાં વધારો થયેલો છે. મુખ્ય વધારાઓ નીચે મુજબ છે,–જયુટના ગુણપાટો અને કાપડ (+રૂ. ૧૮૫ લાખ). કાચું રૂ (+રૂ. ૩૧ લાખ). ચાહ. (+રૂ. ૧૨૩ લાખ) કાચું જયુટ. (+રૂ. ૯૪ લાખ). કેળવેલાં ચાંમડાં, બીન કેળવેલા ચાંમડાં, અને બને જાતના સાથે (+રૂ ૯૮ લાખ).

---

ધા ઓમ્બે ટાઇલ માટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ

# REVIEW.

## સાભાર સ્વીકાર.

### ડા૦ મોંટેસોરીની પદ્ધતિની અનુસાર આ દેશમાં શિક્ષણ કેવી રીતે આપી શકાય?

(કર્તાઃ—મી. શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા)

કેળવણીના પ્રદેશમાં નવી નવી શિક્ષણ પદ્ધતિયો દાખલ કરવા તરફ રૂચિ જોડવાનો જે આપણો જમાનો છે, તે જમાનામાં ઈટલીની રહેનારી અને રોમ શહેરમાં અખતરા કરી નિર્ણય ઉપર આવનારી બાઇ ડા મીસ મોંટેસોરીએ પોતે શ્રમ લઈ નવીન રીતિ અમલમાં મુકાય તે માટે પ્રસિદ્ધ કરી છે. તેનાથી શિક્ષણ શાસ્ત્રને ઘણો લાભ થયો છે. અધ્યાત્મ વિદ્યાનાં મુખ્યતત્વનો ઉપયોગ કરવાથી જે ફેરફારો દાખલ થયા છે તેની અનુસાર ડા મોંટેસોરી પોતાનો અનુભવ બતાવે છે—અને એક હકીકત એવી છે કે:—To day in the Social world, an imperative need makes itself felt—the reconstruction of educatiomal method—આજકાલ સામાજીક વ્યવહારમાં એક મોટી આવશ્યકતા વર્તાય છે, અને તેની પ્રતીતિ થાય છે, તે કેળવણીને લગતી પદ્ધતિનું બંધારણ ફરીથી કરવું એરૂપી છે—શિક્ષણ સબળ કરવા માટે અધ્યાત્મજ્ઞાન (Psychology) નોઉપયોગ વારંવાર કરવો પડે છે. પ્રત્યેક બાળક કે ઉમ્મરે વધતા જતા વિદ્યાર્થીને સંબંધે શિક્ષકેજ પોતે મન અને તનને લગતું ચોકકસ પ્રત્યક્ષ જ્ઞાન મેળવવું જોઇએ; એટલે કે વિદ્યાર્થીના શરીર તથા મનની શકિત તપાસવી એટલુંજ નહિ, પણ તેના મગજનું વલણ, રમત કરવાની વૃત્તિ. પ્રીતિ વગેરે કેટલાક લાગણીઓ અને હાવભાવો વગેરે બાબતોથી વાકેફ થવાની અગત્ય છે.

આવું આવું સઘળું ધ્યાનમાં રાખીને શિક્ષકે પોતાના હવાલામા સોંપાયેલા બાળકને કેળવણી આપવી તેમાં ડા. મોંટેસોરીની પધ્ધતિ પ્રમાણે ચાલવું અને વર્તવું તે કાર્ય લગભગ બધા દેશમાં અનુકુળ પડે તેમ લાગે છે—તે બાઇના માન્યતા મુજબ જીવનરૂપી દેવી હરદમ નવી નવી જીતો મેળવવા માટે આગળ વધેછે. "She thinks of life as a superb goddess ever advancing to new conquests"—પ્રત્યેક બાળકને જ્યારે હજી પોતાનો કુદરતી પ્રેમ કયા વિષય ઉપરછે તે નકકી કરવાની સમજણ બીલકુલ ખીલી નથી, તે અરસામાં શિક્ષકે અગર માતાએ નકકી કરવું જોઇએ કે અમુક બાળકને અમુક કામ તરફ વલણ છે, તે પછી તે દિશામાં તેને દોરવાને માટે કાયમ તૈયાર રહેવું જોઈએ. આવી કોમળ વયમાં માતાનીજ કુલ મુખત્યારી હોવી જોઇએ અને તે પ્રમાણે ડા—મોંટેસોરીની કેળવણીની પધ્ધતિ જે પ્રયાસો કરેછે, તેને આપણા દેશમાં લાગુ પાડી આ નવા ગ્રંથમાં ઉપદેશ કરવામાં આવ્યો છે.

મી. શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા જેઓ કેળવણીના વિષયમાં પોતાનાં વીશ વર્ષ કાઢી ઉપયોગી અનુભવ મેળવી રહ્યા છે, તેમણે આ એક પુસ્તક હાલમાં બહાર પાડયું છે, અને તે આપણા ગુજરાતી સાહિત્યમાં અગત્યનો ઉમેરો થશે એમ અમારૂં માનવું છે, આ પુસ્તક શિક્ષક કરતાં માતાને વધારે

---

અમૂલ્ય થઇ પડશે તેમાં શક નથી. તેમાં લખવામાં આવેલા એકંદરે તેત્રીસ પાઠો ઘણા રસભેર વાંચી શકાય તેવા છે, તેની સાથે ઉપયોગમાં લેવા માટે સરલ બનાવવામાં આવ્યા છે.

ગ્રંથકર્તા શ્રી. શંભુપ્રસાદે પુસ્તકની કિંમત ફક્ત આઠ આના અને બાર આના અને એક રૂપીઆ એ પ્રમાણે ચઢતા ઉતરતી રાખેલી હોવાથી તેની ખરીદી બહોળી થવા સંભવછે—પોતે શિશુ શિક્ષણમાં (૧) સ્વતઃ શકિત, (૨) સ્વતઃ પ્રસારક અને (૩) સ્વયં સહાયક ભાવો ઉત્પન્ન કરવા તરફ લક્ષ રાખી પોતનો ગ્રંથ બહાર પાડયો છે; અને ' સોટી વાગે ચમ ચમ વિદ્યા આવે રમ ઝમ " એ કહેવત દૂર કરી " સોટી નાસે જેમ જેમ વિદ્યા આવે તેમ તેમ '—એ મહાસૂત્ર ધારણ કરી શકાય તેવી હકીકતો પ્રસિદ્ધ કરી છે—છેવટે આ ગ્રંથની ફતેહ થાય એમ અમે ઇચ્છીએ છીએ.

શ્રી દયારામકૃત કાવ્યમણી માલા. (ભાગ ૨.) સંશોધક જોશી છોટાલાલ (ઉર્ફે નાથજીભાઈ ગીરજાશંકર)

ભકત કવિશ્રી દયારામ જહેમનાં કાવ્યો ગુજરાત સમસ્તમા સર્વત્ર પ્રસિદ્ધ છે અને જહેમાં શૃંગારરસ સાથે ભકિતરસ પ્રધાન છે, તેજ આપણા પ્રાચીન કવિનાં અપ્રસિદ્ધ કાવ્યો એક ગ્રંથમાં ભેગાં કરવાનો આ પ્રથમ પ્રયાસ છે. પ્રયાસ દરેક રીતે ઉત્તેજનને પાત્ર છે. સ્વર્ગસ્થ કવિ નર્મદાશંકર, અગ્રગણ્ય સાક્ષર સ્વર્ગસ્થ શ્રીયુત્ ગોવર્ધનરામ અને સ્વર્ગસ્થ સાક્ષર રા. રા. ઇચ્છારામ દયારામના કાવ્યોને થોડે ઘણે અંશે પ્રકાશમાં લાવવાનો પ્રયત્ન કર્યો હતો, પરંતુ જે રસ દયારામનો આત્મા રૂપ હતો તે રસ તરફ આ કવીઓની ઝાઝી વૃત્તિ ન હોવાથી દયારામને એ પુરતો ન્યાય આપી શકયા નથી. જો કે દયારામના કૃષ્ણ-ભકતના ગરબા અને બીજાં કેટલાક ભકિત શ્રંગારરસનાં કાવ્યો ગુજરાતમાં ઘણા કાલથી પ્રચલિત છે પરંતુ એમના બધાં પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ કાવ્યોનો સમુહ આપણી પાસે ન હતો. આ ખોટ, રા. છોટાલાલે પુરી પાડી છે આ કાર્ય માટે રા. છોટાલાલ સંપૂર્ણ રીતે યોગ્ય છે કેમકે તેઓ પોતે શ્રી વલ્લભ સંપ્રદાય કૃત અનુયાયી છે. તે ઉપરાંત કવિ દયારામના ખાસ શિષ્ય ગીરજાશંકરના એઓ પુત્ર છે. દયારામના કાવ્યોના અંતર પટમાં એઓ રસિકતાથી દૃષ્ટિ કરી શકે એવી સ્થિતિમાંછે.

આ સંગ્રહમાં વળી આજસુધી જે ભાવથી નહીં લખાયેલી એવા ભાવી કવીની જીવનકથા આલેખવામાં આવી છે. એમાથી કવીનાં ભકિત જીવન વિશે ઘણું નવું જાણવાનું મળેછે.

કાવ્ય સંગ્રહ સાથે સંશોધ કે કરેલી ટીકા પણ છે. આ ટીકા જોઇએ તેટલી લાંબી છે.

દયારામનાં પાંચ મોટાં કાવ્યો, સંપ્રદાય-સાર, અજ્ઞતમિલાખ્યાન, કલેશકુઠાર ( વ્રજભાષામાં ) કાલજ્ઞાન, સારાંશ, અને દશમસ્કંધ લીલાનુક્રમણિકા અને તેની સાથે એમનાં લખેલાં બીજાં ન્હાનાં કાવ્યો અને ગરબીઓનો સંગ્રહ આ પુસ્તકમાં કરવામાં આવ્યો છે.

આ શુભ પ્રયાસ માટે રા. છોટાલાલને ખરેખર ધન્યવાદ ઘટે છે એમનું પુસ્તક ખરેજ ઉત્તેજન લાયક છે. વૈષ્ણવ બંધુઓ અને ગુજરાતી સાહીત્યના સેવકો જેઓને કવી દયારામ માટે સ્વાભાવિક માનની લાગણી હોવીજ જોઇએ તેઓ આ પુસ્તકને દરેક રીતે ઉત્તેજન આપશે એવી આશા છે.

ધી બેગ્રુ ઇંડ્ર માર્ટ ૨૨ બેંક ઓટ ફ્રેટ મુંબાઈ.

# પ્રો. દાવરની વેપારી કોલેજ.

હાલમા વેપાર એ વિષય ઘણો ચર્ચાવા લાગ્યો છે કે જેના સબધમા પ્રો દાવરની વેપારી કોલેજ સ્થપાયલી છે એ સર્વની જાણમા છે, એ જાણીતી કોલેજના ઘણા સતોષકારક પરિણામો બહાર પડયા છે

| પરીક્ષાઓ | દાવરની વેપારી કોલેજ, પાસ થનાર | ઉંચે નબરે પાસ થનાર | બીજી સસ્થાઓ, પાસ થનાર | ઉંચે નબરે પાસ થનાર |
|---|---|---|---|---|
| (૧) સીનીયર બુક કીપીગ અને એકાઉનટન્સી | ૩૩ | ૬ | ૧૩૮ | ૧૫ |
| (૨) સીનીયર મેથડસ અને મશીનરીનુ કામ | ૨૭ | ૧૯ | ૭૩ | ૪૪ |
| (૩) સીનીઅર, વેપાર અને ઉદ્યોગનો કાયદો | ૧૯ | ૩ | ૩૦ | ૩ |
| (૪) સીનીઅર, બેકીંગ અને કરન્સી | ૧૧ | ૨ | ૧૮ | ૨ |
| (૫) સીનીઅર, રાજનિતી શાસ્ત્રના તત્વો | ૫ | નીલ | ૫ | નીલ |
| | ૯૫ | ૩૦ | ૧૫૮ | ૬૪ |

આ ઉપરથી જણાશે કે હિદી સરટીફીકેટોમા ½ ભાગ દાવરની વેપારી કોલેજના વિદ્યારથીઓએ મેળવેલો છે, જ્યારે ½ થી ઓછો ભાગ બીજી સસ્થાઓના વિદ્યારથીઓએ મેળવેલો છે આ પરીણામોનો જાણવા જેવો ભાગ તો એ છે કે દાવરની વેપારી કોલેજના વિદ્યારથીઓના ૯૫ કુલ સરટીફીકેટોમાથી ૩૦ સરટીફીકેટો ઉચા નબરે વિદ્યારથીઓએ મેળવેલા છે સીનીઅર રાજનિતીશાસ્ત્રના તત્વોની પરીક્ષામા પાસ થનારાઓ સઘળા દાવરની વેપારી કોલેજના વિદ્યારથીઓ છે અને બેકીંગ અને કરન્સી, વેપાર અને ઉદ્યોગના કાયદાની પરાક્ષામા ડીસ્ટીનકશન સરટીફીકેટો દાવરની વેપારી કોલેજના વિદ્યારથીઓએજ મેળવેલા છે જાણવા જેવુ એ છે કે આ સઘળી પરીક્ષાઓ મુબાઇ, સીન્ધ, અમદાવાદ, મદ્રાસ વગેરેમા લેવામા આવે છે અને હિદી પરીક્ષાઓ આ સઘળા ભાગોને લગતા હોય છે

લડન ચેમ્બરની વેપારી પરીક્ષાઓ હર વખત ઘણીજ સખત હોય છે અને ડીરેકટર ઓફ પબ્લીક ઇનસ્ટ્રકશનને હિદી વિદ્યારથીઓના અસતોષકારક પરીણામોની બાબતમા ટીકા કરવી પડી હતી

---

# COMMERCIAL SUBJECTS.
# વેપારી વિષયો.

## EVOLUTION OF INDIAN INDUSTRIES.
## "હિંદુસ્તાનની ઔદ્યોગિક પ્રવૃત્તિ"
### ઉપસંહાર.

ઔદ્યોગિક પ્રવૃત્તિમાં પડેલા હિંદવાનોને ઉપયોગી થઇ પડે તેવી કેટલીક વાતો આહં આપી હવે આ લેખ સંપૂર્ણ કરીએ તો ઠીક.

દેશી બનાવટની વસ્તુ જાતે સારી હોવી જોઇએ એટલુંજ નહિ, પણ તેને એવા રૂપમાં લોકોની નજર પાસે મુકવી જોઇએ કે ખરીદનારને તેની ઉપયોગીતા બદલ જરાપણ અણવિશ્વાસ ઉભો થવા પામે નાહ. વસ્તુ જાતે ભલે બહુજ ઉત્તમ હોય. પણ જો તેને ખરાબ રીતે મુકવામાં આવી હોય તો તેની કીંમતમાં ઘણોજ ફરક પડી જાય છે. હિરાને ચાહે તો મેલા કાગળના પડીકામાં રાખો, અગર સોનાની વીંટીમાં રાખો—તોપણ હિરો તે હિરોજ રહેવાનો. એમ આપણે સમજીએ છતાં, સામાન્ય લોકોને વીંટીમાં જડાયા પછી તે વધારે મોહક લાગશે. તેવીજ રીતે હિંદુસ્તાનમાં તૈયાર થયેલું કેરીનું અથાણું જુના ટીનના ડબ્બામાં ભર્યું હોય તેના કરતાં નવા ડબ્બામાં ભરી તેના પર સાફ છાપવાળું લેબલ લગાડવામાં આવ્યું હોય તો તેની કીંમત વધારે થાય છે; અને તેના ગ્રાહક પણ વધારે થાય છે. કેટલાક પ્રદર્શનમાં-મુકેલી વસ્તુઓના ડબ્બા અને શીશીઓ જોવાથી આ વાતનું સૂચન કરવાની જરૂર પડી છે. ઘણીવાર દેશી દવાના ચૂર્ણો પીપરમેન્ટના શીશામાં, અગર હન્ટલી પામરના બીસ્કીટના લેબલવાળા ડબ્બામાં ભરીને પ્રદર્શનમાં મુકવામાં આવે છે. તે ખરેખર હાસ્યપ્રદ છે એટલુંજ નહિ, પરંતુ વ્યાપારી દૃષ્ટિએ પણ અહિતકારક છે. હિંદમાં કાચના કારખાના સારી રીતે જામી જાય તો આવા દોષો જલદી દુર કરી શકાય. કેટલાક દેશી વ્યાપારીઓ હવે લેબલની અને ઉપરની ટાપટીપની અગત્ય હાલમાં જોઇ શકયા છે તે આનંદની વાત છે. દેશી બનાવટના સાબુ, સેન્ટ, બહુજ આકર્ષક રીતે બંધ કરવામાં આવે છે; અને તેમજ સુંદર નમૂનેદાર પેટીમાં અને કાગળોમાં મુકવામાં આવે છે.

જાહેર ખબર સંબંધી બે ચાર શબ્દો લખી શકાય તેવું છે આ યુગ જાહેર ખબરનો છે. જો વિજય મેળવવો હોય તો ધંધાની જાહેરાત બહુ સારી રીતે થવી જોઇએ. જાહેર ખબર આપવી એ ખર્ચાળ કામ છે, પરંતુ જો તે સમજ પૂર્વક આપવામાં આવે તો તે બહુ લાભદાયક છે. ધંધામાં સારી રીતે નફો મેળવનારી એક પણ પેઢી નહિં હોય કે જેની જાહેર ખબર કદી ફેલાઇજ ન હોય. જાહેર ખબરમાં પૈસા નાંખી દેવા જેવું ઘણા દેશી વ્યાપારીને લાગતું હશે; કારણ કે તેમાંથી

વ્યાજ જેવો કશો પણ પ્રત્યક્ષ બદલો મળતો નથી. જાહેર ખબર તરફ અણગમો ઈચ્છવા જોગ નથી. જાહેર ખબરના શબ્દો યુક્તિ પૂર્વક પસંદ કરવા જોઈએ. જાહેર ખબર લખવાની એક કળા થઇ પડી છે; અને આવી કળા ધારીને યુરોપમાં તો સારૂં વેતન મળી શકે છે. "વીલીયમની પીંક પીલ્સ" ની જાહેર ખબરના પરેશાકનાં કયો વાંચનાર ફરી ફરીને નહિં સપડાયો હોય?

ધંધામાં દૃઢ વિશ્વાસ એ વિજયનું એક લક્ષણ છે. જે માણસ એમ વિચાર કરતો હશે કે—આમ કરવાથી કદાચ લાભ મળે, તેથી ચાલો જરા અજમાવી જોઈએ—તે માણસ કદી ધંધાને આબાદ કરી શકશે નહિં તેને તો પોતાના ધંધામાં સંપુર્ણ વિશ્વાસ હોવોજ જોઇએ. વળી ધંધા માટે અડગ ઉત્સાહ પણ હોવો જોઇએ—જે માણસ પોતાના ધંધા સંબંધી આખો દિવસ વિચાર કર્યા કરે, અને રાતે પણ જેને ધંધાનાજ સ્વપ્ના આવે તે માણસજ પોતાના ધંધાને આબાદ કરી શકે તો મી. આલ્ફ્રેડ ચેટર્ટન નામના ઈંગ્રેજ ગૃહસ્થ આ વર્ગના મનુષ્ય હતા. તેઓએ મદ્રાસમાં "એલ્યુમીનીઅમ" ના કારખાનાની આબાદી વાસ્તે સંભવ જોયો; સરકારને ઉત્તેજન વાસ્તે અરજ કરી; સરકારે યોગ્ય ઉત્તેજન આપવાને ના કહી; છતાં પોતાના વિશ્વાસ અને ઉત્સાહથી પોતાની સરકારી નોકરી છોડી, યુરોપની ખાનગી કંપનીની સહાયથી એ કામ પાછળ પડી સરકારને બતાવી આપ્યું કે એલ્યુમીનીઅમનું કારખાનું નભી શકે તેવું છે. પરિણામે દેશમાં એક કાયમનો ઉદ્યોગ ઉભો થયો છે.

ઉત્સાહી હોવા ઉપરાંત ધંધાના નાયકે બનતાં સુધી મળતાવડો સ્વભાવ રાખવાની જરૂર છે. જેમ બને તેમ બધાને પ્રસન્ન રાખવા એ દરેક મનુષ્યની ફરજ છે. છતાં ધંધાના નાયકમાં બીજાને પ્રસન્ન રાખવાનો ગુણ ખાસ કરીને તેના વ્યાપારના નફામાં ઉમેરો કરી આપે છે. લોક—પ્રીતિ—એ દુનીઆમાં બધા કાર્યમાં જરૂરની છે પરંતુ વ્યાપારના કામમાં તેની કીંમત વિશેષ થાય છે. વકીલોને, ડોકટરોને, દરજી, સોની, આદી ધંધાદારીને ખબર હશે કે લોકપ્રીતિ એ કમાણી વધારનાર કેવડું મોટું કીમતી સાધન છે.

દરેક પ્રકારના વ્યવહારમાં ઉંચી પ્રતીની પ્રમાણીકતાની જરૂર છે તે સિદ્ધાન્ત પ્રતિપાદન કરવાની જરૂર નથી. લોક પ્રીતિ કરતાં લોક પ્રતિષ્ટાની બહુ જરૂર છે. જે બુદ્ધિશાળી ધંધાદારીને સર્વ માણસો માન આપે છે, જેની જીભાનની કીમત લેખ કરતાં પણ વધારે થાય છે, જેને સર્વ લોકો નીચતા અને કપટના મેલથી મુકત સમજે છે તે માણસનેજ વધારે ને વધારે રોજગાર મળે છે. હાલના જમાનામાં વ્યાપારિક નીતિનું ધોરણ બહુ ઉંચું નથી, ઘણાજ કાવાદાવા, ઘણાજ દાવપેચ, વ્યાપારીઓ ચલાવી રહ્યા છે. તેવા વખતમાં જે માણસ તદન સીધીરીતિનો હોય છે તે ખાસ કરીને લોકોના ધ્યાનપર જલદી ચઢી શકે છે.

પહેલાં પ્રકરણમાં વ્યાપારમાં સ્વદેશાભિમાનની દિશા બનાવવામાં આવી હતી. તે સંબંધી એક બીજું સૂચન અત્રે કરી દેવાય તો ઠીક. ખોટાં યુરોપીઅન નામ ધારણ કરી દેશી પેઢી ચલાવવામાં આવે છે, અને તે નામથી જાહેર ખબર ફેલાવવામાં આવે છે તે પદ્ધતિ હિંદવાનોમાં સ્વદેશ અભિમાનની ખામી સુચવે છે. યુરોપીઅન નામથી ચાલતી પેઢીમાં લોકોનો વધારે વિશ્વાસ બેસશે. અને વધારે ગ્રાહક મળી શકશે એવો ધારણાથી આમ કરવામાં આવે છે. આવી કોઇકજ પેઢી સારી રીતે આબાદ થઇ શકે છે. બાકી ઘણી ખરી તો નિષ્ફળ નીવડી છે. જે પેઢી પરદેશી નામથી સારી રીતે ધમધોકાર ધંધો ચલાવે છે તે નામને લીધે નહિં પરંતુ તે પેઢીના માલની શ્રેષ્ટતાને લીધેજ છે એમ સમજવું. આ પદ્ધતિથી હિંદની પ્રતિષ્ટાનો ભંગ થાય છે. આત્મ-માન

જેમને છે તેવા હિંદી વ્યાપારીઓએ આ પદ્ધતિનો ત્યાગ કરવોઘટે છે.

અલં—હિંદની ઔદ્યોગિક પ્રવૃત્તિ પર ઘણી મોટી મોટી કીતાબો લખી શકાય, પરંતુ હિંદુસ્તાનની કાચી સમૃદ્ધિ—બીન ખેડાયેલી સમૃદ્ધિ—એટલી બધી છે કે, હિંદની ઔદ્યોગિક પ્રવૃત્તિપર મોટાં પુસ્તકો લખવાની જરૂર નથી. આ કાચી સમૃદ્ધિનો ઘણોજ વિકાસ થઇ શકે તેમ છે તે સંબંધી જરાપણ સંશય લાવવાનું કારણ નથી. અને હિંદુસ્તાનમાં ઉદ્યોગોનો વિકાસ થતો જાય છે એ જ્ઞાનથી માણસોમાં વધારે વધારે ઉત્સાહ પુરાતો જશે એ તદન સંભવિત છે આ પુસ્તકનો ઉદ્દેશ એટલોજ છે કે હિંદનો દરેક પુત્ર આ દૃષ્ટિ કાર્યમાં પ્રત્યક્ષ વા પરોક્ષ સહાય આપે. રાજમહેલમાં રહેતાં રાજવીરો, તેમજ ગામડાંનાં ઝુપડાંમાં રહેતાં કૃષીકારો, આ કાર્યમાં સહાયભૂત બને; જો વાંચનાર હિંદનો લાડકો પુત્ર હોય તો-પુછવું પડે છે કે પોતાની માતૃભુમી માટે તે કંઇ કરવા માગે છે કે? જો તે કોઇ ધંધાની શરૂઆત કરે, અગર વિકાસ કરે તો તેણે કંઇ કર્યું કહેવાય. પ્રત્યક્ષ રીતે આ કાર્ય ન કરી શકે તો પછી સારી પેઢીમાં પોતાનો મીલકત રોકી દેશના ધંધાને સહાય આપી શકે તો પણ તેણે કંઇ કર્યું કહેવાય.

હિંદુસ્તાનનું ભુતકાળ અતિ ઉજળું અને જ્વલંત હતું અને જો તેનું ભવિષ્ય તેટલુંજ ઉજ્જવલ અને જ્વલંત ન બને તો બહુ અફસોસ? પરંતુ ઔદ્યોગિક યુગ પ્રવર્તી રહ્યો છે. હિંદમાં તે હમણાંજ બેઠો છે; અને હિંદના પુત્રોએ કાળના પ્રવાહ સાથે ચાલવું ઘટે છે; અને હિંદને મહાન બનાવી હિંદના મહિમામાં તેમણે પોતે રાજતાં શીખવું જોઇએ.

હિંદની ઔદ્યોગિક પ્રવૃત્તિ.

સમાપ્ત.

---



---

ધી બોમ્બે ટાઇપ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ

## અર્થશાસ્ત્રનાં સિદ્ધાંતો.

(માસિક માટે ખાસ લખનાર મી જેઠીસન લ બારભાયા)

( ગયા અકના પાના ૨૦૮ થી ચાલુ )

આપણે મહાભારતના કાળ તરફ દ્રષ્ટી કરીએ તો જણાશે કે તે સમયે લોકો વિમાન (એરોપ્લેન), પવનપાદુકા (મોટરકાર) મા ફરતા અને તે વખતે લોકો ઉચી કીમમનો સર્વ પ્રકારનો કસબ જાણતા હતા તે વખતે લોકો ઝીણી બનાવટનુ ઉંચી કિંમતનુ કાપડ બનાવતા હતા, અને તે ઉદ્યોગ જોકે નષ્ટ થયો છે છતા ઢાકા જીલ્લામા થોડો ઘણો પણ રહેયો આધુનિક કાળનો હુન્નર તેની સાબેતી આપે છે ઇ સ સુમારે ૧૫૦૦ મા યુરોપિઅનો દેશાટણ કરવા અત્રે આવ્યા હતા,) અને તેમા પૈસો ખર્ચી અનુભવ મેળવી જતા આસ્તે આસ્તે તેઓએ કુશળતા મેળવી, પોતાના દેશમા સાધનો પેદા કીધા અને અત્રેથી રૂ લઇ જઇ ત્યા તેને વણી તેના સુતરમાથી કાપડ બનાવી અત્રે મોકલવા માડયુ, અને તે ત્યાથી આવવા છતા અત્રે સસ્તુ પડવા લાગ્યુ કાપડ જેઓએ બનાવ્યુ, અને મોકલ્યુ તેઓએ અગ મહેનત કીધી પરતુ તે અગ મહેનત પેદા કરનાર દેશાટણ કરી અનુભવ લેનારા અને મનની મહેનત કરનારા હતા આ જોતા મજુરોના અગભૂત રૂપે કષ્ટ લઇને મહેનત કરવી તે તેમજ અનુભવ સહિત જ્ઞાન અને લક્ષપૂર્વક અવલોકનનો સમાવેશ થયે ઉદ્યોગનો વ્યાખ્યા થવા પામે છે અને તે થયે સપત્તિનું એક મૂખ્ય અગ બને છે

ત્યાર બાદ તેના પેટા વિભાગોમા કામની વહેચણી આવી જાય છે સાધારણ કાડી બનાવવામા ભિન્ન ભિન્ન પ્રકારની ક્રિયા કરવી પડે છે લાકડાની ઝીણી સળીઓ બનાવવી, ગધક વગેરે મેળવી અગ્નિપ્રદિપ્ત કરનારો પદાર્થ બનાવવો, તેને સળીના ઉપર લગાડવો, તેને સુકવવો, સળીઓને સફાબધ કરવી, પેટીમા ગોઠવવી વગેરે હવે એકજ કામ રોજ કરવાથી કારીગરની પ્રવિણતા વધે છે ૧ રોજની ટેવને લીધે તે કાર્ય હાથ આવી ગયે તે કરવાની ચપળતા આવે છે ૨ એક કામ ત્યજી બીજુ કામ કરવા જતા તે શિખવુ પડે છે અને તેમ કરતા સમયનો વ્યય કરવો પડે છે તે બચે છે ૩ એકજ કાર્ય કરવાથી તેના ગુણ દોષ જાણી તેની ખોડ જાણવાનુ અને તેને લગતા સુધારા કરવાનુ સાધન પોતાની મેળે નજરમા આવે છે ૪ અને છેટલા તેના ઉપર પુરતુ લક્ષ આવી ગયે તેમા પ્રવિણતા અથવા શ્રેષ્ટતા મેળવવાનુ સુગમ થઇ પડે છે જે વ્યકિતએ પોતાના અવલોકનથી, પોતાની જાત મહેનતથી કિવા મનની તર્કશકિતથી જે વસ્તુ પેદા કરી હોય તેના ઉપર તે વ્યકિતનો હક કાયમ થાય છે અને તે નીતિશાસ્ત્રથી સિદ્ધ થાય છે, જેને અગે સુધરેલા જમાનામા ને વ્યકિત 'પેટન્ટ'–'સ્વમત્તાસ્તક વસ્તુ' મેળવવાનો દાવો કરે છે અર્થાત કે સૃષ્ટિમાની વસ્તુઓથી જૂદી પાડીને તેના ઉપર સસ્કાર કીધા બાદ આ વસ્તુ મારી એવુ કહીને તે પોતાને કામે લગાડવાની સત્તા ઉત્પન્ન કરી શકે છે જ્યારે પ્રજા, ઉદ્યોગને અગે આવી સ્થિતિ મેળવવા પામે છે ત્યારે દુનિયાની

જુદી જુદી પ્રજા સાથે પોતાની વસ્તુનો વ્યાપાર ચલાવે છે અને તે દ્વારા પોતાની મહેનતનો વ્યય કરે છે અને પાછી તેના પરિણામે અબાધ્ય વાણીજ્ય (Free Trade) પેદા થવા પામે છે અને તેમા વ્યાપારને અંગે મહેનત અને કામની વહેંચણી થવા પામે છે

**મહકારી ઉદ્યોગ.** (Co-operation) મહોદ્યોગને અંગે ઘણી પ્રકારની અમુલ્ય સેવા બજાવી શકાય છે જુદા જુદા લોકોએ મળી પોતાના નાણા ભરી એક સંસ્થા પેદા કરવાની હોય તેમા દરેક ભાગીદારની નાણા આપવા પુરતી સાહ્ય હોય છે જો તે સાહ્ય ન હોય તો તે સંસ્થા પેદા થવા પામેજ નહિં આ રીતિએ મહોદ્યોગ પેદા થવા પામે છે. અર્થાત કે ઘણી વ્યકિતઓનુ અમુક કામમાં સાથે મળવુ એક મનુષ્ય એક કામ કરે અને તેવી રીતે જુદા જુદા બે માણસો કામ કરે તેના કરતા તેજ કાર્ય સાથે મળીને બે મનુષ્યો કરે તો તે કાર્ય જલદી કરવા પામે. આ સહકારી ઉદ્યોગ બે વિભાગમા વહેંચાયેલો હોય છે

૧ કેવલ સહ-ઉદ્યોગ અમુક માણસો મળી માત્ર એકજ કામ કરે તે જેમકે જુદી જુદી વ્યકિતઓ મળી એક સંસ્થા ઉભી કરે તે.

૨ મિશ્ર સહ-ઉદ્યોગ એટલે ભિન્ન ભિન્ન વ્યકિત ભિન્ન ભિન્ન વિભાગમા મદદ કરે તે એટલે કે ઉપલી સંસ્થા ચલાવવામા જે કામે લાગેલા હોય

એક ભાગીદારોની થાપણે ઉભી કરવામા આવેલી બેન્કમા ભાગીદારો (Share holders) માં કેવલ સહેદ્યોગ છે, ત્યારે બેન્કને ચલાવનારા મહેનત કરનારા માર્ગોપદેશકો (Directors), વહીવટદારો (Managers), કારકુનો (Clerks), દલાલો વગેરેનો મિશ્ર સહેદ્યોગ છે.

**હથીઆરરૂપી મદદ.** કેટલીક મજુરી એવી છે કે જે હથીઆર રૂપી અગર યંત્ર સંચાઓ અને ઓજારોરૂપી હોય છે. ગમે તેવું લખવા અથવા લીંમોટા કહાડનાર બાલકને પણ લખવા માટે કંઇક સાધન જોઇશે. તેમજ કોઇપણ વસ્તુમાં છિદ્ર પાડવા અથવા ભાગી ફોડી નાખવા માટે કાઇપણ સાધન જોઇશે આ સાધન તે હથીઆરરૂપી મદદ છે. એવી મદદમાં યંત્રો, સંચાઓ, ઓજારો વગેરેનો સમાવેશ થાય છે. વિદ્યા અને જ્ઞાનનો ફેલાવો થતા સંચાઓ અને યંત્રોની કિંમત વધતી જાય છે સુરતથી મુંબઇ આવવા માટે આગગાડી તાણનાર અગ્નિરથ (ઇન્જીન) જે કાર્ય કરે તે મનુષ્ય પોતાની મેળે કરી શકે નહિ ને રીતીએ અંગ મહેનતદ્વારા અને અક્કલ જર્જવાથી ઉત્પન્ન થયેલા યંત્રો સંચાઓ અને ઓજારોની મદદ પણ એક સાધનભુત થઇ પડે છે

મહેનત અથવા મજુરીમાં સહાય થનારાં અથવા ફાયદો કરનારા બીજા સાધનોને કાય કરનારની પ્રવિણતા, બુદ્ધિ, સારો આધાર, વિશ્વાસ અને ખત વગેરેનો છે. કાર્ય કરનાર કારીગરની નિપુણતા તે મહેનતને, મદદ આપનારી ખરી અને મુખ્ય ચીજ છે, બુદ્ધિ તેને મદદ આપે છે, સદ્આચાર તેને સારે માર્ગે દોરે છે, વિશ્વાસથી તે ખીલવા પામે છે અને ખત તેને પરિપૂર્ણ કરે છે માટે આ બધાં સાધનોનો પણ તેમાં સમાવેશ થવા પામે છે. આ પરિપુર્ણ સમજવા માટે મિસીસ ફોસેટ તેનો ચિતાર નિચે મુજબ આ લખે છે:—

| material<br>પદાર્થરૂપી | and<br>અને | moral<br>માનુસિક. |
|---|---|---|
| ૧ કામની અથવા મજુરીની વહેંચણી.<br>૨ સહેદ્યોગ<br>૩ સંચાઓ, ઓજારો, યંત્રો. | તેની સાથે<br>કાર્ય કરનારની | પ્રવિણતા ૧<br>બુદ્ધિ. ૨<br>સદાચાર, ૩<br>વિશ્વાસ ૪<br>ખત ૫ |

પરોક્ષ અને અપરોક્ષ મજુરીનો વ્યય. પરોક્ષ મજુરીનો વ્યય પરોક્ષ પ્રકારે અને અપરોક્ષનો અપરોક્ષ રીતિએ વ્યય જ્યારે કરવામાં આવે ત્યારેજ તેનું સુત્ર ખરૂં સમજવા પામે છે. આપણે સદા પીવાના કાચના રકાબી પ્યાલા લાવીએ અને તે એક ડઝનના રૂપીઆ ચારે ખરીદીએ તો ધારો કે તેના બનાવનારને રૂપીઓ એક મળ્યો, જો તે રોજ ફોડીનાંખી રોજ નવા લાવીએ તો પ્યાલા રકાબીના બનાવનારને નફો થાય અને તે ધંધો ખીલે પરંતુ તે ખરો વ્યય કહેવાય નહિં, કારણ કે જેની સ્થિતિ રોજ પ્યાલા રકાબી ખરીદવા માટે રૂપીઆ ચાર ખર્ચવાની છે તે તો દૈવિક વ્યય જો ભિન્ન ભિન્ન વસ્તુઓ ખરીદવામા કરવામાં આવે તો અનેક પ્રકારના ઉદ્યોગને સાહ્યતા મળે.

**દેશની આબાદી તે જેમ વ્યાપારથી છે તેમ વ્યાપારને વધારનાર તે ભિન્ન ભિન્ન પ્રકારની મેહુનત છે.** એક દેશના લોકો જ્યારે બીજા દેશમાં જઇને વસવા પામે છે ત્યારે તે નવો વસાયલો દેશ ઘણું કરીને વધુ સુધરેલો થવા પામે છે. કારણ કે ત્યાં આવીને વસનારાઓ પોતાને મળેલા અનુભવ દ્વારા ઉત્તમ રીતની વ્યવસ્થા કરે છે. અમેરિકાનો ઇતિહાસ જોતાં સહજ જણાશે કે તદન જંગલી દેશ ત્યાં આવીને વસનારાઓએ પોતાની જન્મ ભૂમિના શ્રેષ્ટ ભાગ કરતાં વધુ ઉત્તમ બનાવી સર્વોત્કૃષ્ટ કીધો. હિંદમાં આપણે નજર કરીએ તો અંગ્રેજોએ પોતાનું ઠાણું મદ્રાસમાં નાંખ્યું અને પછી કલકત્તામાં રાજ્યધાની સ્થાપી. આપણને સહજ રીતે જણાય છે કે મદ્રાસ કરતાં કલકત્તા વધુ સારૂં છે. તે પછી મુંબઇ બંધાયું તો તેના રસ્તા કલકત્તાના આંતારિક ભાગ કરતાં વધુ સારા છે. કોલંબો મુંબઇ પછી થયું તો મુંબઇ કરતાં જેમ ચઢીયાતું છે તેમ કોલંબો પછી બધાયલું રંગુન બધાં કરતાં વધુ શ્રેષ્ટ છે. મુંબઇને સુધારવા માટે શહેર સુધારા સમાજ (City Improvement Trust) મુંબઈને પચીસ વર્ષ બાદ કેવું ઉત્તમ બનાવશે તેનો ખ્યાલ માત્ર બર્મા જોવાથી આવી શકે એમ છે, પરંતુ બર્માં મુંબઇને સુધારવામાં આવતું હોવાતુ ભવિષ્યમાં મુંબઇ બર્મા કરતાં ઉત્તમ થવા પામે એમાં નવાઈ નથી. અને આ રિતીએ મજુરીના અંગભૂત રૂપે પ્રાહુતગારી, દેશાટણ, અવલોકન વગેરેનો પણ સમાવેશ થાય છે. આ બધું સાધન પેદા કરનાર એ મુંડી અથવા થાપણ, કિંવા ભંડોળ છે, જે આપણે હવે પછી જોઇશું. દરમ્યાન **જમીન** અને **મહેનતન** અંગે રહેલા વિભાગો તરફ દ્રષ્ટિ નાંખીશુઃ—

---

## પ્રકરણ ૩ જું.

---

### ભંડોળ, થાપણ અથવા પુંજી.

---

**જન સમાજની સંપત્તિને** ઉત્પન્ન થવાનું સ્વાભાવિક અને પ્રત્યક્ષ પ્રમાણે દેખાઇ આવતું કારણ આપણને ઉત્પાદન કિવા ઉપજ કયારે જણાશે કે **જમીન** તેમજ **મજુરી** અથવા મહેનત અને તેની સાથે મદદ કરનારી વસ્તુ **ભંડોળ** તરફ જોશું ત્યારે જણાશે કે આ ત્રણના એકીકરણે સંપતિનું એક અંગ ઉપજ સંભવે છે. માલ અને જનસમાજની રીતિ નીતિનું રક્ષણ કરવા માટે રાજ્યની સ્થાપના, તેની રચના અને વ્યવહાર થાય છે ત્યારબાદ ઉદ્યોગનો વધારો થાયછે અને ભિન્ન ભિન્ન ઉદ્યોગો અનેક પ્રકારની મહેનત કહેતાં મજુરીને જન્મ આપે છે, અને તે મજુરી અને ઉદ્યોગ જમીન ઉપરજ થઇ શકે છે. તે જોતાં આપણે પહલાં પ્રકરણમાં જેમ જોઇ ગયા તેમ **જમીન** એ મૂખ્ય પછી **મહેનત** એ બીજી તેમ ભંડોળ એ તેને મદદ કરનારી અનુક્રમે ત્રીજી વસ્તુ છે. એક વ્યકિતએ જે પેદા કર્યું અને તે તેના ખપ કરતાં વધુ હોય તો તે

બીજાને આપે છે આ પ્રમાણે અદલાબદલીનો વ્યવહાર શરૂ થયે વ્યાપાર આપોઆપ ચાલવા માંડે છે, અને તે બાદ તેની યોગ્યતા વિષે વિચાર કરવામાં આવેછે, અને યંત્ર સંચા, આદિત્ય ઉત્પન્ન કરવાની પ્રવૃત્ત ત્વરાએ ખીલવા પામેછે, જે ખીલવવા માટે જે સાધન જોઈએ છે તે ભંડોળ છે.

ભંડોળ એટલે નાણાં એમ સમજવું એ ભુલ ભરેલું છે. કારણકે નાણા એજ ભંડોળ હોય તો પછી ભંડોળ એ સંપત્તિ ઉત્પન્ન કરવાનું સાધન છે એમ કહેવું ખોટું ઠરે. ખરી રીતે સંપત્તિ પેદા કરવામાં નાણાં જાતે કશાંએ કામ લાગતાં નથી. પરંતુ સંપતિ પેદા કરનાર જે સાધનોની જરૂર હોયછે તે મેળવવા અને અદલાબદલી કરવા ખાતર સ્વિકારેલી વસ્તુ એ નાણાં હોય છે તેને અંગેજ નાણાંની જરૂર પડેછે. આ ઉપરથી એટલું તો સ્પષ્ટ થશે કે નાણું એ સંપતિ નથી તેમજ ભંડોળ એટલે માત્ર નાણાં એમ પણ ઠરતું નથી. નાણાં એ માત્ર મૂલ્ય આંકવાનું માપ છે. આપણે કોઇને પુછીએ કે ફલાણો આસામી કેવી ગણાય? તો તેના જવાબમાં એમ ઉત્તર મળે કે બે લાખની એનો અર્થ એમ નથી થતો કે તેની પાસે બેલાખ રૂપીઆ ભરી રાખેલા છે. પરંતુ તેની પાસે જે સંપત્તિ છે તેનો સુમારો બેલાખ રૂપીઆ જેટલો થવા જાયછે, અર્થાત કે નાણું એ ગણના કરવાનું અને વિનિમય (અદલા-બદલી) કરવાનું ઉત્તમ તેમજ સર્વ પ્રજાએ અને દેશે સ્વિકારેલું સાધન છે.

આધુનિક લડાઇ તરફ દૃષ્ટિપાત કરીએ તો જણાય છે કે નામદાર અંગ્રેજસરકાર દરિઆ ઉપર પોતાનું સર્વોપરિ બળ બતાવી શકી છે તેનું કારણ નામદાર સરકાર પાસે રહેલો બળવાન કાફલો છે હવે એક વખ્તે એમ ધારીએ કે આ કાફલો ઉભો કરવા માટે નામદાર સરકારને જેટલો ખર્ચ થયો હશે એટલું નાણું તીજોરીમાં જો સંઘરી રાખ્યું હોત તો તે તેને બદલે કામ લાગત ખરૂં? એક દેશમાં દુકાળ પડે અને કોઇ પણ સ્થળે દાણાનો એક કણ પણ ન મળે અને બીજા દેશ જોડે વ્યવહાર ન હોય કે ત્યાંથી દાણો આવી શકે તો શું ત્યાં રહેલું અઢલક નાણું લોકોનો જીવ બચાવવા ખાવાના ઉપયોગમાં આવે ખરૂં? આટલા માટે ભંડોળનો ખરો અર્થ શો થાય છે તે જાણવાની આવશ્યકતા છે.

ભંડોળ કોને કહેવાય? મેળવેલી વસ્તુનો જે ભાગ ભવિષ્યમાં વધુ વસ્તુ મેળવવા અને તે સંપતિ ઉત્પન્ન કરવા અથવા સંપતિમાં વધારો કરવાના કામમાં આવે અથવા પાસે તે માટે બચાવેલો જે ભાગ હોયતે

આપણે ઉપર જોઇ ગયા તેમ અદલાબદલીની ઉપયોગી વસ્તુ તે નાણુંછે અને તે નાણું અમુક પ્રમાણમાં દરેક દેશમાં રહેલું હોય છે હવે અમુક વ્યક્તિ પાસે એમ ધારીએ કે એક હજાર રૂપીઆની પુંજી છે અને એક હજાર રુપીઆની જમીન છે. જમીન ઉપર રહી તે હજાર રૂપીઆમાંથી પોતાના ગુજરાન માટે ખર્ચ્યા કરે તો લાંબો વખત સુધી ચાલે નહિ કારણ કે હજાર રૂપીઆ તમ થતાં ખલાસ થઇજાય. હવે તેને બદલે તે હજારે હજાર રૂપીઆ એક વખત સામટા ખર્ચી તે વડે યંત્રો મંગાવી અને મજુરી માટે ખર્ચી જમીન ઉપર નવીન પ્રકારનો હુન્નર કરે અથવા જમીનમાં ખેતી ચલાવે તો તેને તેનો બદલો દીર્ઘકાળ સુધી મળતો રહે. વળી તે બદલામાંથી થોડું ખર્ચી થોડું બચાવે તો તે પાછું જમીનમાંજ ખર્ચવાથી જમીનમાંથી વધુ નફો મેળવી શકાય અને વળી તેને અંગે જુદા જુદા મજુરોને પણ રોજી આપી શકાય. જમીન, મહેનત અને ભંડોળના એકીકરણે જે ઉપજ થઇ તે સંપતિ કહેવાઇ અને તે વ્યકિત જમીન અથવા હુન્નરની કમાણીને અંગેજ સંપતિદાર કહેવાયો. આપણે સાધારણ રીતે વિચાર કરીએ તો જણાશે કે રૂનાં બીયાં વાવ્યા પછી તેનાં

ઝાડ ઉગે, દીડવાં નીકળે અને પછી તેમાંથી રૂ કાઢી તેને કાંતી કાપડ બનાવવામાં આવે અને તે સિવડાવી આપણે પહેરીએ તેની વચ્ચે કેટલા મહિના નિકળી જાય. એટલો વિચાર સહેજ કલ્પના કરાવશે કે કર્મકારો જે ચીજ પેદા કરવા માટે કામે લાગ્યા હોય તેના જ ઉપર તેઓથી ટકી શકાય નહિ. એટલા માટે તે ચીજ ઉત્પન્ન કરે તેના ઉપર જે મહેનત લાગે અથવા તે મજુર ખર્ચે તેના પ્રમાણમાં તેને ખાવા માટે બદલો મળવો જોઇએ, અને તે બદલો તે મજુરને એક અમુક વ્યક્તિએ પહેલાંથી ઉત્પન્ન કરી રાખેલાં દ્રવ્યમાંથી મળે છે અને તે દ્રવ્ય તેજ ભંડોળ છે.

ચાલુ કાળમાં આવા મહેનતાણાં બદલ જેમ નાણુ આપવામાં આવે છે તેમ અસલના જમાનામાં ખેડુતો પોતાના મજુરોને આગલા વર્ષે પેદા થયલુ અને તેમાંથી સંગ્રહી રાખેલું અનાજ આપતા હતા, તે જોતાં હાલમાં જેમ નાણું એ ભંડોળની જગ્યા સાચવે છે તેમ અનાજ એ પણ ભંડોળ હતું. ખરી રીતે સોનું, રૂપું, ત્રાંબુ, કાસું કે નિકલ કોઇ પણ ધાતુ કોઇ પણ વ્યક્તિનું પેટ ભરવાના કામમાં આવતી નથી. પરંતુ તેના વિનિમયથી ખાવા માટે અનાજ અને પહેરવા માટે લુંગડાં મળે છે એટલા માટેજ તેની જરૂર રહે છે. જો તે આપવાથી તેને બદલે અન્ન પાણી વગેરે જીંદગી ટેકવવાનાં સાધનો ન પ્રાપ્ત થતા હોય તો નાણાંને કોઇ સંગ્રહેજ નહિ. આનાં ટેકામાં મીસીસ ફોસેટ એક ઉદાહરણ નિચે મૂજબ આપે છેઃ—

"એક વખ્તે એક લશ્કરે પારકા મુલકમાં જઇને ત્યાં આગળનાં શહેરને ઘેરો ઘાલ્યો અને તેથી ત્યાનાં લશ્કરને નાસવું પડયું. નાસવા માટે તે લશ્કર એવું તો સકંજામાં આવી ગયું હતું કે જેમ બને તેમ સાથે ઓછો સામાન રાખવાની જરૂર પડી હતી. આથી ભાર ઓછો કરવા તેઓએ નાણાંની પેટી નાંખી દીધી. થોડાક અણસમજુ સિપાઇઓએ પૈસાદાર થવાના વિચારથી તેમાંથી પૈસા કાઢી પોતાનાં સઘળાં ખીસાં ખીચોખીચ સોનાની મહોરોથી ભરી દીધાં. દુશ્મનના મુલકમાં તેઓ પાસેથી નાણું લઇ તેના બદલામાં કોઇ તેઓને કશુંએ આપે એવું નહોતું અને તેથી આખરે તેઓને નાણાંનો ભાર બહુ લાગ્યો અને છેવટે કંટાળીને તે નાણાં ફેંકી દેવાં પડયાં. ઉલટો તેથી એટલો ગેરફાયદો થયો કે નાહકનો ભાર ઉચકીને નાસવાની હેરાનગતિ ખેંચવી પડી.

છતાં મજુરી ભંડોળમાંથી અપાય છે અને તેથી ભંડોળનો વ્યય થાય છે એવું પણ નથી. મી૦ હેનરી જયોર્જ નામના ગ્રંથકર્તાએ "પ્રોગરેસ એન્ડ પોવર્ટી" (Progress & Povrty) નામનાં પુસ્તકમાં જણાવ્યું છે કે મજુરીથી જે વધુ મૂલ્ય ઉપજે છે તે મુલ્યમાંથી મહેનતાણું આપવામાં આવે છે. એક હિરાનો પાસા પડયા વિનાનો પથરો લઇએ જેની કિંમત બે રૂપીઆ પણ નહિં થાય. તેને પાસા પાડી બરોબર ઘસવાના સો રૂપીઆ આપ્યા બાદ હિરાની કિમત પાંચસો રૂપીઆ થઇ તે જોતાં જે રૂપીઆ મજુરી થઈ તે મૂલ્ય વધારવાને અંગે હતી. આથી સમજાશે કે મજુરોને મહેનતાણું આપવા તરફ વ્યય કરવામાં આવ્યો હોય તો તે તોટો નથી પણ તે વસ્તુનું મૂલ્ય વધારે છે. એક ચેળા સંપત્તિ ઉભી કરવી એજ દોહીલું છે જયારે તે પેદા કરવામાં આવી ત્યારે તેને બમણી કે ચારગણી કરવાનું કાર્ય તેટલું ભારે હોતું નથી. આપણે એમ ધારીએ કે એક હજામને હજામત કરવાની સારી દુકાન (Hair Cutting Saloon) કાઢવી છે અને તેનો ખર્ચ પાંચસો રૂપીઆ લાગે છે, તો તે પાચસો રૂપીઆ પાસે ન હોય ત્યાં સુધી તેણે તેના પિતા તરફથી વારસામાં મળેલી ઢાપતીને બાથે લઇને ઘેરઘેર ફરી હજામત કરવી પડશે. ત્યારબાદ જ્યારે પાંચસો રૂપીઆ ભેગા કરે અને દુકાન કાઢી સારો નફો મેળવી શકે

ચારેજ તેની દુકાન દુકાનનું રાચરચીલું, અરીસા, કાતર, સાણુ, વગેરે સર્વસ્વ સામાન તેની સંપત્તિમાં લેખાય. અને ત્યારબાદ તેમાંથી થતો નફો કરકસરથી ખર્ચે અને બાકીનું બચાવેલું થોડું થોડું સંપત્તિમાંજ નાંખતો રહે તો તે પોતાનો ઉદ્યોગ વધુ ખીલવી શકે તેમજ બીજાને પણ ફાયદો કર્તા થાય.

ભંડોળ બીજી કઇ કઇ રીતિઓએ મદદ લાગે છે? ભંડોળની પુંજી ઉપજ કરવામાં જે મદદતા આપે છે તેથી માત્ર કર્મકારોનું પોષણ કરવા માટેજ નહિં પરંતુ ભવિષ્યમાં ઉપજ કરવા માટે ઉપર કહી ગયા તેમ મુડી મકાન, યંત્રો, વગેરે જે જે માટે જોઇએ તે બધામાં કામ લાગવું જોઇએ. આનો પ્રત્યક્ષ દાખલો કોઇ પણ ગીરણી (Mill) નો વાર્ષીક હિસાબ જોવાથી મળશે, કે વર્ષમાં થયેલા નફામા ભાગીદારોને પ્રમાણસર નફો વેહેંચી કયારે આપવામાં આવે છે કે સંચાકામ, મકવી, વિમો વગેરે ભિન્ન ભિન્ન કાર્ય માટે ભંડોળનો વ્યય કરી દરેક વસ્તુન ( ભંડોળમાં તેમાંથી વધારો કરવામાં આવે અને ભવિષ્ય માટે બાકી રકમ સિલક લઇ જવામાં આવે ત્યારેજ. આના ટેકામાં જાણીતો અર્થ શાસ્ત્રી મીલ કહે છે કેઃ—"ઉપજ કરવામાં પુંજીની મદદ અને કામપુરતો તેથી મળતો ટેકો, રક્ષણ અને હથીઆર તેમજ દરેક સાહિત્ય માટે વ્યય કરવા જેટલું જેમાંથી આપવામાં આવે અને તે ઉપરાંત પાછું તે કાર્ય મહેનતાણુ આપી ચલાવી શકાય એટલી અવશ્યકો પ્રથમથી પુરી પાડવા માટે જે ચીજની યોજના કરવામાં આવી હોય તેજ ભંડોળ.

વસ્તુના ખપ પુરતો મહેનતાણાનો આધાર હોઇ શકતો નથી ઉપર સમજાવવામાં આવ્યું કે જેટલું ભંડોળ સાહિત્ય ભેગું કરવામાં વાપર્યું હોય તે ભંડોળ ગણાય નહિ પણ તેની તે થકી નવીજ ઉપજ કરવા માટે વાપર્યું હોય તેજ ભંડોળ છે. એક માર્ગી કોઇ એમ કહે કે દ્રવ્યથી વૈભવની વસ્તુઓ લેવામાં આવે છે તેથી અમુક પ્રકારની મહેનતને ટેકો મળે છે અલબતાં તેથી ટેકો મળે છે પણ તે ટેકો નજીવો છે. એક વ્યાપારીને પ્રત્યેક વર્ષે ૫૦૦૦ હજારનો નફો થાય છે તે સંગ્રહી દસ વર્ષે તેણે ૫૦૦૦૦ હજારનો એક હિરો લીધો તેથી હીરાના વ્યાપારીને ફાયદો થયો પરંતુ તે વ્યાપારી દર દસ વર્ષે હિરો ખરીદશેજ એવું હોઇ શકતું નથી. તેને બદલે તેણે ૩૦૦૦ દર વર્ષે પોતાના ધંધામાં રોકી પોતાનો ઉદ્યોગ ખીલવ્યો હોયતો પ્રત્યેક વર્ષે જે ૫૦૦૦ હજારનો નફો કરતો હતો તે તે વધારવા પામ્યો હોત અને તેને લીધે વધુ પ્રમાણમાં મનુષ્યોની રોજી વધી હોત. છતાં હિરો વેચવા જાય ત્યારે તેની કિંમત ઉપજતી હોવાથી તે પૈસા નકામા ખર્ચાયલા હતા એમ કહેવાય નાહ પરતુ હિરા રૂપે તેની સંપતિમાં તે પુંજી રહેવા પામી છે. એક પચાસ રૂપીઆ કમાનારો કારકુન દર માસે ચાર રૂપીઆની કાગળની બીડીઓ (Cigrettes) ખરીદી તે કુંકી તેનો ધુમાડો કાઢવામાં ખર્ચે છે અને તેથી બીડી બનાવનારને રોજી જાગે છે, પરંતુ તે ચાર રૂપીઆની બીડીઓ કુંકવામાં ન ખર્ચ્યા હોત તો શું. થાત? બીડી બનાવનાર ખપ ઓછો થવાથી તે પ્રમાણમા પોતાનો ધંધો ઓછો કરત અને ઉભય વ્યક્તિઓ પાસે રહેલી વધારાની રકમ એવે સારે ઠેકાણે વાપરી શકત કે તેથી જેમ તેઓને તેમજ અન્યને વધુ નફો મળત. ઘણા લોકોના મનમાં એમ હોય છે કે વૈભવના પદાર્થો લેવામાં થતા ખર્ચથી વ્યાપારને ટેકો મળે છે. આ ધારવું કેટલે દરજ્જે ખોટું છે તે ઉપલા દાખલાથી જણાશે વૈભવના પદાર્થો વાપરવાથી મજુરિઆત વર્ગને બીલકુલ ફાયદો થતો નથી અને તેના પદાર્થો ખરીદનારાઓના પૈસા ખેતીવાડી અથવા ઉદ્યોગમાંથી કમાણી કરીને આવતા હોય અને તે ખર્ચાતા હોય તો તેથી તે ધંધને

અને તેના કર્મકારોને બમણું નુકશાન છે. કારણ કે પ્રથમ તો જેટલી રકમના વૈભવના પદાર્થો ખરીદવામાં આવ્યા હોય તેટલી રકમ મુસારાના ભંડોળમાંથી કમી થવા પામે છે, અને તે બાદ બીજું એકે દ્રવ્યની ઉપજ અને તેથી કરીને ભંડોળનું તૈયાર થવું અટકે છે. આ વસ્તુના ઉંડાણમાં જ્યારે આપણે જઇએ ત્યારે જણાશે કે સ્વદેશી વસ્તુનું પોષણ કરવું એ જેટલી આપણી ફરજ છે તેટલી વિદેશી વસ્તુ ખરીદવામાં આપણી અધમતા છે. પાંચ રૂપીઆ વિદેશી કાપડમાં ખર્ચવાથી તે પૈસા ગયા અને તેથી આપણો દેશ એટલો ધનસંપત્તિમાં ઓછો થયો અને તેટલો ઉદ્યોગ વધારવાનુ વિદેશને સાધન પ્રાપ્ત થયું. એટલીજ રકમ સ્વદેશી કાપડ ખરીદવામાં ખર્ચવામાં આવેતો આપણો હુન્નર ખીલે અને તેના પ્રમાણમાં ધન સંપત્તિની આબાદી તેવીજ રહેવા પામે. આ ઉપરથી આટલું તો પુરવાર થાય છે કે મુડી તે ખર્ચનું નહિ પણ ઉગારાનું ફળ છે. (ઑન.) મીં૦ ચીમનલાલ સેતલવડ આના ટેકામાં નિચે મુજબ ઉદાહરણ આપે છે:—

"એક મોટા ગામની ચોરાશી જમાડીએ તો સહેજે ૧૦૦૦ મણ લાકડાં બળે. એટલા માટે એટલાં લાકડાં પુરતું દ્રવ્ય વ્યર્થ ગયું. તેમાંથી માત્ર ફળ એટલુંજ મળ્યું કે કેટલાક બ્રાહ્મણો મિષ્ટાન્ન ઝપાટી ઘડીએક ખુશ થયા. હવે જો એટલાંજ લાકડાં કોઇ સંચામાં અથવા પૈસા બીજા કોઇ ધંધામાં વાપર્યો હોતતો તેમાંથી ઉત્પાદક ફળ પ્રાપ્ત થાત. સઘળા અનુત્પાદક વ્યયથી દેશની મુડી ઘટે છે અથવા તો તે વધતી અટકે છે. ભીખ આપવાથી કર્મકારોને ફાયદો થતો નથી, પણ દ્રવ્યના ઉત્પાદક વ્યયથી દેશની મુડી અને તેથી મુસારાનું ભંડોળ વધે છે, અને તેથી કર્મકારોને ફાયદો થાય છે."

ભંડોળ એ ઉપજનું ફળ છે તેથી તેને એકઠું કરવાથી દેશની આબાદી થશે એમ પણ ધારવું નહિ. ખરી રીતે ભંડોળ કાર્ય કરવા માટે બરોબર ખર્ચાવું જોઇએ. સંપત્તિનો જે ભાગ ઉપજમાં મદદ કરવા લાગ્યો હોય તેજ ભંડોળ અને તેની બરોબર વ્યવસ્થા થવી ઘટે છે. એક ઠેકાણે પડી રહેલું નાણું મનુષ્યને કે દેશને કોઇને પણ લાભ કરતું નથી. જે માણસની પાસે પોતાને જોઇએ તે કરતાં વધુ નાણું હોય અને તે પોતાની ત્રીજોરીમાં રાખી મુકે અથવા જમીનમા દાટી રાખે તો તે નાણું એટલુંજ રહેછે વધતું નથી પણ તે ચોરાઇ જવાનો સંભવ રહેછે. તેને જુદા જુદા ભાગમાં વહેંચીને ભિન્ન ભિન્ન સ્થળે વાપરવામાં આવ્યું હોય તો તે વ્યાજ આણે છે અને તે આધારે બીજા હુન્નરોને પુષ્ટિ મળે છે અને તેથીજ દેશની ખરી આબાદી વધે છે. પરમેશ્વરની નજરમાં દરેક વ્યક્તિ સરખી છે, અને કુદરતનો કાયદો એવો નથી કે 'એક વ્યક્તિએ નાણું ભેગું કરી તેનો જમાવ કરી અન્યને તેનો લાભ મળતો અટકાવવો. આવી રીતે લાભ અટકાવનાર મનુષ્યોને એટલા માટેજ હિંદુશાસ્ત્રકારોએ કુંજરા, અથવા આપસ્વાર્થીનાં વિશેષણો આપ્યાં છે, અને તેવા મનુષ્યોની સદ્‌ગતિ નથી થતી એમ જે આ લેખવામાં આવ્યું છે તેનો પણ ખરો અર્થ એજ થાય છે કે તેવાં મનુષ્યો અન્યના લાભ દાબી ક્ષણિક સુખ ભોગવે છે જે ન્યાયની નજરે વ્યાજબી નથી. આવાં કારણોને લીધે વ્યાપારમાં ભંડોળ અનેક પ્રકારની મુડામાં રોકાયછે અને તેના બે મુખ્ય વિભાગ જંગમ મુડી અને સ્થાયી મુડી છે.

જંગમ મુડી અથવા સ્થિર પુંજી એ છેકે એક જમીનના માલકને જે પેદાયશ થાય છે, તેમાથી સિલક તે પોતાની સંપત્તિ વધારતો રહેછે. આવી સંપત્તિના વિભાગોમાં મુકાતો ગીરણીઓ, ખેતરો, કોઠારો, વખારો, શિલ્પ કામ, કારીગીરી, મુદ્રાલય, યંત્રાલય વગેરેનો સમાવેશ થાયછે. આની વ્યાખ્યા આપતાં મીલ કહેછે કેઃ—" જે ભંડોળની

ઉપજમાં તેને કરવાનું કર્ય એકજ વારમાં પુર્ણ થાયછે તેજ જંગમ કિંવા સ્થિર મુડી સમજવી.''

સ્થાયી અથવા ફરતી મુડી હવે જમીન, ઘર, યંત્ર, સાહિત્ય અથવા કસબોનાં સંચાઓમાંથી જે પેદા થાય છે અને તે પેદાયશ જ્યારે ફરતી રહેછે અને તેને અંગે ઘણા જનોને મળતર થાયછે ત્યારે તે ફરતી મુડીના સ્વરૂપમાં આ લેખાય છે. કાર્ય કરનાર જે વસ્તુઓ ઉત્પન્ન કરેછે તે વેચાઇ રહ્યાબાદ તેની તાબડતોબ જેથી પ્રાપ્તિ થાય અને તેવાં કાર્ય કરનારાઓનાં ગુજરાનાર્થે જે ભંડોળ ઉભું કરવામાં આવ્યું હોય તેજ ફરતી મુડીછે.

મજુરોના ગુજરાનાર્થે અને ઢોરોનાં પેટને કાજે જે અવેજ લાગે તેજ ફરતી પુંજી કહેવાય મજુરોના અને ઢોરોના પેટને અર્થે જે લાગેછે તે પ્રથમ જતું રહીને પુનઃ તે ઉત્પન્ન કરેછે એટલે તે થકી જે પુનઃ પ્રાપ્તિ થાયછે તેથી તેની ફરતી પુંજી કહી શકાય. પરંતુ ઢોરોની જે કિંમત આપી તે સ્થિર પુંજી કહેવાય.

પ્રત્યેક વ્યકિતના સરખા હક સ્વિકારવાનો સુધરેલો જમાનો શરૂ થયો ત્યારથી ગુલામો વેચાતા લેવાનો પ્રચાર નષ્ટ થયો. પરંતુ આગલા જમાનામાં જે ગુલામો રાખવામાં કિંવાં ખરીદવામાં આવતા હતા તે પણ ઉપર કહી ગયા તેમ ઢોરોની પંકતમાં આવતા હતા, એટલે કે તેઓના ઉપર ખરચવામાં આવેલી રકમ તે સ્થિર પુંજી જ હતી. આટલાં વિવેચન પછી આપણને સહજ સમજાશે કે પડત જમીનનું ખેડાણ કરવું, બીજ વાવવા, રૂ ઉગાડવું, વાડ બાંધવી, નહેર ખોદીને પાંણી લાવવું અને જમીન ઉપર પેદાયશ કરવા કાજે જે પૈસો વાવરવો તે સ્થિર પુંજી છે. તે સિવાય તેના ઉપર મજુરી, પાકને સુધારવાનાં સાધનો વગેરે માટે જે ખર્ચાય છે અથવા સરકારને ઠેકો ભરવામાં આવે છે તે ફરતી પુંજી છે. આપણા દેશના અભણ લોકમાં એવું માનવામાં આવે છે કે યંત્રોથી કાર્ય કરવાથી મજુરોની કમાણી ખુટે છે પરંતુ એ ભુલ ભરેલું છે. ઇગ્લેંડમાં જ્યારે પ્રથમ મોજાં બનાવવાનું યંત્ર ચાલુ કરવામાં આવ્યું ત્યારે હાથે મોજાં બનાવનારાઓ પોતાની આજીવીકાનાં સાધનો ડુબ્યાં એવું માનવા લાગ્યા. પરંતુ ખરી રીતે જોતાં આથી મોજાં જલદી તેમજ સારાં થવા લાગ્યાં અને વળી તે સસ્તાં થવા લાગ્યાં અને તેથી માત્ર જેઓ શ્રીમંત હતા તેજ મોજાં પહેરતા તેને બદલે સઘળાં સાધારણ મનુષ્યો પણ મોજાં વાપરવા લાગ્યાં, તેથી તેની ખપત વધી અને તેથી મોજાં બનાવવાના સંચાઓ અનેક ઠેકાણે મોટા વિસ્તારમાં વધવા લાગ્યા. તેથી જેઓ હાથે મોજા બનાવતા તેઓની જ નહિં પણ મોટા પ્રમાણમાં બીજાઓની મજુરી વધી એટલુંજ નાહં પણ મોજાં માટે સુતર ઉન વગેરે કાંતીને તૈયાર કરનાર અને તેને અંગે રૂનો અને ઉનનો વ્યાપાર કરનાર બધાઓનો અનુક્રમે વધારો થયો. મુબઇમા જે ગીરણીઓ છે તેથી કેટલા હજારોને મજુરીની રોજી મળે છે? જો બધી ગીરણીઓ બધ કરવામાં આવે તો શું બધા મજુરોની સ્થિતિ એવી છે કે પોતાની પુંજીમાંથી સાલ લાવી તેને પોતાની અક્કલાનુસાર મોજાં બનાવી પોતાનું ગુજરાન કરી શકે? મુંબઇ ઇલાકાના વતનીને આ વસ્તુ દ્રષ્ટિ મર્યાદામાં હશે કે ગુજરાતના પાટનગર અમદાવાદમાં જ્યારે સ્વર્ગસ્થ માધવલાલ રણછોડલાલે પ્રથમ ગીરણી કાઢી ત્યારે ત્યાંના લોકો કહેતા હતા કે તેથી ગરીબોની રોજી ડુબશે, રાંડીરાંડો રડશે, કાંતનારાઓ કંગાળ થશે, વણકરો પોક મૂકશે. પરંતુ આપણે જોયું કે તે ભ્રમજ હતો. ત્યારબાદ અમદાવાદમાં બીજી અનેક ગીરણીઓ થઇ અને તે વખતમાં અમદાવાદની જે આબાદી હતી તેના કરતાં હમણાં હજાર ગણી વધુ થવા પામી છે.

ઉપર કહ્યુ તેમ જ્યાં આગળ જમીન, મહેનત, અને ભંડોળ એ ત્રણનાં એકીકરણે સંપતિ વાળો દેશ બને છે ત્યાં મોટાં મહાભારત કાર્યો કરી શકાય છે. નદીઓ ઉપર પુલ બાંધી ને

તોઉપર આગગાડીનો વ્યવહાર કરી શકાય છે, ડુંગર ખોદી બુગડા બનાવાય છે અથવા માથે-રાનની માફક રસ્તા બનાવાય છે, નદીઓમાંથી પાણી લાવવાની નહેરો બાંધી શકાય છે, મોટાં શહેરોમાં છેક સાતમે માલે ઉપર જઇને પડે એમ પાણી ચઢાવવા માટે મોટાં તળાવો બંધાય છે. ત્યારબાદ જ્યારે અમુક દેશ તેનાં કાર્યમાં પ્રવિણ બને છે ત્યારે તે પોતાની ઉપજ માટે પ્રખ્યાતિ પામે છે. વિલાયતનો દાખલો લઇએ. મેનચેસ્ટર ઉતમ પ્રકારનું કાપડ બનાવવા માટે પ્રખ્યાત છે. શેફીલ્ડમાં જેવી કટલરી (છરી, કાંટા વગેરે લોખંડની વસ્તુઓ) બને છે તેવી અન્ય સ્થળે બનતીજ નથી લીડસમાં સકલાત બને છે. બર્મિંગહામ લોખંડનો બીજો સમાન જ્યારે પાનટા, કોદાળી, બાલટી વગેરે બનાવવા માટે પ્રખ્યાત છે. જે સમયે દુનિયાની બરોબરી-માં હિંદુસ્તાન દેશ સંપતિવાળો હતો ત્યારે તેનાં સઘળાં શહેરો પોતાની ખાસ ઉત્પતિ માટે પ્રખ્યાત હતાં. કવિ દલપતરામ ડાહ્યાભાઇએ તેનું વર્ણન કરનારી જે કવિતા તે નામની લખી છે તેમાં તેનો ભાસ થાય છે.' આવાં મહા-ભારત કામો પ્રજાની સામટી દોલતે કરી શકાય છે, અને દેશનાં સવજનોને ઉતમ ચીજો મળે તે પેદા કરવા માટે સઘળાઓની અમુક મુડીથી ઉદ્યોગ ખીલવવાની પ્રથા પાશ્ચાત્ય દેશોએ જે શરૂ કીધી તે "જોઇન્ટ સ્ટોક કંપનીયો" કહેત સહિયારાનાં ભંડાળની સંસ્થાઓ હતી, અને તેનું અનુકરણ આપણે હવે કરતાં શિખ્યા છીએ. ત્યારબાદ તેથી આગળ વધીને કાર્ય ઉત્પન્ન કરવાના અને કાર્યના પ્રમાણમાં સર્વને લાભ મળે એવું કરવાનો જમાનો પેદા કરનાર ઇંગ્લેન્ડનો પ્રખ્યાત અર્થ-શાસ્ત્રી રોકડેલ હતો એક સાધારણ ચાની દુકાન કાઢી તેમાં ભાગ લેનારા સઘળાઓને પોતાનાં ખાસ મુલકના અને આગગાડી, વ્યાપાર વગેરેના સરખા ધણી બનાવનાર તેજ હતો, અને તેણે પોતાના "રોકડેલ પાયોનિયર્સ યુનિઅન" નામનાં પુસ્તક દ્વારા સિધ્ધ કરી આપ્યું છે. તેમજ તેને ગતિમાં મુકી કરી દેખાડયું છે કે Co-operation. સાથે કારીતવંથી તેના કરતાં વધું લાભ મેળવી દેશની સંપત્તિમાં વધારે ફાયદા કરી શકાય છે.

હવે જમીન, મહેનત અને ભંડાળ ને અંગે પેટા વિભાગો દ્વારા કેવી રીતે ઉપજ નિપજી સંપત્તિ બને છે તેનો કોઠો આપણે જોશું અને તે રીતિએ ઉપજ જે સંપત્તિનું મુખ્ય એક અંગ છે તેનું વિવેચન અમે પૂર્ણ કરીશું.

---

## પોસ્ટ અને ટેલીગ્રાફ ખાતુ.

બ્રિટીશ રાજયના આશરા હેઠળ ઉદ્યોગ અને વેપારના સાધનના મોટામાં મોટા વીકા-સમાં પોસ્ટ અને ટેલીગ્રાફ ખાતું છે, કે જેનો ઇતિહાસ પાર્લામેંટના પ્રજાસત્તાક રાજય સંબંધી ઇતિહાસ જેટલોજ રસ ભરેલો છે. જોકે ૧૯૧૪-૧૫ ના સરકારી વર્ષમાં લડાઇને લીધે એનો વિકાસ કાંઇક અટકયો હતો તો પણ એ ખાતાની લડાઇના ખરા વખતમાં જાણવા જેવી મદદે અટકેલા વીકાશનો બગ વાળયો હતો. એ ખાતાંએ એકસપીડીશનરી ફોર્સના મેંબરો અને લડાઇમાં પકડાયલા કેદીઓ કે જેઓને યુરોપ કે હીંદુસ્તાનમાં રાખવામાં આવ્યા છે, તેઓને લગતી પોસ્ટમાં મોકલવાની ચીજોની ગોઠવણ કીધી છે. આ બધી સુગમતાની ઉપરાંત લડાઇની જગ્યાઓ પર કામ કરવાને એકસપીડીશીનરી ફોર્સ જોડે હીન્દુસ્તાનમાંથી પોસ્ટ આફીસો મોકલવામાં આવી છે.

શ્રી. હેરીસન કે જેઓએ એ ખાતાંનો રીપોર્ટ બહાર પાડયો છે તેઓ કહે છે કે કેળવાયલા બહાર મોકલાયલા માણસોને લીધે અહીંઆ રહેલા માણસોનું કામ ઘણું બોજારૂપ થઇ પડયું છે. હીંદુસ્તાનમા પોસ્ટ ઓફીસનાં કામમાં ખલલ પહોંચી નથી એ સંતાષકારક છે. લડાઇની જગ્યાઓમાં કામ કરતી પોસ્ટ ઓફીસોનું કામણી સંતોષકારક છે. જો કે ઘણીજ અસાધારણુ હાલતોમાં કામ કરવું પડે છે. આ વર્ષમાં ટેલીગ્રાફ ખાતાનો મોટામાં મોટો બનાવ એ છે કે પોસ્ટ અને ટેલીગ્રાફ ખાતાઓ એક થઇ ગયાં છે; કે જેને લીધે એનીજીનીયરીંગ અને ટ્રાફીકનું કામ એકદમ જુદું પડી ગયું છે. આ ગોઠવણુ જ્યારે બરોબર બંધબેસ્તી થઇ ગઇ હતી, તેવામાં લડાઇ શરૂ થવાને લીધે કામ ઘણુ વધી ગયું કે જે કામ એ ખાતાંએ ઘણુંજ સંતોષકારક રીતે બજાવ્યું છે.

લડાઇના વખતમાં આ ખાતું સૈનીક અધીકારીઓની સાથે મળીને એકસપીડીશનરી ફોર્સને મોકલવાનું અને બીજું મુખ્ય લડાઇને લગતું કામ હાલ તરત સ્વાભાવીક રીતે અગત્યનું ધારે છે.

એકસપીડીશનરી ફોર્સની જોડ એ ખાતાંએ ઘાયલ થયલાં અને માંદા માણસોનો ખબરના તારો અને તેના જવાબોની ગોઠવણુ કરી છે, કે જે તારો વગર કીમતે લેવામાં આવે. છે.

પોષ્ટ અને ટેલીગ્રાફ ખાતાંનું કામ કેટલું ધ્યાનમાં લેવા જેવું છે એ નીચેના આંકડા ઉપરથી જણાઇ આવશે—૧૮૭૯-૮૦ માં ૧૨૦ કરોડ કાગળોની વહેંચણી થઇ હતી, જ્યારે ૧૯૧૪-૧૫ માં ૯૧૦ કરોડ કાગળોની વહેંચણી થઇ હતી. આ વર્ષમાં બીજાં ખાતાંની માફક આ ખાતાંમાબી લડાઇની અસર જણાઇ હતી અને તેને લીધે પોસ્ટકાર્ડ, રજીસ્ટર્ડ છાપાંઓ, બીન રજીસ્ટર્ડ પાર્સલો સિવાય, પોસ્ટેજ સ્ટેમ્પો, સ્ટેશનરી અને પોસ્ટલ ઓર્ડરોના વેચાણમાં ખોટ આવી હતી. આ દેશમાં પોસ્ટલ ઑર્ડરોની કુલ કીમત પાઉંડ, ૨,૮૪૮,૯૯૯ હતી, કે જે આગલા વર્ષ કરતાં પાઉંડ ૨૫૦૦૦ જેટલી ઓછી હતી. પાઉંડ ૯૩,૯૧૯ની કુલ કીંમતના આર્ડરો આ દેશમાં આવ્યા હતા જે પાંઉંડ ૧૪૦૦૦ની કીંમતના જેટલા આગલા વર્ષ કરતા એજ હતા. સેવીંગ્સ બેંક એકાઉન્ટ ઉપર જાણવા જેવી અસર, થઇ હતી. છ મહીના અગાડીથી ધી ઑન. ફાઇનાન્સ મીનીસ્ટરે એવા સુધારાઓ દાખલ કીધા હતા કે જેથી કરીને સેવીંગ્સ બેંકને નાણાંની બાબતમાં હરકત ન આવે. આ નવા સુધારાની અસર જણાય નહી તે પહેલાં તો લડાઇ જાગી અને તેને લીધે આગળ વધતા સુધારાને સખત ફટકો લાગ્યો. હીસાબનો કુલ નંબર ૧,૬૪૪,૦૭૪ હતો કે જે ૩૩ ટકાની ખોટ બતાવે છે, ડીપોઝીટરોને નામે જમે થયલી કુલ બેલન્સ રૂ. ૨૩ કરોડથી તે રૂ. ૧૫ કરોડ સુધી નીચી ઉતરી પડી આ રીપોર્ટનો લખનારો સાવચેતીથી જણાવે છે કે " સરકારને આ બાબતનું કારણુ સારી રીતે જાણમાં છે."

ડીપૉઝીટરને નામે જમે થયલી સરેરાસ બેલેન્સ, ૧૯૧૩—૧૪ માં રૂ ૧૪૧૭ની સરખાવ્યા પ્રમાણે, રૂ ૯૦૭ હતી, જ્યારે અમુક ભાગોમાં લડાઈનો ગભરાટ શરૂ થયો હતો ત્યારે મુબઇએ ડીપોઝીટમાંથી અસાધારણુ ભાગ ખેંચી લીધો હતો. વર્ષની શરૂઆતમાં રૂ. ૬ કરોડની શરૂઆતનો બેલન્સ રૂ. ૪ કરોડ લગી ઉતરી પડી, આગલા વર્ષ કરતાં ૮૧ ટકા વધારે ખેચાણુ હતું. ણુ વખત થયાં ગભરાટ સમાઇ ગયો છે અને લોકોને ખાતરી થઇ છે કે ગભરાટ ખોટો હતો. તેથી કરીને એવી આશા રખાય છે કે આવતું વર્ષ ઘણું સારૂં નીવડશે.

---

ધી બોમ્બે ટાઇલ માર્ટ ૨૧ બેંક ઓટ ફોર્ટ મુંબઇ.

# WAR NOTES AND NOTIFICATIONS.

## લડાઇ અને વેપાર સંબંધી વધુ સરકારી જાહેરનામાં.

ફ્રાન્સના પરદેશ ખાતાંના પ્રધાન તરફથી એવી ખબર આપવામાં આવી છે કે લીઓનની મ્યુનીસીપાલીટી અને વેપારી ચેમ્બરે લીપ્ઝીગની માફક, જેવો લંડન અને બર્મીંગહેમમાં મેળો ભરાય છે તેવો લીઓનમાં એક નમુનાઓનો મેળો ભરવાનો ઠરાવ કર્યો છે.

એ મેળો ૧૯૧૬ થી દર વર્ષે ૧લી થી તે ૧૫મી માર્ચ સુધી ભરાશે એ બાબતમાં જેણે વધુ ખબર મેળવવી હોય તેણે મુંબઇની ફ્રાન્સની કોન્સુલેટ જોડે પત્ર વ્યવહાર કરવો.

---

નામદાર સરકાર તરફથી જણાવવામાં આવ્યું છે કે યુનાઇટેડ કીંગડમ શીવાય બીજા દેશોમાંથી આવતાં વગર બેસાડેલા હીરાની આયાતની બંધી કરવામાં આવી છે, પણ સારા અનુભવવાળી પેઢીઓને સરકાર તરફથી હોલેન્ડમાંથી એ હીરા આયાત કરવાનો લાઈસન્સ નીચે જણાવેલી કબુલાતો પ્રમાણે મળી શકશે.

(૧) દુશ્મન દેશ અથવા તો સરકારની સામે થયેલા દેશમાથી ખુલ્લી, અથવા તો આડકતરી રીતે હીરા મેળવવાની બંધી છે.

(૨) રજીસ્ટર્ડ પાર્સલ પોસ્ટ શીવાય બીજીરીતે એ હીરાઓની આયાત નહીં થઇ શકશે

(૩) એ હીરાઓની સાથે આપણા શહેનશાહના એમસ્ટરડામના કોન્સલનું સરટીફીકેટ અપાશે કે જેમાં એની ઉત્પત્તિને લગતી માહીતી આપી હશે.

વેપારીઓને વધારે હરકત ન પડે તેને વાસ્તે જો કાંઇ દુશ્મન દેશમાંથી આવ્યા હોય એવા શકનું કારણ નહી હોય તો, લોકલ ગવર્નમેન્ટ અને એડમીનીસ્ટ્રેશનને ૧૫ મી નવેમ્બર ૧૯૧૫ પહેલાં હોલેન્ડમાંથી નીકાશ થયેલા હીરાઓ લેવાને વાસ્તે લાઈસન્સ આપવાની પરવાનગી આપવામાં આવી છે

---

નામદાર મુંબઇ સરકાર તરફથી ચેતવણી આપવામા આવે છે કે કોઇબી વેપારીએ "લામ બ્રધર્સ એન્ડ કંપની ઓફ લંડન એન્ડ એમસ્ટરડામની પેઢી જોડે વેપાર સબંધી કામ પાડવું નહી. કારણ કે એ પેઢી અને ઓસ્ટ્રીઆની વીએનામાં ચાલતી લામ એન્ડ ફ્લીશનર પેઢી એકજ પેઢી તરીકે કામ કરે છે.

---

નામદાર હીંદી સરકારના ટેલીગ્રાફ ડીપાર્ટમેન્ટ તરફથી એવી ખબર મળી છે કે ૧ લી નવેમ્બરથી પરદેશ ખાતે નાણું મોકલવાના ટેલીગ્રામો-જે માણસને તાર મોકલા-

વવાનો હોય તે માણસ ઇજીપ્ટ, ફ્રાન્સ, અથવા બેલજીયમના એક્સપીડીશનરી લશકરનો મેંબર હોય તો ફ્રુ ભાવે લેવામાં આવશે. આ તારોને વીક એન્ડ ટેલીગ્રામોના નીયમો લાગુ પડશે.

---

નામદાર સરકારના વેપાર અને ઉદ્યોગના ખાતાં તરફથી એક યુનાઇટેડ કીન્ગડમની મનાઈ થયલી અને અટકાવેલી નીકાશનું લીસ્ટ અમને મળ્યું છે જે લીસ્ટને લગતી ખબર અમારી ઓફીસમાંથી મળી શકશે.

---

નામદાર સરકારનાં વેપાર અને ઉધોગના ખાતાં તરફથી છાપા જોગ ખબર મળી છે કે માલ્ટાની પ્રાઇઝ કોર્ટમાં નીચે જણાવેલા વહાણોના માલ સંબંધી કામ ચાલે છે.

| પ્રાઇઝ કોર્ટ | વહાણનું નામ |
|---|---|
| માલટાની વેપારી કોર્ટ | બીઝાનશન |
| ,, ,, | સ્પેટઆઇ |
| ,, ,, | એપેરોસ |
| ,, ,, | એરીસોસ |

---

નામદાર સરકાર તરફથી તાર મારફત ખબર મળી છે કે પાંચમી તારીખથી ઇટાલીની જગ્યાઓમાં જતા તારો સ્કોટસ કોડ (૧૦ મી એડીશન)માં લેવામાં આવશે પણ્નીચે જણાવેલાં ઇટાલીનાં શહેરો બાદ કરવામાં આવ્યા છે-એનકોના, બારી, બારલેટા, બ્રીનડીસી, પોર્ટોકાર્સીની ટારન્ટો, અને વેનેઝીઆ.

---

કલેકટર ઓફ કસ્ટમસ તરફથી ;બીન કેળવાયલાં અને કેળવાયલાં ચામડાની બાબતમાં યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાની પસંદ કરેલી પેઢીનું એક સુધારેલું લીસ્ટ અમારાપર આવ્યું છે. જે મેમ્બરોને આ લીસ્ટની બાબતમાં જાણવું હોય તેઓએ ચેમ્બરમાં ખબર કાઢવી.

નામદાર હિંદી સરકાર તરફથી 'શત્રુ'એ શબ્દનો ભાવાર્થ નીચે મુજબ જણાવવામાં આવ્યો છે .

"હાલના ચાલુ "શત્રુ"ની સાથે વેપારને લગતા ઢઢેરાના કાર્યને વાસ્તે શત્રુ રાજ્યો સાથે અથવા કોઇ બ્રીટીશ સરકારની સામે થયેલાં સંસ્થાનો જોડે વેપાર ચલાવતી ઇનકોરપોરેટેડ કંપની અથવા કોઇબી મનુષ્યોનો જથ્થો (કોઇ ઠેકાણે કંપનીમાં જોડાયેલો) " શત્રુ ગણાશે.

---

નામદાર હીંદી સરકારના વેપાર અને ઉદ્યોગનાં ખતા તરફથી દુશમનોનાં વહાણો કે જેઓ હાલ તરત ઇટાલીના અથવા તો ઇટાલીના મસ્થાનોના બારાંઓમા પડયાં છે અને જેમાં હીંદુસ્તાનનો વેપાર સંબધ ધરાવે છે, તેનું લીસ્ટ છાપાજોગ ખબર મારફત મળ્યું છે, જે નીચે પ્રમાણે છે.

ઇટલીનાં બારાંઓમાં પડેલાં ઓસ્ટ્રીઆના વહાણો.

| વહાણનું નામ. | સ્ટીમશીપ લાઇન. | બારાંનું નામ. |
|---|---|---|
| અગ્બ્રા | ઓસ્ટ્રીઅન - લોઇડ | નેપલ્સ |

ઇટાલીના બારાંઓમાં પડેલાં જર્મન વહાણો.

| વહાણનું નામ. | સ્ટીમશીપ લાઇન. | બારાંનું નામ. |
|---|---|---|
| કેટન્ટર્મ | હન્સા | સાઇરાકયુઝ |
| સ્પીટઝ ક્રેટસ | ,, | કાગ્લીઆરી |

---

ઇટાલીનાં સંસ્થાનોમાં પડેલાં ઓસ્ટ્રીઆનાં વહાણો.

| | | |
|---|---|---|
| મોરાવીઆ | ઓસ્ટ્રીઅન લોઈડ | માસોવાહ |

ઇટલીના સંસ્થાનોના બારાંઓમાં જર્મન વહાણો.

| | | |
|---|---|---|
| અકસન ફેલ્સ | હન્સા | માસોવાહ |
| બોરકમ | નોર્ડેશચર લોઇડ | ” |
| ક્રીસ્ટીઅન | હેમ્બર્ગ-અમેરીકન | ” |
| ઓસ્ટમાર્ક | ” | ” |
| સેગોવીઆ | ” | ” |
| સ્ટર્મ ફેલ્સ | હન્સા | ” |

નામદાર સરકાર તરફથી ખબર મળી છે કે જે બ્રીટીશ વેપારીનો માલ ઓસ્ટ્રો-હન્ગેરીયન વહાણોમાં ઇટાલીનાં બારાંઓમાં પડયો હોય તેણે Italian Ministry of Marin Rome. એ સરનામે જરૂરીઆતના ખતો જોડે માલ પાછો મેળવવાને અરજી કરવી.

જર્મન વહાણોમાં પડેલો માલ પાછો મળે તે પહેલાં તેના માલીકે વહાણના કેપટન અથવા તો તેની કંપની જોડે સમ્મતિ મેળવવી જોઇએ. અગાડી જણાવ્યા પ્રમાણે મેશર્સ ગેલાટલી, હેન્કી, એન્ડ કંપની ઓફ લંડનની મારફતે નીચે જણાવેલા કોલકરાર મુજબ સમ્મતિ મેળવી શકાશે.

૧) સઘળાં બીલ્સ ઓફ લેડીંગ બતાવવાં અથવા ખોવાતી કોપીઓને વાસ્તે હથ બેન્ક ગેરન્ટીઓ બતાવવી.

૨) એક બીલ ઓફ લેડીંગ દેખાડયા શીવાય માલ આપવામાં આવશે નહીં.

૩) જો પહેલાંથી માલનું ભાડું આપ્યું ન હોય તો પુરૂં ભાડું આપવું.

૪) માલ અટકાવવાનો અને પાછો આપવાનો ખર્ચ અદા કરવાને વાસ્તે તેની કીંમત ઉપર ૪ ટકા આપવા (માલનું ભાડું આ કીંમતમાં ગણાશે.)

૫) સરકાર તરફથી અટકાવાયલો માલ પાછો આપવામાં નહીં આવશે.

ઉપર પ્રમાણે સમ્મતિ મેળવ્યા પછી માલીકોએ રોમનો ઇટાલીઅન મીનીસ્ટ્રી ઓફ ફાઇનાન્સની આગળ પોતાની માલેકીનો પુરાવો રજુ કરવો, માલ સરકાર તરફથી બહાર લઇ જવા માટે છુટો થઇ શકશે કે નહીં તે બાબત આ મીનીસ્ટ્રી ઠરાવ કરશે.

આ કાયદો ઇટાલીઅન સંસ્થાનો, તેના તાબાનાં રાજ્યો અને ઇટાલીનાં રાજ્યને લાગુ પડે છે.

નામદાર સરકાર તરફથી છાપાજોગ ખબર મળી છે કે માલ્ટાની પ્રાઈઝકોર્ટમાં સ્ટીમર એલેકઝાન્ડ્રા, અને સ્ટીમર એથેનાઈ અને આના નામાલને લગતું કામ શરૂ થયું છે. આ વહાણોના માલના સંબંધમાં માલીકી ધરાવનારાઓએ પોતાનો હક એકદમ રજુ કરવો.

—(૦)—

નામદાર સરકાર તરફથી વેપારી મંડળને જણાવવામાં આવ્યું છે કે સ્પેઇનમાં થતી જયુટના નીકાશ બંધ કરવી.

—:૦:—

નામદાર સરકારના રેવન્યુ ખાતાં તરફથી ખબર આપવામાં આવી છે કે યુનાઇટેડ કીંગડમ, ફ્રાન્સ, ઇટાલી, રશીયા (બલ્ટીક સમુદ્રમાં આવેલાં બારાંઓ સીવાય) - સ્પેઇન,

પોર્ચુંગાલ સીવાય, કોઇબી યુરોપના દેશમાં અને મેડીટરેનીઅન અથવા તો બ્લેક સી પર આવેલા દેશોમાં કાચાના દોરડા રીઆ નામના બરૂ, કપોક ( ઝાડના રૂની સઘળી જાતો સાથે ) અને તેમાંથી બનાવવામાં આવતાં સુતરની નીકાશ કરવાની બંધી કરવામાં આવીછે.'

નામદાર સરકારના રેવેન્યુખાતાં તરફથી ખબર આપવામાં આવી છે કે ટંગસ્ટન અથવા, વોલ્ફ્રેમાઇટ નામની કાચી ધાતુ અથવા તો બીજી કોઇબી ટંગસ્ટનની ધાતુની નીકાશ કસ્ટમના વડા ઓફીસરની પરવાનગી માલ મોકલવાનો બારાના કસ્ટમ કલેકટરને બતાવ્યા શીવાય બ્રિટીશ હીંદુસ્તાનમાંથી કોઇબી જગ્યા તરફ કરવી નહીં.

નામદાર સરકારના રેવેન્યુ ખાતાં તરફથી ખબર આપવામાં આવી છે કે યુનાઇટેડ કીંગડમ શીવાય બીજા કોઇ દેશમાં રેશમી નોઇલની નીકાશની બંધી કરવામાં આવી છે.

નામદાર સરકાર તરફથી નીચે મુજબ જણાવેલાં વહાણોની બાબતમાં માલ્ટાની પ્રાઇઝ કોર્ટમાં કામ શરૂ થયાંની છાપાજોગ ખબર મળી છે

| પ્રાઇઝ કોર્ટ. | વહાણનું નામ. | દેખાવની તારીખ. |
|---|---|---|
| માલ્ટાની વેપારી કોર્ટ | કલીઓપેટ્રા | સપ્ટેમ્બર ૧૦ મી. |
| ,, ,, ,, | * ઇસ્ટ્રીઆ | ,, ૯ મી. |
| ,, ,, ,, | ટેકસીઆરેકીસ | ,, ૧૦ મી. |

| પ્રાઇઝ કોર્ટ | | વહાણનું નામ. | વહાણના જાતીય દેશનું નામ | પરીણામ. |
|---|---|---|---|---|
| માલ્ટા. | માલ્ટાની વેપારી અદાલત | અધીઓસની કોલસ. | ટર્કી. | અપરાધી ઠરાયાં છે. |
| ,, | ,, ,, | એલીની | ,, | ,, |
| ફીજી. | ફીજીની વડી અદાલત. | એલફ્રીડ | જર્મની | ,, |

* જે માલ પ્રાઇઝ તરીકે પકડવામાં આવ્યો હોય તેજ બાબતમાં કામ બહારના બ્રિટીશ પ્રાઇઝ કોર્ટોમાં કામ ચાલ્યાનાં પરીણામો.

---

# CHAMBER'S SECTION.

# ચેમ્બરનો વિભાગ.

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમિટીની એક સભા શનિવાર તા. ૨૭ અકટોબરને રોજ સાંજના ૨–૩૦ કલાકે (મું. ટા.) મળી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

(૧) શેઠ દીનશાહ એદલજી વાચ્છા (પ્રમુખ)
(૨) ઑન. શેઠ લલ્લુભાઇ સામળદાસ.
(૩) ઑન. શેઠ મનમોહનદાસ રામજી
(૪) શેઠ મોતીલાલ કાનજી.
(૫) શેઠ મોતીલાલ વલ્લભજી
(૬) શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ
(૭) શેઠ પી. જે. ખીલીમોરીયા
(૮) શેઠ એમ. પી. માદન
(૯) શેઠ ગોપાળજી વાલજી સુંદરજી
(૧૦) શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી
(૧૧) શેઠ નારણજી હરીભાઈ
(૧૨) શેઠ સોરાબજી એદલજી વોર્ડન
(૧૩) શેઠ રતનશી મુળજી.

૧ ગઇ વખતની મીટીંગની મીનીટ જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી

૨) ખાંડ નાખેલા કન્ડેન્સ્ડ દુધમાં ચરબીના પરસેન્ટેજ બાબે નામદાર સરકારનો પત્ર આવ્યો હતો જે ઉપર વિચાર કરતા એમ લખવાનો ઠરાવ થયો હતો કે ચરબીનો પરસન્ટેજ આખા ટીન પર ગણવો અને નહિ કે ખાંડનો ભાગ બાદ કરેલા દુધ ઉપર.

૩) સ્ટેમ્પ, ટ્રેડમાર્કની ટીકીટો વિગેરે ઉપર હિંદુઓના દેવદેવીઓના ચીત્રો છપાય છે અને તે આ દેશમાં આયાત થાય છે તે બાબે કલકત્તાની મારવાડી ચેમ્બર આફ કૉમર્સે કામટી પર પત્ર લખ્યો હતો જેના જવાબમાં એમ લખવાનો ઠરાવ થયો હતો કે તે ચેમ્બરે આવા જાતનાં ચીત્રો અટકાવવાને માટે જે હીલચાલ ઉભી કરેલી છે તેની સાથે આ ચેમ્બરની કમિટીની દિલસોજી છે વધુમાં એમ પણ જણાવવામા આવ્યું હતું કે આવી જાતના ચીત્રો આ દેશમા પણ કોઇ તરફથી સ્ટેમ્પ, ટ્રેડમાર્કની ટીકીટો વિગેરે ઉપર બહાર પાડવામા આવે તો તે સામે પણ વાંધો લેવાની જરૂર છે.

૪) રીસ્કનોટ ફૉર્મ "એ" બાગત ગ્રેનમર્ચન્ટસ એસોસિએશને ચેમ્બરની કમિટીને એક પત્ર લખ્યો હતો કે જેમા જણાવવાના આવ્યું હતું કે મુખ્યત્વે કરીને જી. આઇ. પી. રેલ્વે આવી જાતની રીસ્કનોટ માલ ચઢાવનારા પાસે લખાવવામા સખ્તાઇથી કામ લે છે અને કે જેથી વહેપારી વર્ગને ઘણી અડચણ પડે છે. આ બાબત જી આઇ પી રેલ્વે અને રેલ્વેબોર્ડ પર કમિટીનો વાંધો દર્શાવનારો મત મોકલવાનો ઠરાવ થયો હતો તથા તે બાબે ખરડો તૈયાર કરી કમિટીની બીજી સભામા લાવવાનો ઠરાવ થયો હતો

૫) ચેમ્બરના સભાસદો જે એસોસિએશનો હોય તેઓની પાસેથી લેવાની ફી બાબત કમીશન એજન્ટસ એસોસિએશને પત્ર લખ્યો હતો તથા શેઠ વલ્લભનારાયણ દાનાએ વાર્ષિક સાધારણ સભામા પ્રશ્ન પુછયો હતો તે બાબે વિચાર કરતા એમ ઠરાવ થયો હતો કે તે બાબમા ચેમ્બરનો નિયમ ચોખ્ખો

છે અને કે કમીશન એજન્ટ્સ એસોસીએશનના ઑનરરી સેક્રેટરીને ચેમ્બરના સેક્રેટરીએ મળ્યું.

૬) વાર્ષિક ચુંટણી વખતે કમિટીના સભાસદોએ વર્ષ દરમ્યાન કમિટીની કેટલી સભાઓમાં હાજરી આપેલી છે તે માટેનો કોઠો છપાવી પ્રસિદ્ધ કરવાની શેઠ વલ્લભ નારાયણ દાનીએ વાર્ષિક સભામાં જે સુચના કરી હતી તે બાબત વિચારકરતાં તે સુચના પસંદ કરવામાં આવી નહોતી.

૭) બેંગલોરથી બાગલકોટ જતાં શેઠ છગનલાલ ચુનીલાલ નામના વ્હેપારીની ૭ રેશમની ગાંસડીઓમાંથી ૧ ગાંસડી ગેરવલ્લે ગઈ હતી તે બાબત તેઓએ ફરીયાદ કરનારો પત્ર કમિટી ઉપર લખ્યો હતો જે ઉપર વિચાર કરતાં એમ લખવાનો ઠરાવ થયો હતો કે રેલ્વે ઍક્ટની ૭૫ મી કલમ જોતાં તે બાબતમાં કંઇ પણ થઈ શકે એમ નથી. કારણ કે તે માલનો વિમો લેવામાં આવ્યો નહોતો.

૮) નિયમ નં. ૨૬ પ્રમાણે પાંચ સુધી અને તેથી વધારે નહિં એમ સભાસદોની નિમણુક કરવાના કામ ઉપર વિચાર કરતાં નીચેના બે એસોસિએશનોને કમિટીના સભાસદ તરીકે નીમવામાં આવી હતી.

૧) બૉમ્બે ગ્રેઇન એસોસિએશન.

૨) હિંદુસ્તાની નેટીવ મર્ચન્ટસ એસોસિએશન.

૯) કૉલેજ ઑફ કૉમર્સ માટે આ ચેમ્બર તરફથી આપવામાં આવતા રૂ. ૧૦૦૦) કયારે આપવામાં આવશે એમ પુછાવનારો નામદાર સરકાર તરફથી પત્ર આવ્યો હતો. તે બાબત એમ પુછવાનો ઠરાવ થયો હતો કે આ રૂપીઆ કયાં વર્ષ માટે માંગવામાં આવેલ છે તથા કે સીડનહામ કૉલેજ ઑફ કૉમર્સનું વર્ષ બરાબર કયાંથી શરૂ થાય છે

૧૦) ચેમ્બર તરફથી પોર્ટ ટ્રસ્ટ અને લેજીસ્લેટીવ કાઉન્સીલમાં જતા પ્રતિનિધિઓએ તે ઠેકાણેના પોતાના કામનો વાર્ષિક હેવાલ આપવો બાબે શેઠ વલ્લભ નારાયણ દાનીએ વાર્ષિક સભામાં જે સુચના કરી હતી તે બાબે વિચાર કરતાં તેની નોંધ લેવામાં આવી હતી.

૧૨) નીચે જણાવેલા બે ગૃહસ્થોએ ચેમ્બરના સભાસદ થવા માટે અરજી આપી હતી તે માટે બેલટના દિવસો મંગળવાર તા૦ ૧૯મીથી મંગળવાર તા૦ ૨૭ મી અકટોબર ૧૯૧૫ સુધીના ઠેરવવામાં આવ્યાં હતા તથા સ્ક્રુટિનિયર તરીકે શેઠ મોતીલાલ વલ્લભજીને નીમવામાં આવ્યા હતા.

૧) શેઠ મેઘજી વસનજી ત્રીકમજી

૨) શેઠ વિઠલદાસ લીલાધર ભીમજી

૧૩) ઑન. મી૦ વેએ હિંદુસ્તાનમાં મોટી લડાઈની લોન કાઢવા બાબે જાહેર છાપાઓમાં તથા આ ચેમ્બર ઉપર પત્ર લખ્યો હતો તે કમિટીના સભાસદોમાં ફેરવવાનો ઠરાવ થયો હતો.

૧૪) હિંદી ખજાનચી ઑન. સર વિલીયમ મેયર તથા હિંદી સરકારના આંકડા ખાતાના ડીરેકટર મી. શીરાસ સાથે મુલાકાત બાબે વિચાર કરતાં એમ ઠરાવ થયો હતો કે ઑ. સર વિલીયમ મેયર સાથે મુલાકાતને માટે હાલ તુરત કંઇ કામ નથી તથા મી૦ શીરાસ સાથે મુલાકાત લેવાનો ઠરાવ થયો હતો.

બાદ બીજું કામ નહિં હોવાથી સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા તારીખ ૨૩મી અકટોબર ૧૯૧૫ ને રોજે સાંજના ૨-૦ લાકે (મું. ટા) મળી હતી જે વખતે નીચે જણાવેલાં ગૃહસ્થો હાજર હતા.

૧) ઓન. સર ફાઝલભાઇ કરીમભાઇ
૨) ઓન. શેઠ મનમોહનદાસ રામજી
૩) શેઠ જેઠાભાઇ વાલજી
૪) શેઠ એમ. પી માદન
૫) શેઠ ગોપાલજી વાલજી સુંદરજી
૬) શેઠ પી જે. ખીલીમોરીઆ
૭) શેઠ ચતુરભુજ શીવજી
૮) શેઠ લક્ષ્મીચંદ માણેકચંદ ખોખાણી
૯) શેઠ મોરારજી વેલજી
૧૦) શેઠ કરીમભાઇ લાલજી સાજન
૧૧) શેઠ નારણજી હરીભાઇ

૧) પ્રમુખ તથા ઉપપ્રમુખ હાજર ન હોવાથી સભાનું પ્રમુખસ્થાન ઓન. સર. ફાઝલભાઇ કરીમભાઇને સોંપવામાં આવ્યું હતું.

૨) પોલી અને ફરાના સવાલ ઉપર તથા તોલ અને માપ સરખાં કરવાના સવાલ ઉપર વિચાર કરવાને માટે નીમવામાં આવેલી સબ કમીટીએ તૈયાર કરેલા રીપોર્ટ ઉપર વિચાર ચલાવતાં, થોડાએક સુધારા વધારા સાથે બન્ને રીપોર્ટો પસાર કરવામાં આવ્યા હતા.

૩) નામદાર સરકાર તરફથી નીમવામા આવેલી ઔદ્યોગીક કમીટીમાં આ ચેમ્બર તરફથી નીચે જણાવેલા બે પ્રતિનિધીઓની નીમણુંક કરવામાં આવી હતી

૧) ઑન. સર ફાઝલભાઇ કરીમભાઇ
૨) ઑન. શેઠ મનમોહનદાસ રામજી

૪) શેઠ નરોતમ મોરારજી ગોકલદાસે ચેમ્બરની કમીટીમાંથી રાજીનામું મોકલાવ્યું હતું તે પસાર કરવામા આવ્યું હતું તથા તેમની જગ્યાએ શેઠ એસ. બી. બીલીમોરીઆની નીમણુંક કરવામાં આવી હતી.

૫) એસીસ્ટંટ સેક્રેટરી મી મુનશીની વગર પગારે પાંચ મહીનાની રજા માગવામા આવેલી મંજુર કરવામાં આવી હતી તથા તેમની જગ્યાએ કામ ચલાઉ રૂ. ૫૦) ના પગારથી એક ગ્રેડ્યુએટ નીમવાનો ઠરાવ થયો હતો.

૬) સ્મોલ કોઝ કોર્ટની ડીક્રીઓ માટે જે થોડુંક ઉપર એમ જાહેર કરવામાં આવ્યું હતું કે રૂ. ૧૦૦) અને તેથી મોટી રકમના દાવાઓને માટે વ્યાજ આપવાનું કામ જજોની મુનસફી ઉપર છોડવામાં આવશે તે બાબત મુંબઇ શરાફ મહાજનમાં કાગળ આવ્યો હતો કે તેની હદ રૂ. ૧૦૦) અને તેથી વધુના દાવા માટે રાખવાની નામદાર હાઇકોર્ટને સુચના કરવી. આ બાબત વિચાર કરતાં એમ ઠરાવ થયો હતો કે જે નવો નિયમ દાખલ કરવામા આવેલો છે તેની અસર થોડાક વખત સુધી જોવી અને તે પછી તે બાબત વધુ લખવું.

બાદ સભા બરખાસ્ત થઇ હતી

# COMMERCIAL NOTES.

# વેપારી ખબરો.

## ૧૯૧૪ માં રસાયણશાસ્ત્રથી બનતી દવાઓનો જાપાનનો વેપાર.

## CHEMICAL TRADE OF JAPAN IN 1914

૧૯૧૪ ના જાપાનની રસાયણ દવાઓના વેપારને લગતી નીચે મુજબ ખબર, નામદાર સરકારના કમર્શિયલ એટેચે. (વેપારી) યાકોહામો (મી. ઇ. એફ. ક્રો. સી. એમ. ૭) તરફથી મળી છેઃ—

આ રસાયણ દવાઓનો સામાન્ય સવાલ જાપાનના લોકોનું ઘણું ધ્યાન ખેંચી રહ્યો છે, અને એ સવાલ ખાસ ચર્ચવાને ખાતર ખેતી અને વેપારના ખાતાંનું એક ખાસ કમીશન નીમવામાં આવ્યું છે. એમ સમજવામાં આવે છે કે સરકારને એમ સુચવવામાં આવશે કે ઉદ્યોગને થોડે ભાવે લોનો આપવી અને બનતા પદાર્થો પોતે વેચાતા લેવા, અને જરૂર પડે તો આયાત પર સખત ડ્યુટી મુકવી. આ વિચારો પ્રમાણે કામ થતાં ઘણો વખત લાગશે

નીચે મુજબના આંકડાઓ ૧૯૧૪ નો જાપાનનો રસાયણ દવાઓની કેટલા જથ્થાની અને કેટલી કીમતની નીકાશ થઇ તે બતાવે છે. ૧૯૧૩ ના આંકડાઓ સરખામણીને વાસ્તે આપવામાં આવ્યા છે.

| ચીજો. | જથ્થો. | | કીમત. | |
|---|---|---|---|---|
| | ૧૯૧૩ ટન. | ૧૯૧૪ ટન. | ૧૯૧૩ પૌંડ. | ૧૯૧૪ પૌંડ. |
| દવાઓ, રસાયણો, અને સળગી ઉઠે એવા પદાર્થોઃ— ... | ...... | ...... | ...... | ...... |
| ડાઇનામાઇટ અને સળગી ઉઠે એવા પદાર્થો ... ... | ...... | ...... | ૮૬,૪૦૦ | ૮૦,૪૦૦ |
| ગ્લુ ... ... ... | ૧,૩૫૬ | ૭૬૨ | ૫૦,૦૦૦ | ૨૮,૬૦૦ |
| ગ્લીસરાઇન ... ... | ૮૫૧ | ૧,૦૨૧ | ૬૬,૬૦૦ | ૧,૦૨,૧૦૦ |
| ફોસફરસ... ... ... | ૩૭૪ | ૩૦૯ | ૬૬,૦૦૦ | ૫૬,૮૦૦ |
| પોટેશ— | | | | |
| ક્લોરેટ ઓફ ... ... | ૩,૩૮૭ | ૨,૬૪૫ | ૧૦૭,૪૦૦ | ૮૮,૮૦૦ |
| સીઆનાઇટ ઓફ... ... | ૪૯૬ | ૩૧૮ | ૩૩,૫૦૦ | ૨૧,૫૦૦ |

| | | | | |
|---|---|---|---|---|
| રેઝીન ... ... ... | ૭,૦૪૧ | ૪,૮૦૦ | ૯૮,૮૦૦ | ૫૨,૦૦૦ |
| રબર ક્રુડ ... ... | ૧,૧૯૭ | ૧,૦૨૯ | ૩૫૨,૬૦૦ | ૨૧૯,૧૦૦ |
| સોડા ... ... | ...... | ...... | ...... | ...... |
| એશ ... ... ... | ૩૦,૮૩૪ | ૩૨ ૬૯૯ | ૧૪૮,૧૦૦ | ૧૫૯,૦૦૦ |
| કોસ્ટીક ... ... ... | ૧૨,૦૬૪ | ૧૩,૭૧૯ | ૧૩૪.૬૦૦ | ૧૪૪,૫૦૦ |
| બીજી સઘળી દવાઓ ... | ...... | ...... | ૯૬૯,૬૦૦ | ૧.૦૫૯,૯૦૦ |
| કુલ ... ... | ૫૭,૬૦૦ | ૫૭,૩૦૨ | ૨,૧૧૩,૧૦૦ | ૨,૦૩૨,૭૦૦ |

**નીકાશ:**—જાપાનની કેમીકલ ફેક્ટરીઓ સારી જાતની અને સારા જથ્થામાં રસાયણ દવાઓ બનાવે છે એ જાણવા જેવું છે. દાખલા તરીકે ઝીન્ક ઓક્સાઇડ, ઝીન્ક કલૅારાઇડ, પ્રેસીપીટેટેડ ચોક, મેગ્નેઝીઆ કારબોનેટ, મેગ્નેઝીઆ ફોસ્ફેટ એસટીક એસીડ, બીસમથ, સોલ્ટ વીગેરે દવાઓ બનાવવામાં આવે છે. આ જાપાનની બનાવેલી દવાઓ જાપાનની જરૂરીયાતો પુરી પાડે છે. અને તે ઉપરાંત અમુક જથ્થામાં હીંદુસ્થાન અને બીજા પુર્વના દેશોમાં નીકાશ થાય છે.

થીઇનની બનાવટથી એક નવી લાઇનની શરૂઆત થઇ છે, અને એવી આશા રાખવામાં આવે છે કે જ્યારે એ ઉદ્યોગ પુરા પ્રમાણમાં ખીલશે ત્યારે એ દવાની નીકાશ થઇ શકશે. જાપાનમાંથી ચાહના કચરાની નીકાશ હાલમાં થયા કરે છે અને તે જર્મન પેઢીઓ ૨ યેન, ૫૦ સેન, (૫ શી ૧ પે.) થી તે ૩ યેન (૬ શી. ૧૩ પે) સુધી ખરીદે છે, અને એવું ધારવામાં આવે છે કે એ ચાહનો કચરો રસાયણનાં કામમાં વપરાય છે. શીઝુઓકાની એક જાપાનીઝ કંપનીએ ચાહના કચરામાંથી થીઇન બનાવવાનું કામ શરૂ કર્યું છે. અને એવું કહેવામાં આવે છે કે એક મહીનામાં ૩૦૦ પોંડ માલ બનાવે છે. એક બીજી નાની કંપનીએ પણ આ દવા બનાવવાનું કામ શરૂ કર્યું છે.

એસેટીક એસીડનો મોટો નીકાશનો વેપાર ચાલે છે જો કે કસ્ટમના આંકડાઓ એની જુદી ખબર આપતા નથી લડાઇ શરૂ થયા પછી રબરના ઝાડ ઉગાડવાની જગ્યાઓ પરથી આ દવાના ઘણા ઓર્ડરો મળ્યા છે. અને એ લેટેક્સની મેળવણીમાં વાપરવામાં આવે છે. ૧૯૧૪ માં આર્કસોઇાઇડ ઓફ પોટેશની નીકાશ બે ગણી થઈ છે અને પૌંડ ૬૩૦૦૦ થી વધારે કીંમતની હતી, થોડાક જથ્થા માં સલ્ફ્યુરીક એસીડ પણ બહાર મોકલવામાં આવતું હતું. આંકડાઓ પ્રમાણે તેની કીંમત પાઉંડ. ૧૪૦૦૦ છે. પણ એવું ધારવામાં આવે છે કે ૧૯૧૫ માં એ વેપાર મોટા પ્રમાણમાં ચાલશે.

જંતુઓને મારવાના પાઉડરની અને મુખ્યત્વ કરીને પીરીથ્રીક ફલાવરની પણ કાંઇક ખબર કહાય છે કે જે ઉપર કહેલા પાઉડરની બનાવટમાં અગત્યનું છે. ખરીખરી નીકાશ જર્મનીમાં થઇ છે. પણ લડાઇ શરૂ થયા પછી કેટલીક ખબરો પરથી જણાય છે કે બ્રિટીશ કારખાનાવાળાઓ પોતાની જરૂરીયાતો ઓસ્ટ્રીઆ હન્ગેરી અને મોન્ટેનેગ્રોમાંથી ખરીદતા હતા અને તેથી હવે એ લોકોને બીજી જગ્યાઓ શોધવી પડે છે

## જાપાનનો રૂનો ઉદ્યોગ.

દુનિયામાં રૂના વણાટકામની મોટામાં મોટી કંપનીઓ નીચે મુજબ છે:—અમોસ્કીગ, મેન્યુફેકચરીંગ કંપની, મેન્ચેસ્ટર, એન. એચ. કે જેની પાસે ૬૯૦,૦૦૦ સ્પીનીંગ સ્પિંડલ્સ અને ૨૨,૦૦૦ લુમ્સ છે.—

ધી "પારકર કોટન મીલ્સ કંપની," ગ્રીનવીલી, એસ. સી. કે જેની પાસે ૫૧૫,૧૨૦ સ્પિંડલ્સ અને ૧૩,૧૯૮ લુમ્સ છે:—ધી ફોલ રીવર વર્કસ કંપની, ફોલ રીવર માસાચુસેટ્સ કે જેની પાસે ૪૮૫,૨૯૮ સ્પિંડલ્સ અને ૧૨,૭૮૨ લુમ્સ છે:—ધી બી. બી. એન્ડ આર નાઇટ કંપની, પ્રોવીડન્સ, આર. આઇ. કે જેની પાસે ૪૮૫.૯૧૧ સ્પિંડલ્સ અને ૧૧,૭૦૯ લુમ્સ છે:—ધી ટોયો કંપનિ ઓસાકા જાપાન; ૪૪૧,૭૬૮ સ્પિંડલ્સ અને ૧૦૧૩૫ લુમ્સ:—ધી ડોમીનીઅન ટેક્સટાઇલ કંપની, મોન્ટ્રીલ, કેનેડા ૪૬૪.૧૪૪ સ્પિંડલ્સ અને ૧૦,૧૦૫ લુમ્સ:—અમેરીકા અને કેનેડાની કંપનીઓના આંકડાઓ ટેક્સટાઇલ ડાઇરેકટરીમાંથી લીધેલા છે જ્યારે જાપાનીઝ કંપ-

નીઓનાં આંકડાઓ કોન્સલ જ્યોર્જ, એન, પેટ્ટ ઓફ કોમે જાપાન તરફથી મળેલા રીપોર્ટ માંથી લેવામાં આવેલા છે. સુરોપની કોઇપણ કંપની પાસે કાપડ બનાવવા માટે ૧૦,૦૦૦ લુમ્સ નથી, તેથી જાપાનમાં પાંચમાં નંબરમાં અંકાય એવી કાપડ માટે મોટામાં મોટી કંપની છે.

મીચે અને ઓસાકા કંપનીઓના જોડાણથી ૨૬ મી જુન ૧૯૧૪ માં ટોયો કંપની હાસ્તમાં આવી હતી. ઉપર કહ્યા પ્રમાણેના સાંચાકામ ઉપરાંત ટોયો કંપની પાસે ૨૨,૧૮૪ ટ્વીસ્ટીંગ સ્પિંડલ્સ છે.

ડીસેંબર ૩૧મી ૧૯૧૪ નો અંકાયલો કેપીટલ સ્ટોક ૧૪,૨૫૦,૦૦૦ યેન છે (ડૉલર ૭૦,૯૬,૫૦૦) કે જેમાંના ૧૩,૦૦૯,૨૭૫ યેન (ડૉલર ૬,૪૭૮.૫૯૩) પુરેપુરા ભરાઇ ગયા છે. એની અનામત રકમ ૮,૩૨૪,૨૧૨ યેન (ડૅલર ૪.૧૪૫,૪૭૪) છે. ચીનમાં નીકાશને વાસ્તે ટોયો કંપની આસમાની રંગનું શીટીંગ, અને ડ્રીલ બનાવે છે અને સુતર પણ વેચે છે.

એ રીપોર્ટ બીજું એ બતાવે છે કે ૩૧ મી ડીસેંબર ૧૯૧૪ માં જાપાનમાં ૪૨ કાપડ બનાવવા માટેની કંપનીઓ હતી. આ કંપનીઓની પાસે કુલ ૨,૬૦૬ ૦૦૪ રીંગ સ્પિંડલ્સ અને ૧૧,૧૭૦ મ્યુલ સ્પિંડલ્સ હતાં અને તે ઉપરાંત ૩૨૮.૭૬૬ ટ્વીસ્ટીંગ સ્પિંડલ્સ અને ૨૫,૪૦૩ લુમ્સ છે કુલ અંકાયલે કેપીટલ સ્ટોકની રકમ ૧૦૯,૬૭૬,૪૦૦ યેન (ડૉલર ૫૪,૬૧૮,૮૪૭) હતી કે જેમાંથી પુરેપુરી ભરાયલી કેપીટલ ૮૫,૮૨૦,૪૨૪ યેન છે. અનામત ફન્ડની રકમ ૩૬,૬૩૯,૩૪૯, યેન (ડૉલર, ૧૮,૨૪૬,૩૯૬) છે.

૧૯૧૪માં જાપાનમાં દેખાડ્યા પ્રમાણે કુલ સુતરની પેદાશ ૧,૬૬૬,૧૮૧ ગાંસડીઓ છે કે જેમાંથી ૫૭૦,૨૯૮½ ગાંસડીઓની નીકાશ થયેલી છે ૧૯૧માં જાપાનની સુતરાઉ કાપડ કુલ નીકાશ ૩૭,૪૯૨,૫૯૦ યેન (ડૉલર ૧૮,૬૬૧,૩૧૦) હતી કે જેમાની આસમાની રંગના શીટીંગ, અને શર્ટીંગની ૧૨,૫૯૬ ૪૦૩ અને (ડૉલર ૬,૨૭૩,૦૫૪) અને સ્પિનલના દોરાની ૧૦,૯૮૮,૯૯૦ યેન (ડૉલર ૫,૪૭૨,૫૧૭) હતી. હર વખતના નિયમ મુજબ સુતરની નીકાશ, પીસ ગુડ્સની નીકાશ કરતાં ઘણી વધી ગઇ છે.

આ ઉદ્યોગમાં ૨૧,૯૭૫ મરદો અને ૮૯,૭૩૭ સ્ત્રીઓ કામે લાગેલ છે. મરદોની એક દહાડાની સરેરાશ આવક ૪૮,૯૬ અને (૨૪.૩૮ સેંટસ) છે અને સ્ત્રીઓની ૩૧,૮૧ સેન (૧૫,૮૪ સેંટસ) છે.

૧૯૧૪માં પહેલા અરધા ભાગમાં જાપાનીઝ કંપનીઓએ સરેરાસ ડીવીડંડ ૧૬૨ ટાક આપ્યું છે. જ્યારે ૧૯૧૪ના બીજા અરધા ભાગમાં ૧૩.૫ ટકા આપ્યું છે. આખા વર્ષની સરેરાસ ૧૪'૮ ટકા સુધી આંકી શકાય.

—(૬)—

## જાપાનનું વહાણનું બાંધકામ.

### આ ઉદ્યોગની આબાદાની.

નામાંકીત જાપાનના વહાણના બાંધકામની સાથ સંબંધ ધરાવનાર શહુરથોની ગ્રેટ બ્રિટનની હાલની મુલાકાતથી જાપાનના યાર્ડ માંથી તરતાં મુકાતાં વહાણોના આંકડા અને ટનેજ (tonnage) તરફ સર્વેનું ધ્યાન ખેંચાયુ છે. જ્યારે બીજા દેશોના વહાણનાં બાંધકામના સાધનો કે જેના ઉપર જાપાને આગલાં વર્ષોમાં પોતાના કાફલાના અગત્યના વધારાને વાસ્તે આધાર રાખ્યો હતો, તેઓ લડાઇના કામમાં રોકાએલ ગયાં છે ત્યારે જાપાને પોતાની જરૂરીઆત પોતાના યાર્ડોમાંથી પુરી પડે એવી કોશીશ કરવી જોઇએ, એ સ્વભાવીક છે હાલની જાપાનના વહાણના બાંધકામની આંચક્ય વૃત્તિનું કારણ એકતો ઉપર કહ્યા પ્રમાણે છે અને બીજું મિત્ર રાજ્યોના વેપારી વહાણના સરકારી કામમાં વપરાશને લીધે ટનેજની અછત છે અને ત્રીજું એ કે જર્મનીનો વેપારી વાવટો સમુદ્રોમાંથી અદ્રશ્ય થયો છે, એવું જણાવવામાં આવ્યું છે કે હાલ તરત જાપાનની વહાણનું બાંધકામ કરનારી કંપનીઓ કે જેઓ હાલ નવી સર્વિસોની સ્થાપના કરે છે તેઓના આશરા હેઠળ ૫૦ વેપારી વહાણો બાંધવાનું કામ શરૂ થયું છે.

### હાથમાં કામ.

જોકે જાપાનના વહાણના બાંધકામનો ઉદ્યોગ એવી હાલતમાં છે કે જેમાં બ્રિટીશ લોઇડ અને બીજા વહાણના બાંધકામ કરનારાઓના હાથ હેઠળ બનેલા વહાણોનાજ નમુના પોતાના યાર્ડોમાં બની શકે છે તોપણ જાપાનની વહાણનું બાંધકામ કરવાની શક્તિ સારા પ્રમાણમાં વધેલી છે એમની આગળી પુરતી ગણેલી છે,

લડાઇ શરૂ થયા પછી સરકારી સંસ્થાઓ અને ખાનગી યાર્ડોએ લડાઇના વહાણો બાંધવાના ઇજારાઓ લીધા છે ઓસાકા આયર્ન વર્કસને થોડાજ વખત ઉપર વધારી વહાણો બનાવવાને અગત્યના ઓર્ડરો મળ્યા છે. આ ઓર્ડરો નીચે મુજબ છે.—૬ વહાણો. દરેક ૧૨૦૦૦ ટનના અને ૫૨૫ ફીટ લાંબા ૮ જેઓ ઓસાકા શોસન કાયશા ને વાસ્તે ઇશાર લુડની રૂઢી પર બાંધવાના છે.—મીત્સુ કંપનીને વાસ્તે ૮૫૦૦ ટનની (dead weight) એક સ્ટીમર—અને બે નુતકની ૫૨૫૦ ટનની ૧૨ સ્ટીમરો આ કંપનીને-વામપોહા કોનઝરવેટરી બોર્ડ-શાનઘાઈ-તરફથી.

પાણીને તળીએથી કચરો કાઢવાનાં ૨ વહાણ બનાવવાનો ઓર્ડર મળ્યો છે. આ કંટ્રાકટો હાથ કરવાને લીધે આ કંપનીને ૫૨૫૦ ટનના ૧૨ વહાણ બનાવવાને વાસ્તે ઈનોશીમામાંના યાર્ડોમાં ૨ નવી જગ્યાઓ બાંધવી પડી છે. ઓસાકા શોસન કાયશાના વહાણો ઓસાકા યાર્ડમાં બનશે. મીત્સુબીશી યાર્ડે પણ નવા કંટ્રાકટો મેળવ્યા છે કે જેમાં ૭૫૦૦ ટનના ૪ વહાણો, બનાવવાનાં છે, બ ચારે એટલાજ ટનના ૩ વહાણો કાવાસાકીમાં બનાવવાનું કામ શરું થયું છે, કોબે, હરીમા અને પુરૂજીતગટાના યાર્ડોની ચોપડીઓ પણ ઓર્ડરોથી ભરપુર છે.

સબ-સીડી સીસ્ટમ (નાણાથી મદદ કરવાની રૂઢી)

જોકે ઓસાકા કંપનીએ બીજા દેશોના બાંધનારાઓની હરીફાઇ છતાં પાણીને તળીએથી કચરો કાઢવાના ૨ વહાણોનો ઓર્ડર મેળવ્યો છે તે છતાં જાપાનના ઉદ્યોગની પ્રવૃદ્ધિનું ઘણે અંશે કારણ સબ્સીડી સીસ્ટમનો આશરો છે. કારણકે જે વહાણો સ્વદેશી યાર્ડોમાં બનાવવામાં આવ્યા હોય છે તે વહાણો પરજ સબ્સીડી આપવામાં આવે છે, અને ઘણાઓ વર્ષ પછી જાપાનનો ઉદ્યોગ યુરોપના બાંધનારાઓની સામે સરાસરીમાં ફતેહમંદીથી ટકી શકશે જાપાનની સંસ્થાઓનાં જુમેદારીવાળી જગ્યાઓ ભોગવતાં ઘણાં માણસો બ્રિટીશ અને બીજા યાર્ડોમાં કેળવાયલાં છે, અને હજુબી આવાં માણસોનો સારા પ્રમાણમાં વધારો થતો જાય છે એ ખરી વાત છે. એ બી ખરી વાત છે કે જાપાનમાં મજુરી અન્ય દેશો કરતાં થોડે ભાવે મળે છે પણ એ બી ધ્યાનમાં લેવાનું છે કે આ મજુરી બીન કાશલ્ય છે અને અગરજોકે કૌશલ્ય એટલાજ પ્રમાણમાં મેળવાયલું હોય તો પણ, જુના બાંધનારાઓની સરખામણીમાં એટલું બધું કેળવાયલું હોતું નથી. બીજો એક ગેરફ યદો દેશદેશોના વપારની હરીફાઈના તરફ જોતાં આયાત થેયલી ચીજોની વધારે કિંમત છે' હાલમાં વહાણનાં બાંધકામની ચીજો ઘણી મુશ્કેલીથી મળી શકે છે અને કિંમત વધારે આપવી પડે છે કે જેથી કરીને વહાણ બાંધવાની કીંમત કે જે લડાઇ પહેલાં ૫૦૦૦ ટનના વહાણને વાસ્તે ૧ ટન પર ૧૪૫ યેન હતી ને ૧૮૦ યેન સુધી ચઢી છે, અને એનાથી બી વધારે ભાવો બહાર પાડવામાં આવ્યા છે. વહાણના બાંધકામના માલના વેપારનો વિચીત્ર ભાગ એ છે કે લડાઇ શરૂ થયા પહેલાં બ્રિટીશ માલ અને મુખ્યત્વ કરીને પીગ આયર્ન જર્મન એજન્ટોની મારફતે જાપાનમાં બ્રિટીશ બનાવનારાઓની મારફતે મળતા માલ કરતાં થોડી કિંમતે ઘણી વખતે મળતા હતા.

એવું જણાવવામાં આવ્યું છે કે જાપાનના યાર્ડમાં બનતાં વહાણો ઘણે અંશે બ્રિટીશ બનાવનારાઓના વહાણોના નમુના હોય છે. જો કે જાપાંનને વહાણ બાંધવાની કારીગરીમાં પ્રવૃત્તિને વાસ્તે માન અપવાનો વખત આવ્યો નથી તો પણ જે જાપાનના બાંધનારાઓએ વહાણને શણગારવામાં વધારે કૌશલ્ય મેળવ્યું તેને વાસ્તે તેઓને ધન્યવાદ ઘટે છે.

હાલની જાપાનના યાર્ડોની ચાંચલ્યવૃત્તિ લડાઇને લીધે વેપારી હાલતને લીધેજ છે એ સ્પષ્ટ જણાઇ આવે છે, અને જો કે આ ઉદ્યોગ આવતાં વર્ષોમાં વૃદ્ધિને પામશે, તો પણ હાલના જેટલી ઝડપથી તો નહીંજ વધશે.

---

## પ્રોંપસીંગ મુંબઈ ઇલાકો (દેશી રાજ્યો સાથે.)

વાવેતર:-બ્રિટીશ જીલ્લાઓમાં ૧૪૪૧૦૦ એકર તથા દેશી રાજ્યોમાં ૫૨,૫૦૦ એકર કે જે ગયા વર્ષ કરતાં ૧ ટકો વધારે છે અને દશ વર્ષના પ્રમાણમાં ૨૧ ટકા વધારે છે.

તલ મુબઈ ઇલાકો સીંધ દેશી રાજ્યો સાથે

વાવેતર-બ્રિટીશ જીલ્લાઓમાં ૨૫૭,૨૦૦ એકર તથા દેશી રાજ્યોમાં ૩૧૨,૭૦૦ એકર કે જે ગયા વર્ષ કરતાં અડધા અડધ ટકા ઓછો છે.

---

મેટેલીક શીલીંગથી બોલ્ડીંગનો ઘારડો થોસે છે.

લંડન ગ્રેઇન, સીડ એન્ડ ઓઇલ રીપોર્ટર તરફથી નીચે પ્રમાણે આયાત કરનારા દેશોની જરૂરીયાતના અને નીકાશ કરનારા દેશોના વધારાના માલના આસરાની ખબર અમને મળી છે :—

| | જરૂરીયાતનો આસરો. ક્વાર્ટર. |
|---|---|
| યુનાઇટેડ કીન્ગડમ .. ... | ૨૫,૦૦૦,૦૦૦ |
| ફ્રાન્સ. ... ... ... ... | ૭,૦૦૦,૦૦૦ |
| ઇટાલી ... ... | ૭,૦૦૦,૦૦૦ |
| હોલેન્ડ બેલજીઅમ ... ... | ૭,૦૦૦,૦૦૦ |
| સ્પેઇન, પોર્ટયુગલ ... ... | ૧,૦૦૦,૦૦૦ |
| સ્કેન્ડીનેવીઆ સ્વીટ્ઝરલાંડ | ૬,૫૦૦,૦૦૦ |
| ગ્રીસ, વીગેરે ... ... | ૬,૫૦૦,૦૦૦ |
| કુલ (યુરોપ) | ૫૩,૫૦૦,૦૦૦ |

| | વધારાના માલનો આસરો ક્વાર્ટર. |
|---|---|
| યુનાઇટેડ સ્ટેટ્સ ... ... | ૪૫,૦૦૦,૦૦૦ |
| કેનેડા ... ... | ૨૪,૦૦૦,૦૦૦ |
| અર્જેન્ટીના ... ... | ૧૨,૦૦૦,૦૦૦ |
| ઓસ્ટ્રેલીયા ... ... | ૮,૦૦૦,૦૦૦ |
| હીંદુસ્થાન ... ... | ૬,૦૬૦,૦૦૦ |
| ઉત્તર આફ્રીકા ... ... | ૧,૫૦૦,૦૦૦ |
| કુલ. | ૯૬,૫૦૦,૦૦૦ |

નીચે જણાવેલા આંકડાઓ, વીદેશી વેપારમાં યુનાઇટેડ સ્ટેટસના રૂનું કાપડ બનાવવાના ઉદ્યોગની પ્રવૃત્તિ બતાવે છે.

(દશલાખ ડૉલરમાં આંકડા આપેલા છે.)

| વર્ષો | નીકાશ | આયાત | આયાતની પુરાંત | નીકાશની પુરાંત |
|---|---|---|---|---|
| ૧૮૯૦ | ૧૦.૦ | ૨૯.૯ | ૧૯.૯ | ...... |
| ૧૯૦૦ | ૨૪.૦ | ૪૧.૩ | ૧૭.૩ | ...... |
| ૧૯૧૦ | ૩૩ ૪ | ૬૬.૫ | ૩૩.૧ | ...... |
| ૧૯૧૫ | ૫૭.૯ | ૪૦.૨ | ...... | ૧૭.૭ |

હાલ સુધી યુનાઇટેડ સ્ટેટસ પોતાને જોઇતુંજ રૂનું કાપડ બનાવતું હતું.

## ઈંગ્લંડ અને વેલ્સના ખેતીના આંકડા ૧૯૧૫.

૪ થી જુનના આંકડાઓમાંથી લેવાયલી ઇંગ્લંડ અને વેલ્સની ખેતીમાં વપરાતી જગ્યાની યાદી કે જે બોર્ડ ઓફ્ એગ્રીકલ્ચર એન્ડ ફીશરીઝ તરફથી બહાર પડી છે તે નીચે મુજબ છે. ૧૯૧૪ ના આંકડા પણ સરખામણીને વાસ્તે આપ્યા છે.

| ખેતી. | ૧૯૧૪. એકર્સ. | ૧૯૧૫. એકર્સ. | વધારો. પરસેન્ટ. | ઘટાડો. પરસેન્ટ. |
|---|---|---|---|---|
| ખેતી અને ઘાંસ ઉગાડવાની જગ્યાઓની કુલ એકરેજ... | ૨૭,૧૧૪,૦૦૦ | ૨૭,૦૫૩,૩૬૦ | ......... | ૦·૨ |
| ખેતી કરવા લાયક જગ્યા... | ૧૦,૯૯૮,૨૫૦ | ૧૦,૯૬૫,૬૪૦ | ......... | ૦·૩ |
| કાયમનું ઘાંસ— | | | | |
| સુકા ઘાંસને વાસ્તે ... | ૪,૭૮૫,૪૫૦ | ૪,૬૫૫,૦૩૦ | ......... | ૨·૭ |
| સુકા ઘાંસને વાસ્તે નહીં ... | ૧૧,૩૩૦,૩૦૦ | ૧૧,૪૩૨,૬૯૦ | ૦·૯ | ......... |
| કુલ | ૧૬,૧૧૫,૭૫૦ | ૧૬,૦૮૭,૭૨૦ | ......... | ૦.૨ |
| ઘઉં ... ... .. | ૧,૮૦૭,૫૦૦ | ૨,૧૭૦,૧૧૦ | ૨૦૧ | ... ..... |
| જવ. ... ... ... | ૧,૫૦૪,૭૭૦ | ૧,૨૩૧,૭૨૦ | ......... | ૧૮·૧ |
| ઓટ્સ ... ... | ૧,૯૨૯,૬૩૦ | ૨,૦૮૮,૦૫૦ | ૮·૨ | ......... |
| રાઇ ... ... ... | ૫૩,૯૦૦ | ૪૭,૬૮૦ | ......... | ૧૧.૫ |
| શીંગ... ... ... | ૨૯૪,૦૨૦ | ૨૬૬,૫૩૦ | ......... | ૯·૩ |
| વટાણા ... ... | ૧૬૮,૮૪૦ | ૧૨૯,૩૮૦ | ......... | ૨૩ ૪ |
| બકવ્હિટ ... ... | ૩,૦૪૦ | ૨,૬૫૦ | ......... | ૧૨·૮ |
| બટાટા ... ... | ૪૬૧,૬૨૦ | ૪૬૩.૪૦૦ | ૦·૪ | ......... |
| ગાજર અને સ્વીડસ ... | ૧,૦૪૫,૦૯૦ | ૯૩૧,૭૬૦ | ......... | ૧૦·૮ |
| મેન્ગોલ્ડ ... ... | ૪૩૨,૩૭૦ | ૪૧૩,૭૧૦ | ......... | ૪·૩ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| કોબીજ-કોલશબી | ... | ૬૭,૯૪૦ | ૬૮,૨૧૦ | ૦.૪ | ........ |
| દ્રાક્ષનાં ફોતરાં | ... | ૭૦,૪૬૦ | ૬૫,૫૩૦ | ........ | ૭.૦ |
| અનાજમાં ઉગેતા છોડ | ... | ૧૨૩,૭૩૦ | ૧૦૯,૬૩૦ | ........ | ૧૧.૪ |
| લ્યુસર્ન નામનું ઘાંસ | ... | ૫૩,૬૫૦ | ૫૩,૦૦૦ | ........ | ૧.૨ |
| હોપ્સ | ... | ૩૬,૬૬૦ | ૩૪,૭૪૦ | ........ | ૫.૨ |
| સ્મોલ ફ્રુટ | ... | ૭૭,૩૬૦ | ૭૪,૧૯૦ | ........ | ૪.૧ |
| કુલ ... | ... | ૨,૩૮૧.૩૫૦ | ૨,૩૬૨,૩૭૦ | ........ | ૦.૮ |

## જાન્યુઆરી-જુન ૧૯૧૫ માં ઓસ્ટ્રીઆ—હંગેરીનો વિદેશી વેપાર.

ઓસ્ટ્રીઅન મીનીસ્ટ્રી ઓફ કોમર્સના આંકડાઓ પ્રમાણે ઓસ્ટ્રીઆ-હંગેરીના પરદેશન. વેપારની કીંમત નીચે મુજબ છે. ૧૯૧૪ ના આંકડાઓ સરખામણીને વાસ્તે આપ્યા છે.

(આંકડા ક્રોનરમાં આપવામાં આવેલા છે
૨૪ ક્રોનર=૧ પાઉંડ.)

| | આયાત, જાન્યુઆરી-જુન. | | | નીકાશ, જાન્યુઆરી-જુન. | | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૪ ક્રો. | ૧૯૧૫ ક્રો. | ઘટાડો ક્રો. | ૧૯૧૪ ક્રો. | ૧૯૧૫ ક્રો. | ઘટાડો ક્રો. |
| કાચો માલ | ૧,૧૧૫,૦૦૦,૦૦૦ | ૫૭૭,૦૦૦,૦૦૦ | ૫૩૮,૦૦૦,૦૦૦ | ૪૩૪ ૦૦૦,૦૦૦ | ૨૫૨,૦૦૦,૦૦૦ | ૧૮૨,૦૦૦,૦૦૦ |
| અર્ધો બનાવેલો માલ | ૨૬૭૦૦૦,૦૦૦ | ૧૨૮,૦૦૦,૦૦૦ | ૧૩૯,૦૦૦,૦૦૦ | ૨૬૨ ૦૦૦,૦૦૦ | ૯૧,૦૦૦,૦૦૦ | ૧૭૧,૦૦૦,૦૦૦ |
| બનાવેલો માલ | ૪૭૧,૦૦૦,૦૦૦ | ૩૪૫,૦૦૦,૦૦૦ | ૧૨૬,૦૦૦,૦૦૦ | ૬૩૪,૦૦૦,૦૦૦ | ૧૮૩,૦૦૦,૦૦૦ | ૪૫૧,૦૦૦,૦૦૦ |
| કુલ | ૧૮૫૩,૦૦૦,૦૦૦ | ૧ ૦૫૦,૦૦૦,૦૦૦ | ૧૦,૩૦૦,૦૦૦ | ૧૩૩૦,૦૦૦,૦૦૦ | ૫૨૬,૦૦૦,૦૦૦ | ૮૦૪ ૦૦ ૦,૦૦૦ |

આયાતના સંબંધમાં દેખાડવામાં આવ્યું છે કે આ આંકડાઓ કીંમતના વધારાને લીધે ઉપર બતાવ્યા કરતાં વધારે ઘટયા છે. વધારેમાં વધારે ઘટાડો નીચે મુજબ ચીજોમાં થયો છે:— દાણો, બીયાં, ઢોર, ચામડાં, ઇંડાં, સુતરાઉ કાપડના ઉદ્યોગનો માલ. અને કોલસો અર્ધા બનાવેલા માલમાં રૂના સુતરમાંજ વધારો થયો છે. બનાવેલા માલમાં ઘટાડો સામાન્ય છે પણ મુખ્યત્વે કરીને સંચાઓ, કાપડ, પહેરવાનાં લુગડાંની ચીજો રબરનો માલ, ઓજારો અને ઘડીઆળો, ગાડીઓ, લોઢું, ધાતુનો માલ અને મીનરલ ઓઇલ.માં છે,

પુર્ણ બનાવેલા' માલની નીકાશ, ૧૯૧૪ ના પહેલા છ મહીનાની સાથે સરખાવવા પ્રમાણે, ૬૦ ટકા ઘટી ગઇ છે. અને એ ઘટાડો વધારે પ્રમાણમાં, સાફ કરેલી ખાંડ, કાપડ, પહેરવાનાં લુગડાંની ચીજ, લાકડાંનો માલ, ચામડું, કાચ, લોઢું અને ઉદ્યોગની ધાતુઓ. સાંચાકામ, રસાયણ દવાઓ, અને કાગળના માલમાં માલમ પડયો છે. અર્ધા બનાવેલા માલમાં ઘટાડો સામાન્ય હતો પણ મુખ્યત્વે કરીને સુતર, ચામડું લાકડું અને ચરબીમાં હતો. નીકાશના કાચામાલમાં મુખ્યત્વ કરીને ઢોરોનાં અને જીવતાં જાનવરોના પદાર્થોમાં છે. વગર સાફ કરેલાં લાકડાંમાં ખનીજ બળતણમાં અને કાચાં ઉનમાં બી ઘટાડો છે.

---

કેટલાક મુખ્ય હિંદી પાકોના સંબંધમાં ૧ લી અકટોબર સુધીની બીજી યાદી બહાર પાડવામાં આવી છે તે પરથી કેટલાક મુખ્ય માલોના વાવેતરની નીચે મુજબની બાતમી ખબર મળી છે.

શેરડી મુંબઇ ઇલાકો (સીંધ અને દેશી રાજ્યો સાથે)

વાવેતર:—બ્રિટીશ જીલ્લાઓમાં ૫૩ ૨૦૦ તથા દેશી રાજ્યોમાં ૬૨,૫૧૦ એકર જાહેર કરવામાં આવ્યું છે જે ગયા વર્ષ કરતાં ૧૧ ટકા વધારે છે.

---

ઉંચી પાલીસ કરેલા ટબલ ટોય ખરીદ કરવા કયાં જશો?

# COMMERCIAL INTELLIGENCE & STATISTICS.

# વેપારી બાતમીઓ અને આંકડાઓ.

## TARIFF VALUATION OF SUGAR.

## ખાંડની જગાત વખતે આંકેલી કીંમત

ઇ. સ. ૧૯૧૧ ની સાલના કસ્ટમ સરક્યુલર નંબર ૫ મા માં બતાવેલી રૂઢી પ્રમાણે ઇ. સ. ૧૯૧૬ માં ખાંડ ઉપર કેટલી જગાત થશે તે અંદાજ કાઢવો સહેલો થઇ પડે તેવાં હેતુથી આ કોષ્ટક તૈયાર કરવામાં આવ્યું છે તેમાં પ્રથમ સપ્ટેમ્બર માસ દરમ્યાન કેટલી આયાત થઇ પડી હતી તે તથા કસ્ટમ હાઉસના રીટર્ન પ્રમાણે તેનાં એક હંડ્રવેટનો સરેરાશ શી કીંમત હતી તે આપવામાં આવ્યું છે, અને બીજા કોલમમાં વરસનો શરૂઆતથી આજ સુધી થયેલી કુલ આયાત તથા તેટલા વખત દરમ્યાન તેનાં સરેરાશ કીંમત શી રહી છે તે પણ આપેલું છે.

| ખાંડની જાત | ઇ. સ. ૧૯૧૫ ના સપ્ટેમ્બર માસમાં થયેલી આયાત. | | ૧૯૧૪ અકટોબરથી સપ્ટેમ્બર ૧૯૧૫ સુધીમાં થયેલી આયાત. | |
|---|---|---|---|---|
| | જથ્થો હંડ્રવેટ | દર હંડ્રવેટની સરેરાશ કીંમત. રૂ. આ. | જથ્થો. હંડ્રવેટ | દર હંડ્રવેટની સરેરાશ કીંમત રૂ. આ. |
| ખાંડ ગાગડીવાળી બીટ જાતની | ......... | .. ..... | ૯૮ | ૧૦— ૮ |
| ,, ,, સુંવાળી ચીનમાં સુધારેલી | ૨૧,૨૬૪ | ૧૫— ૮ | ૧૪૦,૬૫૮ | ૧૫—૧૨ |
| ,, ,, જાપાનમાંથી | ૧૩,૨૦૨ | ૧૫— ૪ | ૧૪૪,૧૬૫ | ૧૫—૧૨ |
| ,, ,, સુંવાળી ઇજીપ્ટમાંથી | ......... | ......... | ૧૧૧,૮૭૭ | ૧૫—૧૨ |
| ,, ,, જાવાની ૨૩ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉપરની | ૬૬૦,૧૦૬ | ૧૫— ૧૨ | ૪,૬૪૧,૩૫૯ | ૧૪—૧૨ |
| ,, ,, જાવાનો ૧૬ થી ૨૨ ડચ સ્ટેન્ડર્ડની | ૩૫૭,૭૦૧ | ૧૫— ૦ | ૨,૫૯૫,૩૧૪ | ૧૩— ૪ |
| ,, ,, જાવાનો ૧૫ ડચ સ્ટેન્ડર્ડની અને હલકી | ......... | ......... | ૮૬,૯૭૭ | ૧૧— ૦ |
| ,, મોરીશીયસની ૧૬ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉંચી સારી ... | ૭૪,૬૧૫ | ૧૬— ૪ | ૧,૧૭૮,૧૫૩ | ૧૫—૪ |

# JOINT-STOCK COMPANIES.

## જૉઇન્ટ—સ્ટૉક કંપનીઓ.

ઇ. સ. ૧૯૧૫ ના આગસ્ટ મહિનામાં નીચેની જોઇન્ટ-સ્ટૉક કંપનીઓ બ્રિટીશ હિંદુસ્તાનમાં રજીસ્ટર થઇ હતી.

| નામ. | ઠેકાણું | હેતુ | થાપણ રૂ. |
|---|---|---|---|
| ૧. બેંકીંગ, લોન, ઇન્સ્યુરન્સ. | | | |
| (અ) છાપખાનાનું, ચોપડીઓ પ્રકટ કરવાનું અને સ્ટેશનરીનું કામ કરનારી કું. | | | |
| ૧. બોમ્બે પ્રીન્ટીંગ વર્કસ. | મુંબઇ. | છાપાખાનાનું અને ચોપડીઓ પ્રગટ કરવાનું કામ. | ૧,૦૦,૦૦૦ |
| (ખ.) બીજીઓ | | | |
| ૨. સાન્ટીપુર, ઇસ્લામ, સુહરીડ કુંપની. | સાન્ટીપુર, બંગાલ | ખેતી વીગેરે. | ૬,૦૦૦ |
| ૩. પેરી લાલ એન્ડ સન્સ (ખાનગી.) | દીલ્હી. | મોટોર ગાડીઓ, અને એના સામાનનો ધંધો. | ૫૦,૦૦૦ |
| ૪. ઇસ્ટર્ન જનરલ, કમીશન એજન્સી. | મુંબઇ. | કમીશન એજન્સી. | ૫૦,૦૦૦ |
| ૫. પી ઓર એન્ડ સન્સં. | મદ્રાસ. | ઝવેરાતનો ધંધો. | ૧૨,૦૦,૦૦૦ |
| ૬. એન. સુન્દરહામ એન્ડ સન્સ. | ,, | કોથળાઓ, પેટીઓ, વીગેરેનું કારખાનું. | ૨૦,૦૦૦ |
| ૨. મીલો અને પ્રેસો. | | બીજીઓ કુલ ... ... | ૧૩,૨૬,૦૦૦ |
| (અ) કાપડની મીલો. | | કુલે વ્હેપાર અર્થે ... | ૧૪,૨૬,૦૦૦ |
| ૭. સુરત વીવીંગ મીલ્સ. | સુરત, મુંબઇ. | સ્પીનીંગ અને વીવીંગ. | ૦,૦૦,૦૦૦ |
| (ખ) લોટ દળવાની ઘંટીઓ | | | |
| ૮. ન્વાટીઆ ફલોર મીલ્સ. | મુંબઇ. | દાણો દળવાનો અને વેચવાનો વેપાર. | ૬,૦૦,૦૦૦ |
| (ક) લાકડાં વ્હેરવાની અને લાકડાંની મીલો. | | | |

| નામ. | ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. |
|---|---|---|---|
| ૯. મેક ક્રોગર એન્ડ કુાં. | રંગુન બર્મા. | લાકડું વ્હેરવાનું વીગેરે. | ૭૫,૦૦,૦૦૦ |
| | | મીલો અને પ્રેસો કુલે... | ૮૩,૦૦,૦૦૦ |
| ચાહની અને બીજી ચાહ રોપવાની કંપનીઓ. | | | |
| ૧૦. ગુલ્મા ટી. કું. | કલકત્તા, બંગાળ. | ચાહની ખેતી. | ૧,૦૦,૦૦૦ |
| ૧૧. ઇસ્ટર્ન ટેરાઇટી એસોસીએશન | ,, | ,, | ૧,૦૦,૦૦૦ |
| | | ચાહની અને ચાહ રોપવાની કુાં. કુલે... ... | ૨,૦૦,૦૦૦ |
| ૪. જમીન અને બાંધકામ. | | | |
| ૧૨. કુમાર ખાલી જમીનદારી કુાં. | બંગાલ. | જમીન મેળવવા વીગેરેનો વેપાર | ૬૦,૦૦૦ |
| | | એકંદર કુલ ... ... | ૯૯,૮૬,૦૦૦ |

---

## IMPORTS & EXPORTS OF GOLD & SILVER.
## સોના રૂપાંની આયાત અને નિકાશના આંકડા.

ઈ. સ. ૧૯૧૫ ના સપ્ટેંબર મહિનામાં થયેલી સોના રૂપાંની આયાત અને નિકાશના આંકડા નીચે આપ્યા છેઃ—

### IMPORTS OF GOLD સોનાની આયાત.

| દેશનું નામ. | | ૧૯૧૪ રૂ. | ૧૯૧૫ રૂ. |
|---|---|---|---|
| બંગાળા | ... | ૫૪૫,૪૦૪ | ૧૯,૩૧,૫૨૨ |
| મુંબાઇ | ખાનગી ... | ૮,૫૫,૦૮૭ | ૪૨,૮૪,૭૪૨ |
| | સરકારી ... | ......... | ........... |
| સિન્ધ | ... | ૬,૦૦૦ | ........... |
| મદ્રાસ | ... | ૧૦૫ | ૪૨૨ |
| બર્મા | ... | ......... | ૨૩,૪૨૫ |
| કુલ | ખાનગી ... | ૧૪,૦૬,૫૯૬ | ૬૨,૪૦,૧૧૧ |
| | સરકારી ... | ......... | ........... |

### EXPORTS OF GOLD. સોનાની નિકાશ.

| | | | |
|---|---|---|---|
| બંગાળા | ... | ૨,૬૨૭ | ૧૨,૫૦૦ |
| મુંબાઇ | ખાનગી | ૧,૨૪,૫૦૦ | ૪૭,૬૧૭ |
| | સરકારી | ......... | ........... |
| સિંધ | ... | ........... | ........... |
| મદ્રાસ | ... | ૭૮૦ | ૮૮ |
| બર્મા | ... | ૧૨૦ | ૨,૭૦૦ |
| કુલ | ખાનગી ... | ૧,૨૮,૦૨૭ | ૬૨,૯૦૫ |
| | સરકારી | ........... | ........... |

### IMPORTS OF SILVER. રૂપાની નિકાશ.

| | | | |
|---|---|---|---|
| બંગાળા | ખાનગી ... | ૧૩.૪૧,૮૯૧ | ૭,૮૩,૯૭૯ |
| | સરકારી ... | ૧,૬૧,૮૨૮ | ........... |
| મુંબઇ | ખાનગી ... | ૨૧,૭૬,૬૮૬ | ૫૩,૦૩,૮૭૦ |
| | સરકારી ... | ......... | ........... |
| સિંધ | ખાનગી ... | ૮૧,૫૨૨ | ૩૭,૧૭૧ |
| | સરકારી ... | ........... | ૧,૫૦,૦૦૦ |
| મદ્રાસ | ... | ૮૪,૬૪૦ | ૨૪૧ |
| બર્મા | ... | ૧૫૦ | ........... |
| કુલ | ખાનગી ... | ૩૬,૮૪,૮૪૪ | ૬૧,૫૫,૨૬૧ |
| | સરકારી ... | ૧૬૧,૮૩૮ | ૧.૫૦,૦૦૦ |

### EXPORTS OF SILVER. રૂપાની આયાત.

| | | | |
|---|---|---|---|
| બંગાળા | ખાનગી ... | ૧,૮૮૪ | ૧,૦૬,૦૪૪ |
| | સરકારી ... | ........... | ........... |
| મુંબાઇ | ખાનગી ... | ૩,૦૦,૦૦૦ | ૪,૮૯,૯૯૦ |
| | સરકારી ... | ........... | ૧૦,૦૫,૦૦૦ |
| સિંધ | ખાનગી ... | ૧૦,૦૦૦ | ૪૯,૧૭,૦૦૦ |
| | સરકારી ... | ........... | ........... |
| મદ્રાસ | ... | ૨૪૦ | ૨૦,૦૭,૦૦૩ |
| બર્મા | ... | ........... | ........... |
| કુલ | ખાનગી ... | ૩,૧૨,૧૨૪ | ૩૦,૯૪,૭૩૭ |
| | સરકારી ... | ........... | ૧૦,૦૫,૦૦૦ |

# IMPORTS OF SUGAR.

## પરદેશી ખાંડની આયાત.

ઇ. સ. ૧૯૧૫ ના સપ્ટેમ્બર માસમાં હિંદુસ્તાનમાં નીચે પ્રમાણે ખાંડની આયાત થઈ હતી.

| જે દેશોમાંથી આયાત થઇ હોય તેનું નામ. | ૧૯૧૪ હંડ્રવેટ. | ૧૯૧૫ હંડ્રવેટ. |
|---|---|---|
| ડેન્માર્ક ... ... ... | ...... | ...... |
| જર્મની ... ... ... | ...... | ...... |
| હૉલાંડ ... ... ... | ...... | ...... |
| બેલજીયમ ... ... ... | ...... | ...... |
| ફ્રાન્સ ... ... ... | ...... | ...... |
| ઑસ્ટ્રીયા હંગરી ... ... ... | ...... | ...... |
| સ્ટેટસ સેટલમેન્ટસ. ... ... ... | ૫૫ | ૧,૩૬૯ |
| જાવા ... ... ... | ૭૪૦,૬૯૬ | ૧,૦૧૮,૪૬૦ |
| ચીન ... ... ... | ૨,૯૪૨ | ૨૦,૯૫૪ |
| જાપાન ... ... ... | ..... | ૧૩,૨૦૨ |
| યુનાઇટેડ કીન્ગડમ ... ... ... | ૨૩૫ | ૭૯૭ |
| ઇજીપ્ત ... ... ... | ... | ૧૦૭ |
| મોરીશિયસ ... ... ... | ૬૧,૦૧૭ | ૭૪,૯૨૪ |
| વેસ્ટ ઇન્ડીઝ ... ... ... | ...... | ...... |
| સાઉથ અમેરિકા ... ... ... | ...... | ...... |
| ઑસ્ટ્રેલીયા ... ... ... | ૨૦ | ...... |
| બીજા દેશો ... ... ... | ૧૭૨ | ...... |
| કુલ- | ૮૦૫,૧૩૭ | ૧,૧૨૯,૮૪૩ |

બ્રિટીશ હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં નીચે પ્રમાણે ખાંડની આયાત થઇ હતી.

| નામ. | બીટની ખાંડ. | | શેરડીની ખાંડ. | | ટોટલ. | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૪ હંડ્રવેટ. | ૧૯૧૫ હંડ્રવેટ. | ૧૯૧૪ હંડ્રવેટ. | ૧૯૧૫ હંડ્રવેટ. | ૧૯૧૪ હંડ્રવેટ. | ૧૯૧૫ હંડ્રવેટ. |
| બંગાળા | ... | ... | ૩૮૭,૦૧૦ | ૫૯૭,૧૩૬ | ૩૮૭,૦૧૦ | ૫૯૭,૧૩૬ |
| મુંબઈ | ... | ... | ૮૬,૭૮૨ | ૨૯૩,૮૫૩ | ૮૬,૭૮૨ | ૨૯૩,૮૫૩ |
| સિંધ | ... | ... | ૨૨૨,૫૮૭ | ૧૮૧,૩૦૮ | ૨૨૨,૫૮૭ | ૧૮૧,૩૦૮ |
| મદ્રાસ | ૨ | ... | ૩૪,૯૭૯ | ૧૨,૮૯૩ | ૩૪,૯૮૧ | ૧૨,૮૯૩ |
| બર્મો | ... | ... | ૭૩,૭૭૭ | ૪૪,૬૫૩ | ૭૩,૭૭૭ | ૪૪,૬૫૩ |
| કુલ | ૨ | ... | ૮૦૫,૧૩૫ | ૧,૧૨૯,૮૪૩ | ૮૦૫,૧૩૭ | ૧,૧૨૯,૮૪૩ |

ધી ઓગ્રો [illegible]

# SPINNING & WEAVING RETURNS.

## સુતર અને સુતરાઉ કાપડના આંકડાઓ.

ઇ. સ. ૧૯૧૫ ના ઑગષ્ટ માસમાં હિંદુસ્તાનની મીલોમાં નીચે પ્રમાણે સુતર તથા સુતરાઉ કાપડ બનાવવામાં આવ્યા હતાં.

સુતર (રતલ)

| બ્રિટીશ ઇન્ડીયા | | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|---|
| મુંબઇ | | ૪૦,૨૪૬,૬૫૧ | ૧૪૫,૧૧૫,૫૩૨ |
| મદ્રાસ | | ૩,૬૬૭,૦૫૬ | ૩,૭૬૧,૪૭૬ |
| બંગાળા | | ૨,૮૧૯,૭૮૯ | ૨,૭૩૫,૯૦૯ |
| યુનાઇટેડ પ્રૉવીન્સીઝ | અ. | ૩,૯૩૯,૨૯૧ | ૩,૭૧૫,૭૦૬ |
| અજમેર મેવાડ | | ખ. | ૩૩-,૭૫૦ |
| પંજાબ | ક. | ૫૧૬, ૦૧૮ | ૪૦૩,૪૫૭ |
| દીલ્હી | | ગ | ૨૩૨,૦૬૧ |
| મધ્યપ્રાંતો તથા બિરાર | | ૨,૯૩૧,૨૬૧ | ૩,૧૭૪,૨૦૬ |
| બ્રિટીશ ઇંડીયામાં કુલ | | ૫૩,૯૨૦,૦૬૬ | ૫૯,૪૭૮,૦૯૭ |
| દેશી રાજ્યો | | ૩,૨૬૨,૯૯૪ | ૨,૯૨૩,૮૦૯ |
| કુલ ... | | ૫૭,૧૮૩,૦૬૦ | ૬૨,૪૦૧,૯૦૬ |

કાપડ

| બ્રિટીશ ઇન્ડીયા | | | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|---|---|
| મુંબઇ | રતલ | | ૧૪,૯૭૯,૪૦૭ | ૧૭,૭૦૩,૨૩૦ |
| | વાર | | ૬૨,૮૯૮,૨૧૬ | ૭૨,૧૪૯,૬૯૩ |
| મદ્રાસ | રતલ | | ૬૬૦,૦૫૭ | ૯૪૦,૧૦૨, |
| | વાર | | ૨,૧૪૪,૯૨૫ | ૩,૦૫૦,૯૫૧ |
| બંગાળ | રતલ | | ૩૬૫,૦૬૫ | ૧૭૯,૮૯૧ |
| | વાર | | ૨,૨૬૯,૮૭૪ | ૧,૦૬૬,૨૦૯ |
| યુનાઇટેડ પ્રોવીન્સીઝ | રતલ | અ. | ૯૬૪ ૦૩૦ | ૧,૦૩૬,૦૭૪ |
| | વાર | | ૩,૭૯૨,૩૩૮ | ૩,૩૯૮,૨૯૧ |
| પંજાબ | રતલ | ખ. | ૬૩,૪૭૦ | ૨૧,૬૬૬ |
| | વાર | | ૨૭૩,૩૫૬ | ૪૭,૬૧૮ |
| મધ્ય પ્રાતો અને બિરાર | રતલ | | ૯૩૦,૯૮૮ | ૧,૧૨૫,૯૭૨ |
| | વાર | | ૩,૬૧૦,૧૭૨ | ૪,૨૧૦,૭૮૬ |
| અજમેર મેવાડ | રતલ | | ખ. | ૧૧૯,૬૯૧ |
| | વાર | | | ૭૬૭,૦૧૪ |
| દીલ્હી | રતલ | | ગ. | ૧૩,૪૦૨ |
| | વાર | | | ૨૬,૯૧૩ |
| બ્રિટીશ હિંદુસ્તાનમા કુલ | રતલ | | ૧૭ ૯૬૩,૦૫૭ | ૨૧,૧૪૦,૦૨૮ |
| | વાર | | ૭૪,૯૮૮,૬૮૧ | ૮૪,૭૧૭,૪૭૫ |
| દેશી રાજ્યો | રતલ | | ૧,૫૬૩,૭૨૨ | ૧,૫૫૮,૩૩૦ |
| | વાર | | ૬,૦૩૩,૬૩૭ | ૫,૯૪૪,૦૨૯ |
| એકંદર ટોટલ | રતલ | | ૧૯,૫૨૬,૭૭૯ | ૨૨,૬૯૮,૩૫૮ |
| | વાર | | ૮૧,૦૨૨,૩૧૮ | ૯૦,૬૬૧,૫૦૪ |

(અ) અજમેર મેવાડના આકડા એમા આવી જાય છે (ક) યુનાઇટેડ પ્રોવીન્સીઝના આકડામા એનો સમાવેશ થાય છે

(ખ) દીલ્હીના આકડા એમા આવી જાય છે (ગ) પંજાબના આકડામા એનો સમાવેશ થયો છે

## IMPORT OF COTTON YARN.

## સુતરની આયાત.

ઇ. સ. ૧૯૧૫ ના સપ્ટેમ્બર મહિનામાં બ્રિટીશ હિંદુસ્તાનમાં પરદેશથી નંબર ૩૧ તથા તેથી ઉંચા નંબરનું સુતર નીચે પ્રમાણે આયાત થયું હતું.

| જાત અને નંબર. | બંગાળા. | મુંબઇ. | સિંધ. | મદ્રાસ. | બર્મા. | ટોટલ. |
|---|---|---|---|---|---|---|
| ગ્રુલઍન્ડ વૉટર | પાઉન્ડઝ. | પાઉન્ડઝ | પાઉન્ડઝ | પાઉન્ડઝ. | પાઉન્ડઝ | પાઉન્ડઝ. |
| નં. ૩૧ થી ૪૦ | ૬૩,૮૨૦ | ૪૨૬,૭૦૫ | ૪૭,૨૧૨ | ૨૫૮,૫૦૦ | ૧૬,૦૦૦ | ૮૧૨,૨૩૭ |
| નં. ૪૧ થી૫૦. | ૬૭,૬૦૦ | ૧૯૭,૬૨૭ | ૫૦૦ | ૭૦,૭૫૦ | ...... | ૩૩૬,૪૭૭ |
| નં. ૫૦ થી ઉપર | ૧૧૪,૯૮૩ | ૧૬૮,૭૬૮ | ૫૦૦ | ૯૧,૮૪૨ | ...... | ૩૭૬,૦૯૩ |
| મૅરેન્જ, રેડ અને બીજા રંગોવાળું | | | | | | |
| નં. ૩૧ થી ૪૦. | ૨૬૯,૦૪૧ | ૩૩૭,૯૫૦ | ૧૭૪,૫૭૦ | ૫૫૬,૩૩૪ | ૬૬,૨૬૦ | ૧,૩૩૪,૧૫૫ |
| નં. ૪૧ થી ૫૦ | ૧૦,૮૦૦ | ૨૬,૧૫૦ | ...... | ૭૯,૨૦૦ | ૧૯,૨૦૦ | ૧૩૫,૩૫૦ |
| નં. ૫૦થી ઉપર. | ...... | ૫,૮૦૦ | ...... | ૫૧,૭૦૦ | ૧૭,૪૫૦ | ૭૪,૮૫૦ |
| ટોટલ | ૫૨૬,૨૪૪ | ૧,૧૬૩,૦૦૦ | ૧૫૨,૭૮૨ | ૧,૧૦૮,૩૨૬ | ૧૧૮,૯૧૦ | ૩,૦૬૯,૨૬૨ |

## COMPARATIVE STATEMENT OF TRAFFIC AT THE PORT TRUST WAREHOUSES FOR THE MONTH OF OCTOBER 1915.

## ઇ. સ. ૧૯૧૫ ના અકટોબર માસ માટે પોર્ટટ્રસ્ટની વેરહાઉસીઝમાંના વેપારને લગતા સરખામણી કરનારા આંકડા.

| માલની જાત. | ૧૯૧૫ ના તા. ૩૦ મી સપ્ટેમ્બર ને દિને સ્ટૉક | ૧૯૧૫ ના અકટોબરમાં થયેલી ડીલીવરી | ૧૯૧૫ ના અકટોબરની ૩૧ મી તારીખે સ્ટૉક. | ૧૯૧૪ ની ૩૧ મી અકટોબર ને દિને સ્ટૉક. |
|---|---|---|---|---|
| રૂના કાપડની ગાંસડી | ૫૩,૪૧૨ | ૯,૯૧૪ | ૫૧,૦૩૯ | ૫૮,૯૮૯ |
| ,, ,, પેટી | ૫૮,૨૩૪ | ૧૮,૬૦૦ | ૫૪,૮૪૦ | ૬૬,૫૬૦ |
| રેશમ તથા ઉનની પીસગુડઝ ગાંસડી | ૬૦૬ | ૨૯૬ | ૫૬૮ | ૧,૨૪૯ |
| રેશમ તથા ઉનની પેટી | ૧,૫૩૯ | ૧,૯૩૯ | ૧,૪૦૨ | ૨,૮૮૫ |
| ટ્વીસ્ટ અને યાર્ન (સુતરાઉના) પેકેજીઝ | ૯,૨૩૮ | ૩,૯૯૫ | ૮,૬૩૮ | ૧૧,૦૪૯ |
| ,, રેશમ તથા ઉનના પેકેજીઝ | ૨,૬૮૪ | ૪૨૩ | ૨,૯૩૨ | ૧,૪૫૯ |
| ત્રાંબાના ટન | ૪,૧૨૦ | ...... | ૪,૦૬૨ | ૪,૬૬૭ |
| પીતળના ટન | ૨,૦૫૨ | ...... | ૧,૮૩૭ | ૩,૬૨૦ |

ધી બોમ્બે ટાઇમ્સ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

# SEA-BORNE TRADE OF INDIA.

## હિંદુસ્તાનનો દરિયાઈ વેપાર.

ઇ૦ સ૦ ૧૯૧૫ ના સપ્ટેમ્બર માસમાં થયેલી આયાત અને નિકાશ નીચે પ્રમાણે હતી.

| ચીજનું નામ. Imports. | આયાત. ૧૯૧૪ મા રૂ. | ૧૯૧૫ માં રૂ. |
|---|---|---|
| જીવતા જનાવરો ... ... ... | ૬૦,૯૫૬ | ૩૯,૪૮૦ |
| દારૂગોળો હથીયાર વિગેરે ... | ૧,૭૦,૦૭૦ | ૨૫૯,૩૯૭ |
| છાપેલી ચોપડી, નકશા વિગેરે ... | ૨,૬૭,૨૮૯ | ૩,૭૮,૯૨૩ |
| બુટસ અને શુઝ ... ... ... | ૪૫૯,૧૩૯ | ૩,૩૯,૩૩૮ |
| ઘર બાધવાનો સામાન ... ... | ૨,૬૧,૬૭૩ | ૧૧,૫૮,૪૮૫ |
| મીણબત્તી .. ... ... | ૩૭,૨૭૦ | ૩૮,૫૫૯ |
| રેલ્વે ગાડા સિવાયની ગાડીઓ ... | ૯૦,૩૦૧ | ૭૭,૭૩૬ |
| રસાયણિક પદાર્થો ... ... . | ૩,૧૮,૮૪૭ | ૧૪,૦૧,૬૧૦ |
| ઘડીયાળો ... ... ... | ૨૭,૮૦૯ | ૨,૦૭,૯૯૮ |
| કોલસા ... ... ... | ૪,૫૭,૯૦૭ | ૨,૮૭,૯૧૯ |
| કૉફી ... . ... ... | ૬૫,૧૭૩ | ૫૪,૩૭૮ |
| કાથો (ગીંદરી) . ... .. | ૩૦,૯૦૨ | ૬૪૯ |
| દોરડા ... ... ... | ૨૮,૯૧૫ | ૧,૨૩,૧૭૧ |
| કટલરી (કાપકુપ કરવાના હથીયાર) ... | ૭૨,૪૦૨ | ૧,૦૮,૫૩૬ |
| સાઇકલો ... ... .. | ૧,૧૮,૯૫૨ | ૧,૮૮,૫૧૫ |
| કપુર ... .. ... | ૧,૮૦,૦૪૫ | ૧,૭૨,૭૧૭ |
| બીજી જાતની દવા મળી કુલ ... | ૫,૮૭,૫૬૭ | ૧૦,૪૨,૬૩૨ |
| લુગડા રંગવાની ચીજો ... | ૩,૬૨,૮૪૫ | ૪,૨૭,૦૧૭ |
| ફટાકડા ... ... ... | ૧,૭૫,૭૭૩ | ૧,૮૯,૬૦૭ |
| ફરનીચર ... ... ... | ૯૯,૦૧૬ | ૧,૩૫,૪૩૩ |
| કાચનો સામાન ... ... ... | ૩,૨૩,૨૦૫ | ૧૦,૧૮,૨૫૮ |
| ચોખા ... ... ... | ૯૯૩ | ૧૪,૨૮,૩૫૫ |
| ઘઉ ... ... ... | ...... | |
| ઘઉંનો લોટ ... ... ... | ૧૯,૧૭૯ | ૫૬,૪૯૧ |
| હાર્ડવેર .. .. ... | ૧૧,૩૨,૧૭૩ | ૨૩,૫૩,૧૨૫ |
| ધુપ ... ... ... | ...... | .. ... |
| ચામડા બિન કેળવાયલા ... | ૨૧,૦૩૧ | ૬૧,૩૯૮ |
| ઈલિકટ્રીસીટીને લગતા હથીઆરો. .. | ૩,૪૭,૦૦૧ | ૮,૭૦,૭૮૦ |
| સંગીત વિગેરેને લગતાં હથીઆરો કુલ. | ૫,૯૩,૯૨૬ | ૧૩,૬૩,૩૨૮ |
| હાથીદાત .. . .. | ૮૧,૮૩૮ | ૧,૪૧,૧૧૪ |
| ઝવેરાત ... ... ... | ૧,૯૧,૨૭૬ | ૧,૨૬,૧૦૮ |

મેટેલીક શીલીંગના સારા ડાઝાઇન ગમશે કે ?

| | ૧૯૧ | ૧૯૧૫ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| કેળવાએલાં ચામડાં... ... ... | ૧,૯૧,૭૮૭ | ૩,૦૨,૪૭૧ |
| દારૂ ... ... ... ... | ૭,૪૬,૨૦૯ | ૧૭,૧૪,૪૦૭ |
| મશીનરી અને મીલ સ્ટોર્સ ... ... | ૨૬,૧૨,૮૮૧ | ૪૩,૬૮,૦૨૦ |
| દીવાસળી ... ... ... ... | ૫,૫૪,૩૬૩ | ૧૦,૪૫,૨૨૮ |
| પીત્તળ ... ... ... ... | ૭૬,૮૩૧ | ૧,૭૨,૭૫૪ |
| ત્રાંબું ... ... ... .. | ૮,૩૮,૬૯૪ | ૨,૨૮,૪૧૯ |
| જર્મન સોલ્વર ... ... ... | ૩૯,૧૧૦ | ૮,૮૧૨ |
| લોઢું ... ... ... ... | ૧,૬૧,૧૧૨ | ૩,૦૩,૧૪૮ |
| લોઢું અને સ્ટીલ ... ... ... | ૩૨,૫૮,૮૩૨ | ૮૨,૪૧,૮૨૯ |
| સ્ટીલ ... ... ... ... | ૪૩૮,૨૧૩ | ૨૦,૭૧,૭૦૯ |
| સીસું ... ... ... ... | ૩૭,૪૬૮ | ૨,૮૮,૭૫૯ |
| મોટર ગાડીઓ અને સાઇકલો ... | ૪,૩૮,૬૨૫ | ૮,૫૬,૮૦૪ |
| કેરોસીન તેલ ... ... ... | ૨૩,૨૮,૯૨૪ | ૨૫,૬૦,૧૦૦ |
| અળસીનું તેલ ... ... ... | ૪૮,૦૦૨ | ૩૧,૮૬૨ |
| બીજી જાતનાં તેલો મળી કુલ .. | ૨૭,૯૬,૪૮૨ | ૩૫,૧૧,૪૮૭ |
| રંગ રોગાન વિગેરે ... ... ... | ૪,૦૧,૫૪૬ | ૮,૭૩,૨૩૮ |
| કાગળો ... ... ... ... | ૪૯૧,૧૯૭ | ૧૨,૩૯,૧૧૧ |
| રેલ્વે ગાડીઓ તથા સામાન મળી કુલ... | ૪૪,૪૮,૭૫૮ | ૪૩,૩૯,૩૬૩ |
| ઘીહું ... ... ... .. | ૪૮૫,૩૯૮ | ૧૧,૩૪,૮૦૫ |
| સાબુ .. ... ... ... | ૨,૯૭,૭૪૪ | ૭,૩૪,૫૫૩ |
| સોપારી ... ... ... ... | ૫,૩૨,૪૦૯ | ૧૪,૨૬,૦૫૬ |
| તેજાનો કુલ . ... ... ... | ૭,૯૨,૩૧૮ | ૧૯,૧૫,૨૩૮ |
| સ્ટેશનરી ... ... ... ... | ૨,૫૪,૮૮૯ | ૫૩૩,૪૯૧ |
| ખાંડ ... ... ... ... | ૧,૦૨,૯૭,૯૧૫ | ૧,૮૩,૪૦,૦૪૯ |
| સુતર કાચું ... ... . | ૫,૦૪૫ | ૯૩,૪૨૪ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... ... | ૧૬,૨૬,૦૯૫ | ૩૮,૬૧,૫૭૧ |
| વગર ધોએલા પીસ ગુડઝ ... .. | ૧,૧૨,૩૫,૧૩૮ | ૧,૪૫,૭૮,૯૪૮ |
| ધોયેલાં પીસ ગુડઝ... ... ... | ૪૫,૮૩,૦૧૧ | ૯૪,૯૯,૮૭૪ |
| રંગીન અને છાપેલાં પીસ ગુડઝ ... | ૪૮,૧૮,૩૬૪ | ૯૬,૩૩,૭૮૭ |
| શીવવાના દોરા .. ... ... | ૯૬,૩૦૫ | ૪,૨૪,૧૨૯ |
| સુતર એકદર .. ... ... | ૨,૪૭,૮૭,૦૧૨ | ૪,૦૧,૦૩,૯૬૪ |
| રેશમ કાચું ... ... ... | ૧૨,૪૭,૮૬૬ | ૧૭,૬૬,૮૫૬ |
| રેશમના પીસ ગુડઝ . ... ... | ૯,૧૯,૭૩૪ | ૨૧,૩૨,૦૬૨ |
| કાચું ઉન ... ... ... | ૫૦,૫૭૨ | ૫૮,૬૮૫ |
| હોઝીઅરી ... ... ... | ૧,૯૮,૮૪૩ | ૭૭,૦૨૫ |
| ઉનના પીસ ગુડઝ ... ... ... | ૧૨,૭૧,૯૪૫ | ૭,૩૪,૯૪૮ |
| ઉન કુલ ... ... ... | ૧૮,૫૯,૨૫૯ | ૧૧,૨૧,૩૩૪ |
| તંબાકુ ... ... .. | ૩,૦૩ ૯૫૮ | ૭,૧૬,૦૫૬ |

ધી ઓગષ્ઠે ટાઇલ માટ ૨૧ બેક ગ્રાટ ફ્રોટ મુંબાઇ.

| | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| લાકડાં ... ... ... | ૭,૬૬,૩૦૨ | ૫,૭૯,૬૮૧ |
| રમકડાં ... ... ... | ૧,૩૮,૬૭૩ | ૩,૦૨,૮૫૩ |
| છત્રીઓ ... ... ... | ૩૮,૬૭૨ | ૯૫,૦૭૮ |
| છત્રીઓનો સામાન ... ... ... | ૩૨,૭૮૮ | ૧,૧૧,૫૨૬ |
| કુલે આયાત ... | ૭,૩૯,૮૬,૧૧૧ | ૧૨,૮૩,૮૧,૬૦૯ |

Exports. નિકાશ.

| ચીજનું નામ. | '૧૯૧૪-રૂા. | ૧૯૧૫-પૌંડ. |
|---|---|---|
| જીવતાં જનાવરો ... ... ... | ૫૮,૦૯૫ | ૧,૫૨,૮૨૭ |
| બ્રસ કરવા માટે રેસા ... ... | ૯,૬૫૨ | ૩૧,૪૨૦ |
| મીણબત્તી ... ... ... | ૧૦૮,૮૬૨ | ૧,૧૬,૮૧૬ |
| સૉલ્ટ પીટર ... ... ... | ૧,૬૩,૧૩૦ | ૪,૭૨,૧૪૯ |
| કોલસા ... ... ... ... | ૨,૬૧,૦૪૩ | ૭,૩૯,૦૭૫ |
| કૉફી ... ... ... ... | ૧૩,૭૩૪ | ૨,૧૬,૦૯૧ |
| કાથો, (સાદરી) ... ... ... | ૧,૨૨,૮૪૯ | ૧૧,૩૫,૯૯૪ |
| દોરડાં ... ... ... ... | ૨૦,૩૮૨ | ૯૧,૧૫૧ |
| દવાઓ ... ... ... ... | ૪૧,૮૩૨ | ૨,૧૨,૫૨૬ |
| ગળી ... ... ... ... | ૪૨,૬૬૩ | ૮,૬૭,૯૭૩ |
| હરડાં બેડાં ... ... ... | .૭૫,૬૯૪ | ૬,૭૧,૬૨૪ |
| લુગડાં, ચામડાં રંગવાની ચીજો કુલ... ... | ૧,૩૯,૭૯૧ | ૧૭,૦૬,૨૪૭ |
| ફળ ને શાક ... ... ... | ૩,૦૩,૯૩૭ | ૪,૨૦,૯૪૮ |
| ડાંગર ... ... ... ... | ૨૯,૯૯૬ | ૧,૦૪,૨૫૬ |
| ચોખા ... ... ... ... | ૫૧,૮૪,૦૭૯ | ૭૮,૬૦,૨૨૦ |
| ઘઉની સરકારી ચઢત ... ... ... | ........ | ૨,૯૪,૦૯૨ |
| કુલ ઘઉં ... ... ... ... | ......... | ૭,૫૧,૭૦૩ |
| ઘઉંનો લોટ ... ... ... | ૬,૨૧,૩૦૫ | ૧૧,૬૪,૧૯૩ |
| બીજી જાતનો દાણો ... ... | ૧,૩૩,૩૯,૪૫૩ | ૧,૫૩,૪૦,૭૯૯ |
| વગર કેળવાયલાં ચામડાં ... ... | ૧૮,૦૩,૭૫૮ | ૭૬,૨૦,૪૨૮ |
| લાખ ... ... ... ... | ૫,૬૪,૩૮૦ | ૫,૭૫,૪૩૭ |
| કેળવાયલાં ચામડાં ... ... ... | ૩,૨૧,૬૨૬ | ૪૩,૪૪,૫૦૮ |
| દારૂ ... ... ... ... | ...... | ૫૮૫ |
| રબર ... ... ... ... | ૫,૪૨,૯૯૫ | ૧૦,૦૩,૧૯૧ |
| ખાતર ... ... ... ... | ૧,૩૬ ૮૦૨ | ૫,૬૮,૯૦૯ |
| મેંગેનીઝ ... ... ... | ૨,૧૮,૫૭૫ | ૧૧,૨૯,૯૯૮ |
| લોઢું અને સ્ટીલ ... ... ... | ૧,૭૫,૦૬૦ | ૬,૧૨,૨૯૭ |
| ધાતુ કુલ ... ... ... | ૪,૭૫,૯૪૯ | ૨૪,૧૨,૩૧૧ |
| મીણ ... ... ... | ૫,૬૦,૨૭૭ | ૮,૧૩,૪૧૮ |
| અબરખ ... ... ... | ૧૫,૭૬૦ | ૧,૬૫,૪૯૪ |
| દીવેલ ... ... .. | ૩૬,૫૭૦ | ૧,૦,૧૩૨૯ |
| કોપરેલ ... ... ... | ૧,૬૧,૮૩૧ | ૨,૩૬,૨૨૪ |

| | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| આળસીનું તેલ ... | ૨૧,૯૩૭ | ૫,૨૯૭ |
| બીજી જાતનાં તેલો મળી કુલ... | ૩,૧૦,૬૬૪ | ૮,૨૪,૦૪૩ |
| ખોળ ... | ૩,૭૭,૦૪૪ | ૮,૦૩,૪૫૫ |
| અફીણ ... | ૨,૬૨,૨૦૦ | ૮,૬૮,૩૭૫ |
| ઘી ... | ૧,૨૮,૭૭૩ | ૨,૩૩,૪૫૨ |
| દીવેલી ... | ૨,૮૮,૬૨૬ | ૧૫,૩૦,૬૯૨ |
| ટોપરાં ... | ૮,૩૬૭ | ૩૧,૩૪૭ |
| કપાસીયા... | ૬,૮૬,૨૭૪ | ૧૦,૧૫,૩૦૪ |
| સોયસીંગ ... | ૧,૩૩,૮૧૦ | ૨૪,૧૦,૯૬૪ |
| અળસી ... | ૪૧,૦૯,૪૭૯ | ૨૨,૨૫,૩૮૯ |
| ખસખસ... | ૨૦,૭૯૯ | ૬૩૩ |
| સરસવ ... | ૨,૫૩,૪૪૬ | ૮,૦૦,૬૭૫ |
| તલ ... | ૪૧,૨૦૦ | ૯૯,૭૦૧ |
| તેજાનો ... | ૧,૨૯,૪૯૪ | ૨,૯૬,૫૦૧ |
| ખાંડ ... | ૧૨,૧૦૫ | ૬૨,૦૬૮ |
| રૂ ... | ૧,૬૮,૦૩,૦૫૨ | ૨,૯૧,૧૮,૮૯૯ |
| કાચું રૂ ... | ૩૬,૩૦,૯૮૫ | ૧,૬૭,૫૬,૪૪૨ |
| ટ્વીસ્ટ અને યાર્ન ... | ૧૮,૬૧,૮૦૨ | ૮૩,૦૫,૬૭૪ |
| રૂમાલ અને શાલો ... | ...... | ૧,૬૫,૧૪૧ |
| પીસ ગુડઝ ... | ૨,૨૫,૪૬૩ | ૧૬,૯૮,૫૩૭ |
| શણ ... | ૧,૧૦,૨૪૬ | ૨,૭૦,૬૦૩ |
| જ્યુટ કાચું ... | ૭૩,૯૧,૦૩૮ | ૧,૬૮,૦૪,૨૦૧ |
| ટ્વીસ્ટ અને યાર્ન ... | ૧૦,૩૫૭ | ........ |
| ગની બેગઝ ... | ૭૦,૯૮,૯૭૨ | ૨,૧૪,૨૫,૫૯૨ |
| ગુણપાટ ... | ૧,૦૭,૭૨,૭૦૨ | ૧,૪૯,૩૬,૨૯૮ |
| રેશમ ( કાચું ) ... | ૪,૫૧૫ | ૫૧,૬૬૫ |
| રેશમ કુલ ... | ૨૨,૨૪૦ | ૭૭,૫૯૯ |
| ઉન કાચું ... | ૩,૬૦,૪૪૦ | ૪૩,૦૯,૦૦૧ |
| ઉનની ધાબળીઓ ને ગાલીચા વગેરે .. | ૮૬,૧૩૭ | ૧,૨૮,૯૪૯ |
| તંબાકુ, બીડી વિગેરે ... | ૯૩,૫૫૨ | ૩,૮૬,૧૧૭ |
| લાકડાં, પાટીયાં વિગેરે ... | ૨,૪૮,૬૩૯ | ૧૧,૦૭,૧૦૧ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નિકાશ સરકારી ઘઉંની નિકાશ સાથે. | ૭,૫૬,૫૩,૦૬૦ | ૧૬,૯૦,૩૩,૪૭૨ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નિકાશ ઘઉંની સરકારી નિકાશ સિવાય. | .......... | ૧૬,૮૭,૩૯,૩૮૦ |

—(॰)—

ધી બોમ્બે ટાઈલ માર્ટ ૨૧ બેંક આર્ટ કોર્ટ મુંબઈ

# NEW PATENTS.

## નવાં પેટંટો.

કલકત્તાની પેટંટ ઑફીસમાં નવી શોધો માટે પેટંટો મેળવવા સને ૧૯૧૫ ના અકટોબર માસમાં નીચે મુજબ અરજીઓ કરવામાં આવી હતી.

| અરજી કરનારનું નામ. | શા માટે. |
|---|---|
| ધી જનરલ ઇલેક્ટ્રીક કું. | ગ્રામોફોન-યંત્રમાં સુધારો. |
| મીનરલ્સ સેપરેશન લીમીટેડ. | કાચી ધાતુને એકઠી કરવામાં સુધારો. |
| ઇ. બી. દારૂવાલા. | તાળાઓમાં સુધારો. |
| ન્યુયોર્કની સ્ટેંડર્ડ ઓઇલ કું. | મીણબત્તિઓમા સુધારો. |
| ઓ. ટી. કે. કાઇશા | માંખીઓ પકડવાના યંત્રમાં સુધારો |
| સુબેરોઇ લીમીટેડ. | નીચે જણાવેલી ચીજોમાં સુધારો—પોલો અને ગોલ્ફ રમવાની લાકડીઓ—ક્રોકે રમતમાં વપરાતી મેલેટો—બાર. ડમ્બેલ્સ. ટ્રેપીઝ બાર વીગેરે. |
| એસ. એસ. લોરેન્સ અને એસ લોરેન્સ. | સુર્યનું તેજ હેરાન કર્તા ન થઇ પડે તે માટે પહેરવાના ચશમાં. |
| વી. જી નાયર. | પાણી ગરમ કરવાનું અને ચુલા તરીકે વપરાય એવું યંત્ર. |
| કે. બી. દ[illegible]ોબરજોર. | બગડી ગયલા તળાવોમાં ખરાબ હવા કાઢી નાખવાની અને એક જથ્થે કરવાની રીત. |
| એચ. નીલ | પાણી ચોખ્ખું કરવામાં સુધારો. |
| એસ. સી દાસગુપ્ટા. | પોટેશ સલ્ફેટ, સોડા સલ્ફેટ અને સુરોખાર બનાવવાની રીત. |

